શ્રી સિદ્ધચક્રાય નમઃ

# સાગર સમાધાન

યાને

# આનન્દ તત્ત્વ વાટિકા

## પ્રથમ ભાગ

ઉપદેશક-

પૂ. આચાર્યદેવશ્રીના શિષ્ય મુનિ ગુણસાગરજી
મહારાજ

પ્રકાશક-

શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ મુંબઈ

કિંમત રૂા. ૩-૮-૦

પ્રકાશક –
શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક
સમિતિ તરફથી
ઝવેરી પાનાચંદ રૂપચંદ
૨૫-૨૭ ધનજી સ્ટ્રીટ-મુંબઈ.

પ્રથમ આવૃત્તિ
નકલ ૧૦૦



પ્રાપ્તિસ્થાન –
જૈનાનંદ પુસ્તકાલય
ગોપીપુરા-સુરત

મુદ્રક –
શાહ ગુલાબચંદ લલ્લુભાઇ,
શ્રી મહોદય પ્રીંટીંગ પ્રેસ
દાણાપીઠ—ભાવનગર

પૂ આગમોદ્ધારક આચાર્યશ્રી આનન્દસાગર
સૂરીશ્વર મહારાજ



જેઓશ્રીની આગમ સાહિત્ય સેવા સૌ કોઈ
અભિવાદે છે

થી મહોદય પ્રેસ-ભાવનગર.

# પ્રસ્તાવના

ગ્રંથો પુસ્તકો કે પુસ્તિકાઓને અંગે પ્રસ્તાવના આપવાની પરંપરા ચાલુ છે નાના કે મોટા દરેક ગ્રન્થને સામાન્ય કે વિશેષ પણ, તે ગ્રન્થનાં ઉદ્દેશ રહસ્ય, રૂપરેખાદિ દર્શાવનાર નાની કે મોટી પ્રસ્તાવના હશે. ઐતિહાસિક, ભૌગોલિક વૈજ્ઞાનિક નૈબધિક જીવનચરિત્ર નવલ કથા કે નાટક નાટિકાને લગતા વૈદકીય, જ્યોતિષિક નૈતિક કે ધાર્મિક કોઈપણ પ્રકારના ગ્રંથને વાંચવાનો પ્રારંભ કરતા પહેલાં વાચનાર પ્રાય પ્રસ્તાવનામાં પ્રથમ નજર ફેરવી લે છે. ગ્રંથમાં જે કાંઈ આપવામાં આવ્યું હોય તેનો યથાવકાશ, યથાસ્થાન યથાશક્ય ઓછા કે વત્તા અંશે ખ્યાલ આપવાનું કામ એ જ પ્રસ્તાવના પ્રસ્તાવના એટલે ગ્રન્થની રૂપરેખા પ્રસ્તાવના એટલે ગ્રન્થમાં પીરસાયેલ રસવતીની વાનગી અગાઉ સાથે સાથે તેમાં અન્ય વસ્તુઓ જેવા કે પ્રકાશનનો ઉદ્દેશ, વ્યવસ્થા, પરિશ્રમાદિ લેનારા તથા સહાયકોનો આભાર વિગેરે વિગેરે પણ લખવામાં આવે છે

શ્રી સિદ્ધચક્ર સાહિત્ય પ્રચારક સમિતિ મારફત પ્રસિદ્ધ થતા શ્રી 'સિદ્ધચક્ર' નામે પાક્ષિકમાં શ્રી સાગર-સમાધાન નામનો, પ્રશ્નો, શંકાઓના સમાધાનોનો સંગ્રહ એ જ આ ગ્રંથ ટૂંકું અર્થાત્ અધૂરૂ પણ મધુર (હાર્દિક ભાવજ ય) 'શ્રી સાગરજી' એ સુપ્રસિદ્ધ નામથી, અને જે મહર્ષિ એ નામથી સહજે ઓળખાય છે તેમનાથી જૈન સમાજમાં કોઈ જ અપરિચિત નથી! જૈન સમાજના પરમ ઉપકારી શાસનના પરમ પ્રભાવક શ્રી સાગરજી મહારાજશ્રીની ઓળખાણ આપવી

એ બાલચેષ્ટા કિન્તુ તક પામીને એ મિષે એ પુણ્ય પુરૂષનુ, શાસનના ધુરંધુર સૂરિપુંગવનુ સ્મરણ થાય ભક્તિ થાય એ અનુમોદનીય છે, કર્તવ્ય છે શૈલાનાનરેશપ્રતિબોધક વાદી ગજમલ્લજનકેસરી કલિકાલકલ્પતરૂ સ્વ-પર-શાસ્ત્ર-રહસ્ય-નિષ્ણાત જ્ઞાનવૃદ્ધ વયોવૃદ્ધ, નામસ્મરણીય પૂજ્યપાદ આગમોદ્ધારક આચાર્યદેવ, શ્રીમદ્ આનંદસાગર સૂરીશ્વરજી મહારાજ, એજ શ્રી જૈન સમાજના પ્રાણાધિકવલ્લભ શ્રી સાગરજી મહારાજ ! તીર્થને અંગે સિદ્ધાંતને અંગે જ્યારે જ્યારે તેવા તેવા પ્રસંગો પ્રાપ્ત થયા છે ત્યારે ત્યારે લેશ પણ વિશ્રાંતિ વિના કોઇની કે કશા પણ કારણની પરવા વિના તેઓશ્રીએ પ્રભુ શાસનની અપ્રતિમ સેવાઓ બજાવી છે એવી સેવામાંજ જીવનને તન્મય બનાવ્યુ છે અને શાસનના એ મહારથીએ પ્રભુ શાસનની વિજયપતાકાજ ફરકાવી છે

એમ તો તેઓશ્રીની અગણિત સેવાઓ વિદ્યમાન છે, તેઓશ્રીનુ જીવનજ સેવાના સાક્ષાત્કાર સમાન છે પણ અનેકવિધ સેવાઓમા આગમસેવા એ તેઓશ્રીનુ પ્રધાનતમ આત્મીય જીવન છે આગમના વાચન, સંશોધન, પ્રકાશન આદિથી તો તેઓશ્રી એ સાક્ષરશિરોમણિ સુપ્રસિદ્ધ હતાજ છેજ કિન્તુ છેલ્લે છેલ્લે શ્રીપાદલિપ્તપુરે શ્રી સિદ્ધગિરિની શીતલ અને પવિત્ર છાયામા તલેટી નજીક દેવવિમાન સદૃશ શ્રી વર્દ્ધમાન જૈનાગમ મન્દિરની સ્થાપના દ્વારા શ્રી જૈન સંઘને તેઓશ્રીએ એક અનન્ય લાભ આપ્યો છે કીર્તિના કલશ સમાન, અભૂતપૂર્વ આ સ્થાપત્ય એ આ જ્ઞાનના મહાસાગરરૂપ મહર્ષિના અનિર્વચનીય આગમ પ્રેમનો તે હૃદયની તમન્નામાંથી પ્રાદુર્ભૂત થયેલ પ્રત્યક્ષ આકાર છે

આ જમાનો બુદ્ધિવાદનો કહેવાય છે બુદ્ધિની ખાસ પોબારાય છે પણ બુદ્ધિના નામે ચાલી રહ્યુ છે છદ્મમ્ તૃતીયમ્ અને 'શુદ્ધિ'ની તો કોઇને પડીજ નથી ! વાચના પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધર્મ-કથાદિથી તો જ્ઞાનસાધનાની રીતિ છે જ તેમા જિજ્ઞાસુભાવે પૃચ્છનાને સ્થાન છેજ એ પૃચ્છનામા વિનય વિદ્યમાન છે આજનો બુદ્ધિવાદ વિનયમુક્ત એવી પૃચ્છનાદિથી દૂર છે અને તેવાઓ માટે તો હજી

દી દી દૂર છે ને ! વાતેવાતે ડગલે ને પગલે શંકાઓ કરવી નહિ પણ ઊભી કરવી એટલે કે પથરાઓ ફેંકવા ગોળા ગબડાવવા, તર્કો નહિ પણ કુતર્કો કરવા, પ્રત્યક્ષ અને પરોક્ષનુ પાંડિત્ય (?) રજૂ કરવુ એનુ નામ જ આજનો બુદ્ધિવાદ ! વાતાવરણથી અલિપ્ત રહેવુ મુશ્કેલ છે છતાં આવશ્યક છે આવા યુગમા ભલભલાઓ પણ શાસ્ત્રની વાત શ્રદ્ધા માત્રથી માનવા આનાકાની કરે તો પછી દિનપ્રતિદિન કાલ-દોષ વશાત્, સરકાર-સમર્પણની વડીલોની નૈમિત્તિક બેન્કરકારીના કારણે સામાન્ય જનતા માટે એવી માનીનતા વધારે મુશ્કેલ બને એમા નવાઇ નથી વિજયવન્ત શ્રી વીતરાગદેવના શાસનમા આસ્તિક વર્ગ પણ છે, તે વર્ગ શાસ્ત્રને શિરસાવદ્ય માને છે પોતાને સુધારક કહેવરાવનારાઓ તો શાસ્ત્રની વફાદારીનુ મત્તુ મારવાની ધમીનેજ ના પાડે છે કેમકે એ નરો સાંગોપાંગ સુધરી ગયાને ! પછી ઝળકયા વિના રહે ? આસ્તિક વર્ગ વિનયપૂર્વક, જ્ઞાનોપાર્જનની બુદ્ધિએ જે પ્રશ્નો કરે તે તો શાસ્ત્રની આરાધનાની કોટિમા ગણાય

સામાન્ય કોટિના કે વિશેષ કોટિના ચર્ચા કે વિવાદ વગરના કે વિવાદાત્મક પ્રશ્નોના શાસ્ત્રીય દૃષ્ટિએ તથા આજનો યુગ માને તેવી રીતિએ સમાધાન મેળવાય અને આજના યુગમાં યોગ્ય રીતિએ પ્રચારાય તો તે સ્વ-પરહિતકર છે એવુ આસ્તિક વર્ગ માને એ સહજ છે શકાઓ, તર્કો વિવાદો વિગેરેના શાસ્ત્રીય સમાધાનો, આજના જમાનાની પદ્ધતિએ, આપવામા જ્ઞાનના પરિપક્વ અનુભવની આવશ્યકતા છે

આગમોદ્ધારક આચાર્ય મહારાજાના વિદ્વત્તાભર્યા પ્રવચનમા તો જિજ્ઞાસુઓને અતરમા કોતરી રાખવા જેવુ કેટલુય સાંપડે એવુ સાહિત્ય અક્ષરરૂપે પ્રકાશન પામે એ આવશ્યક, આસ્તિક વર્ગને લાગ વાથી શ્રી 'સિદ્ધચક્ર' પાક્ષિકનો જન્મ થયો અને તેમા આચાર્યશ્રીના પ્રવચનો, જાહેર ભાષણો, સમાલોચના, સાગર-સમાધાન વિગેરે આપવામાં આવ્યા અને એ ચાલુ છે પ્રવચનોને અગે 'આનદ-સુધાસિધુ' નામે એક ગ્રન્થ પ્રગટ થયેલ છે, બીજા પણ નાના મોટા પ્રકાશનો

પ્રગટ થયા છે પ્રવચનોમાંથી સારભૂત વાક્યોના સંગ્રહરૂપ સુધાસાગર યાને આગમોદ્ધારકના વચનામૃતો નામે પુસ્તકના બે ભાગ થોડાજ વખત પહેલા પ્રગટ થયા છે અને આજે આ ગ્રન્થ પ્રસિદ્ધિ પામે છે શ્રી ચતુર્વિધ સંઘે ( આચાર્ય ઉપાધ્યાય, પન્યાસ ગણિ સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકાએ ) રૂબરૂ અગર પત્રદ્વારાએ પૂછાવેલા પ્રશ્નોના ઉત્તરો યાને સમાધાન, પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીએ આપેલા તેનો સંગ્રહ તેજ આ ગ્રન્થ શ્રી સિદ્ધચક્રમાનો એ વિષય આજે ગ્રંથાકારે પ્રગટ થાય છે કેમ કે દરેકની દૃષ્ટિએ પાક્ષિકમાનુ સાહિત્ય સચવાવું ઓછુ સંભવિત છે વિધવિધ પ્રશ્નોના સમાધાનના સંગ્રહનો ગ્રંથ જો પ્રગટ થાય તો આ શ્રદ્ધાળુ વર્ગને શ્રદ્ધાના સ્થિરીકરણનો ખાસ લાભ થાય બીજાઓને જ્ઞાનપ્રાપ્તિપૂર્વક શ્રદ્ધાપ્રાપ્તિનો અપૂર્વ લાભ થાય આવી વિચારણાનો પ્રાદુર્ભાવ પૂજ્ય મુનિવરોને તેમજ શ્રાદ્ધવર્યોને થયો અને તેનાજ પરિણામે આ ગ્રંથ પ્રસિદ્ધ થયો

શંકાનુ સમાધાન એટલે માર્ગનો પ્રસ્તાર જીવન-માર્ગના જિજ્ઞાસુઓ માટે, જ્ઞાન-સુધાના પિપાસુઓ માટે જે ગ્રંથ પોતેજ પ્રસ્તાવરૂપ છે સુધાના હ્રદરૂપ છે તેની વળી પ્રસ્તાવના ? જરૂર ! એ ગ્રંથને તેના પ્રસ્તાવરૂપે જણાવનાર પણ પરંપરાના સંરક્ષણે થતી પ્રસ્તાવનાજ ને ! અલબત્ત પ્રસ્તાવરૂપ આવા ગ્રંથના વાચનમા પ્રસ્તાવનાદ્વારા વધુ વિવરણ ઇષ્ટ નથી તથાપિ સામાન્ય વસ્તુનિર્દેશ થવા જોઇએ પ્રશ્નો ભિન્ન ભિન્ન પ્રકારના છે તેમા ચર્ચાતિ પામેલા પ્રશ્નો પણ છે સુધારકવર્ગ સુધારકવર્ગ, નવીન મતાનુયાયીઓ તરફથી થતા વિલક્ષણ કુતર્કોના સમાધાન આચાર્યશ્રીએ શાસ્ત્રવિહિત રીતિએ તેમજ યુગદૃષ્ટિએ આપ્યા છે તે મનનીય છે, અવધાર્ય છે સ્વીકાર્ય છે જૈન ધર્મ ત્યાગપ્રધાન છે સર્વવિરતિ એટલે દીક્ષા એ સર્વ ત્યાગ માર્ગ છે ના વડોદરા સરકારની ધારાસભામાં તે સરકારે પ્રેરેલો આર્યભાવના વિનાશક સહારક કાયદો ધારાસભામા અને જનતામા ચર્ચાઇ રહેલો હતો એવા વિષમ સમયમા પૂજ્યપાદ આગમોદ્ધારક આ આચાર્યદેવેશે દીક્ષા સબધીનો જૈનાજૈન

જનતાને ભ્રમ ભાગવાના ઉદ્દેશથી દીક્ષા સબધી શકાઓ પૂછવાનુ જાહેર પ્રજાને જણાવેલુ હતુ જનતા તરફથી એ સબધી પ્રશ્નો જાહેર રીતે પૂછાયેલા અને આચાર્યશ્રીએ પોતાની અમોઘ સુધાવર્ષિણી શૈલીમા તે પ્રશ્નોના સરલ અને સુદર સમાધાનવાળા ઉત્તરો આપ્યા હતા જે શ્રવણ કર્યા પછી કટ્ટરમા કટ્ટર દીક્ષાવિરોધીઓએ પણ પોતાના વિરોધને વેગળો કર્યો હતો અને પૂજ્યપાદ સૂરીશ્વરજીના વિચારોને આધીન થયા હતા પ્રશ્ન ૪૫૭ થી પ્રશ્ન ૫૨૫ સુધી એ વિષયના પ્રશ્નોત્તરો છે જે ખાસ વાચવા વિચારવા ભલામણ કરવામા આવે છે હમણા હમણા સમાજમા સૂતકની ચર્ચા પણ આગળ આવી છે સૂતકને અગેના પણ પ્રશ્નો તથા ઉત્તરો છે સગ્રહમાથી આ ગ્રન્થમા આટલી સખ્યામાં પ્રશ્નોત્તરો આપવામા આવ્યા છે સક્ષિપ્તમા એટલુ જ કહેવુ છે કે એક એક પ્રશ્ન કિંમતી છે સ્થિરતાથી વચાય વિચારાય મનન થાય તો આત્માને જ્ઞાન સાથે દર્શનશુદ્ધિ, નિર્જરાદિ અપૂર્વ લાભ થાય તેમ છે

ગ્રન્થના પ્રણેતા તો મૂલ આચાર્યશ્રી જ તેમનેજ પ્રશ્નો પૂછાયા અને તેઓશ્રીએ સમાધાનો આપ્યા જે સિદ્ધચક્રમા આવતા હતા પૂજ્યપાદ મુનિમહારાજ શ્રીમદ્ ચદનસાગરજી મહારાજશ્રીના હૃદયમા એ ભાવના પ્રદીપ્ત થઇ કે પ્રશ્નોત્તરોનો આ સગ્રહ ગ્રથાકારે પ્રગટ થાય એ લાભપ્રદ છે 'સમયે જોયુ જશે પણ તૈયારી કરી રાખવી' એ વિચારે તેઓશ્રીએ એને માટે સગ્રહની, છપાવવાને યોગ્ય નકલ પોતે જાતે કરી લગભગ ચારસો પ્રશ્નો સુધી તો તેઓએ જાતેજ નકલ કરેલી, પાછીથી પોતાની જાતિદેખરેખ નીચે કોઇ બન્ધુ પાસે નકલ કરાવેલી, નકલ કરતી વખતે કઇ શકા પડે તો પૂજ્યપાદ આચાર્યશ્રીને પૂછીને તેઓ ખુલાસો મેળવીને પછી જ આગળ વધતા હતા તેઓશ્રીએ એ પરિશ્રમ કર્યો, તે સમયે તમામ સામગ્રી મેળવી આપી અને આ ગ્રથ પ્રસિદ્ધ થયો, તેમનો પરિશ્રમ સાર્થક થયો

ગમે તેવા કામ પણ દામ વિના શુ થાય? દમામદાર ગૃહસ્થો

પાસે સદુપદેશદ્વારા તેમની લક્ષ્મીનો જ્ઞાનપ્રચારાદિમાં સદ્વ્યય કરાવનાર, લક્ષ્મીવાનોને લક્ષ્મીનો લ્હાવો લેવરાવનાર, તેમની લક્ષ્મીને સાર્થક કરાવનાર પૂજ્યપાદ આચાર્યદેવના શિષ્ય પૂજ્યપાદ શ્રી ગુણસાગરજી મહારાજશ્રી છે તેઓશ્રીની એ પ્રવૃત્તિ છે લક્ષ્મીવાનો પાસે ભોગમાર્ગમાંથી ત્યાગમાર્ગમાં લક્ષ્મી પ્રવાહને વળાંક અપાવવો એ પણ કિમિયો છે પૂજ્યપાદ શ્રી ગુણસાગરજી મહારાજશ્રીના સદુપદેશનાજ પરિણામે સુધા–સાગર ના બે ભાગ જેમ પ્રગટ થવા પામ્યા તેમજ આ ગ્રંથ પણ તેમની જ ઉપદેશધારાના પરિણામે પ્રસિદ્ધ થઈ શકે છે તેઓશ્રીનો વ્યાયામ આ રીતિએ સાર્થક છે

ગ્રંથ પ્રકાશનને અંગે મુનિશ્રીના સદુપદેશથી જેઓએ દ્રવ્યસહાય આપી તેઓએ જ્ઞાનપ્રચારમાં પોતાનો તે રીતિએ હિસ્સો આપ્યો છે તેઓ તેટલા અંશે લક્ષ્મીના સ્વામી સાબિત થયા છે

નૂફો કાળજીપૂર્વક સુધારવા (પ્રેસની સાથેના કામની મુશ્કેલીનો તો જેને અનુભવ હોય તેને ખબર પડે) વિગેરેનો પરિશ્રમ પૂજ્યપાદ મુનિમહારાજ શ્રીમદ્ ક્ષેમંકરસાગરજી મહારાજશ્રીનો તથા વર્ષોથી જેઓ મૂર્તિઓના શિલાલેખોનો પોતે જાતે સંગ્રહ કરે છે તે પૂજ્યપાદ મુનિ મહારાજ શ્રીમદ્ કંચનવિજયજી મહારાજશ્રીનો છે

આ રીતિએ તમામનો પ્રયાસ સિદ્ધિની સાધનામાં હિસ્સેદાર છે વાચક જનતાના આવા લાભ માટે મુખ્ય પ્રણેતાની પ્રવચન પ્રસાદી પીરસવાના પરિશ્રમ માટે, આ મુનિમહારાજાઓની પરમાર્થપરાયણ પ્રવૃત્તિનો ઉપકાર મુખ્ય ભાગ ભજવે છે આ પ્રકાશમાં દ્રવ્ય–સહાય કરનાર ઉદાર ગૃહસ્થોનો ફાળો પણ નોંધને પાત્ર છે

વાચકવૃન્દ માટે, પ્રકાશકો માટે વ્યવહારુ રીતિએ બધાનો આભાર !

પુણ્યોદયે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો પુણ્ય માર્ગમાંજ વ્યય કરનારાઓ ચંચલ લક્ષ્મીને આ રીતિએ સ્થિર કરનાર કલાકારો પણ ધન્યવાદને

પાત્ર છે ! ભીખાભાઈ ભગનલાલ શાહ કે જેઓ આ પ્રસગ દરમ્યાન, પૂજ્યપાદ મુનિમહારાજશ્રી કચનવિજયજી મહારાજશ્રીની સેવામા સાહિત્યાદિને અગે કાર્યકર તરીકે નિયુક્ત છે તેમને ફાળે પણ આ કાર્યનો કઇક હિસ્સો આવે એ સહજ છે ઉત્સાહપૂર્વકના એમના સતોષજનક કાર્યની આ પ્રસગે ખાસ નોધ લેવામા આવે છે

પરમ ઉપકારી મહર્ષિ આચાર્યદેવેશે જે ઉદ્દેશથી, જે હૃદયોર્મિથી, સમાધાન આપેલા છે તે ઉદ્દેશ, તે ઊર્મિ, તે અભિલાષા તેઓશ્રીના જ આશીર્વાદથી ફળે એ રીતિએ વાચકવૃન્દ વાચવુ શરૂ કરે વિચારે મનન કરે અવધારે અને જીવનમા ઉતારે, આગળ વધીને પ્રચારે !

વાચવાની સરળતા ખાતર શુદ્ધિપત્રક મુજબ પુસ્તકને પ્રથમજ સુધારી લેવુ શક્ય પ્રયત્ન છતા રહી ગયેલી ભૂલો વાચકો સુધારી લે એ જ આશા હ્રસ્વદીર્ઘાદિની, ચિહ્નો વિગેરેની સામાન્ય સ્ખલનાઓ સમયાભાવે જતી કરી છે

તમામના સહકાર સાથે પ્રસિદ્ધ થતા પ્રકાશનમા રહેલી સ્ખલના માટે ગુણગ્રાહી સજ્જનો ઉપેક્ષા કરી, સુધારી લેશે એ આશા ! મુખ્ય પ્રણેતાના આશયને સપૂર્ણતયા સાચવવાની કાળજી છતા જાણ્યે અજાણ્યે તેવુ બન્યુ હોય તો મિચ્છામિ દુક્કડમ્ ! કાર્યકરો તરફથી !

<u>સુજ્ઞેષુ किं बहुना</u> ! સમાધાનની દષ્ટિથી જ સમાધાનના સાગરમા (સાગર-સમાધાનમા) મુમુક્ષુ મહાશયો નિમજ્જન કરે, ગ્રન્થ સાદ્યત વાચે તેના રહસ્યમા રાચે એ જ અભિલાષા એજ મનોરથપૂર્વક, પ્રસ્તાવનાની પરંપરા સાચવી વિરમવામા આવે છે



# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૫ | પરમાધ્યાય | પરમારાધ્ય |
| ૭ | ૯ | આસન્નાપકારી | આસન્નોપકારી |
| ૭ | ૧૧ | જકડ્યા | જકડાવાયા |
| ૭ | ૧૫ | પરમાધ્ય | પરમારાધ્ય |
| ૭ | ૧૯ | દીન | દિન |
| ૮ | ૧૯ | સમાચારો | સામાચારી |
| ૯ | ૨ | , | |
| ૯ | ૮ | | , |
| ૧૨ | ૨૩ | કેમ | કેમ ? |
| ૧૩ | ૯ | વસ્તુત | વસ્તુત |
| ૧૩ | ૧૬ | તીર્થંકરદેવોએ | તીર્થંકરદેવોએ ફરમાવેન, |
| ૧૩ | ૧૭ | ઘણા | ઘણા પાપ |
| ૨૧ | ૫ | આન બેસ | આવ બેસ ' |
| ૨૧ | ૨૨ | નિધાન | વિધાન |
| ૩૬ | ૪ | અમક્તિવાળો | અશક્તિવાળો |
| ૩૭ | ૧૭ | ઠકાણુ | ઠેકાણુ |
| ૪૨ | ૭ | નો ( શબ્દનો ) | ' નો ' શબ્દનો |
| ૪૨ | ૮ | નો | ' નો ' |
| ૪૪ | ૧૪ | ઉપયોય | ઉપયોગ |
| ૫૬ | ૧૧ | શકના | શકાતા |
| ૫૭ | ૨ | કદાગ્રહથી | કદાગ્રહથી |

| પંક્તિ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૨ | ૧૦ | ચર્યોમા | ચર્યામા |
| ૬૩ | ૧૭ | પે દ્ગલિક | પૌદ્ગલિક |
| ૬૩ | ૨૪ | સ્વભાવાઽઽલ્મ્વલ | સ્વભાવાઽઽલમ્બન |
| ૭૭ | ૭ | આધિતીમાં | સાબિતીમાં |
| ૭૭ | ૯ | 'વ્યત્રહારથી' છે | વ્યવહારથી છે' |
| ૭૯ | ૫ | સમક્તિ | સમકિતી |
| , | ૭ | " | " |
| ૮૨ | ૧૨ | ઘ | ઘા |
| ૮૩ | ૬ | સદિશે। | સંદેશો |
| ૮૬ | ૧૦ | દેશના | દેશના |
| ૮૬ | છેલ્લી | આમ) | આસન |
| ૮૮ | ૧૧ | નણીઆર | મણીઆર |
| ૮૮ | ૧૬ | કોઈ | કેઇ |
| ૧૦૦ | ૨ | છઠીંડીથી | છ છીંડીથી |
| ૧૦૦ | ૧૧ | શ્રી અનુયોગદ્ | શ્રી અનુયોગદ્વાર |
| ૧૦૦ | ૧૪ | શાસ્ત્રાના | શાસ્ત્રોના |
| ૧૦૨ | ૬ | નહ | નહિ |
| ૧૦૩ | ૧૯ | અરિસા ભુવનમા | આરિસાભુવનમા |
| ૧૦૪ | ૪ | કટલાકો | કેટલાકો |
| ૧૦૬ | ૯ | એમએક | એકેએક |
| ૧૦૮ | ૩ | ભવ્યજીવન | ભવ્ય જીવને |
| ૧૦૮ | ૧૫ | ગાપાઓધ નિર્યુક્તિમાં | ગાથા ઓઘનિર્યુક્તિમાં |
| ૧૦૯ | ૧૨ | ! | । |
| ૧૧૦ | ૬ | જીવ જીવાદિ | જીવાજીવાદિ |
| " | , | શ્રદ્ધાએ | શ્રદ્ધા એ |
| ૧૧૪ | ૨૦ | પ્રયત્નોથયો, | પ્રયત્નોથયા, |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૬ | ૬ | સર્વજ્ઞા ભાષિત | સર્વજ્ઞભાષિત |
| ૧૨૪ | ૧ | સશયજ્ઞાનથી | સંશયજ્ઞાનથી |
| ૧૨૪ | ૧૮ | નિધાન | વિધાન |
| ૧૨૪ | ૨૦ | સામા યત | સામાન્યત |
| ૧૩૬ | ૧૩ | ચા | કુચા |
| ૧૦૭ | ૭ | અરિકર | અરિથર |
| ૧૪૫ | ૧૬ | ઉત્સપર્ણિના | ઉત્સપિણીમા |
| ૧૪૯ | છેલ્લી | આશ્રવે | આશ્રવો |
| ૧૫૨ | ૯ | દીવાકાર | દિવાકર |
| ૧૬૦ | ૨૩ | વર્જય | વર્જ્ય |
| ૧૬૧ | ૪ | શ્રત | શ્રુત |
| ૧૬૬ | ૧૪ | લવ | ઘલ |
| ૧૭૪ | ૧૪ | ચર્ચા | ચર્યા |
| ૧૭૯ | ૧૫ | હોય | હોય તો |
| ૧૮૨ | ૨૦ | પરિણુણમે | પરિણમે |
| ૧૯૭ | ૧૧ | અપાયે | અપાયેન |
| ૨૦૦ | ૧૦ | સ્થાન | સ્નાન |
| ૨૦૮ | ૬ | ચર્ચી | ચર્ચી |
| ૨૧૨ | ૧૪ | સિરાય | સિવાય |
| ૨૧૬ | ૧૪ | સરકારી ? | સરમારી |
| ૨૭૩ | ૬ | પુણ્ય | પુણ્ય |
| ૨૭૯ | ૧૧-૧૨ ૨૦ | આધાકર્મી | આધાકર્મી |
| ૨૮૨ | ૧૧ | આપચારિક | ઔપચારિક |
| ૨૮૩ | ૨ | ઓતપોત | ઓતપ્રોત |
| ૨૮૩ | ૧૧ | ઠાણાગજી | ઠાણાગજી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| , | ૧૬ | करणात् | कारणात् |
| | ૨૦ | સ્થાનગ્રા | સ્થાનાગ |
| ૨૮૬ | ૧૪ | પ્રત્યખ્યાન | પ્રત્યાખ્યાન |
| , | ૧૬ | ધાત | ધાત |
| , | ૧૭ | નહિ તેથી | નહિ તેથી |
| | ૧૮ | પચ્ચખાણુ | પચ્ચકખાણુ |
| , | ૨૩ | ચિ હ્રોમા | ચિહ્નોમા |
| ૨૯૦ | ૧૨ | હોયે | હોય |
| ૨૯૪ | ૧૦ | મમાચારી | સામાચારી |
| ૨૯૭ | ૨૧ | શ્રતરકંધવાળી | શ્રુતરકધવાળી |
| ૨૯૯ | ૨૨ | બાધે છે | બાધે છે, |
| ૩૦૦ | ૧૨ | કમો | કર્મો |
| ૩૧૬ | છેલ્લી | આતચારમા | અતિચારમા |



નજર આગળ તરી રહ્યા હોય છતા પણ ) જન્મજરામરણા દિના દુ ખથી રહિત અવ્યાબાધ સુખની પ્રાપ્તિના અદ્વિતીય સ્થાનરૂપ મોક્ષના ( મારો મોક્ષ થાય ! મારો મોક્ષ થાય ! ) સાધ્યરૂપ બીધો કાટો પણ હૃદયરૂપ યત્રમાથી ખસે જ નહિ એવુ લક્ષ્ય રાખવુ જોઇએ, અને તે માટે દષ્ટાત તરીકે શ્રી ગજસુકુમાલજી, શ્રી મેતારજજી, ને શ્રી સમરાદિત્ય કેવલી આદિના જવલત દષ્ટાતો અતિ ઉપયોગી છે

**પ્રશ્ન ૨**—અનતકાયની સૂક્ષ્મ અને બાદરની ઓળખાણ શી ? અને તેને સાધારણ વનસ્પતિકાય કેમ કહેવાય છે ?

**સમાધાન**—વર્ષાઋતુમા થયેલી લીલ ફુગ વગેરે ભર શિયાળામા હિમ પડવાથી બળીને ભસ્મીભૂત થાય, ઉનાળામા સુકાઇ જાય પણ વરસાદ આવે તો પાછી તેવીને તેવી જ સ્થિતિમા ઉગે છે બીજા વૃક્ષોની માફક બી, રસાળ જમીન, હવા પાણી મૃગીઆ વગેરેની તેને જરૂર નથી ઘર, વાડી, અને બગલામા રહેલ હરકોઇ સ્થાનમા જયા જગા મલી ત્યા તે પોતાનુ ( અનતકાય ) સ્થાન જમાવી દે છે આ ઉપરથી નિશ્ચિત થાય છે કે આખુ જગત સૂક્ષ્મ અનતકાયથી વ્યાપ્ત છે અને ચર્મચક્ષુથી દેખાઇ આવે છે તે બાદર છે આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ અને મરણ સબધી દરેક કાર્ય સર્વ જીવોનુ એકી સાથે એક સરખુ છે તેથી તે **સાધારણ** કહેવાય છે તથા અનાદિકાળના નિગોદીઆ, સસારની રમત રમી આવેલ મિથ્યાત્વીઓ અને સમકીતથી પતિત થઇ આવેલા **સર્વ જીવો આ સાધારણ સ્થાનમા સાધારણ દશાને અનુભવે છે !**

**પ્રશ્ન ૩—**કેવલજ્ઞાની ભગવાન ભવિષ્યમા નિશ્ચયથી પડવાનું જાણે છતા દીક્ષા આપે ?

**સમાધાન—**હા, આપે શ્રી ઋષભદેવ ભગવાન સર્વજ્ઞ છે ને ભવિષ્યમા જરૂર પડશે તેવુ જાણે છતા પોતાના પુત્ર ભરતચક્રવર્તીના પુત્ર નામે મરીચી ભવિષ્યમા પરિણામ, વેષ, અને તદ્રૂપ ચારિત્ર પ્રવૃત્તિથી જરૂર પડશે, ઉત્સૂત્રની પ્રરૂપણા કરી અનેકોને ઉન્માર્ગગામી બનાવશે તેમ જાણવા છતા પ્રભુએ સર્વવિરતિપણુ સમર્પણ કર્યું, આવા અનેક દાખલાઓ શાસ્ત્રોમા મોજુદ છે

**પ્રશ્ન ૪—**દીક્ષા આપવાની સાથેજ વ્રત નિયમથી પતિત થશે તેવુ જાણે તો સર્વજ્ઞ પ્રભુ દીક્ષા આપે ?

**સમાધાન—**હા, આપે હાલિક ( ખેડૂત ) ની સસારિક સ્થિતિ તદ્દન કફોડી છે આખા કુટુબ કણીલાનો આધાર તેના ઉપર છે, દેવગુરુ ધર્મનું લેશ પણ ભાન નથી, નવકારમત્ર પણ આવડતો નથી, છતા વર્તમાન શાસનના પટ્ટધર ભગવાન્ શ્રી ગૌતમસ્વામીજીને પ્રતિબોધ કરવા ખેતરમા મોકલે છે, પ્રભુ આજ્ઞાધીન ગણધર ભગવાન ખેતરમા જાય છે, અને પ્રતિબોધ કરે છે દીક્ષા આપીને હાલિક સાથે સમોસરણમા આવે છે સમોસરણ મધ્યે બિરાજમાન પ્રભુ મહાવીરદેવના દર્શન થયા પ્રભુને દેખનાની સાથેજ હાલિક શ્રી ગૌતમસ્વામીને પૂછે છે કે, ભગવાન્ ! શુ આ તમારા ગુરુ ? ને આ તમારા ગુરુ હોય તો લ્યો આ તમારો ઓઘો ને મુહપત્તિ ને આ હુ આ ચાલ્યો ! એમ કહી ચારિત્રની ઉપધી મૂકીને ચાલતો થયો સમોસરણની સભા હસે છે અને કોઇ બોલે પણ છે કે ગૌતમ

પ્રભુ ચેલો તો ઠીક લાવ્યા પણ તે વખતે ભગવાને શુ કહ્યુ ? ભગવાન્ આખી સભાને ઉદ્દેશીને કહે છે કે-" **મેલીને ગયો નથી પણ મેળવીને ગયો છે** " ભાગ્યવાનો, હાસી કરી ગુમાવો નહિ અહિઆ સર્વવિરતિપણુ મુકયુ પણ સમ્ય કત્વની ફરસના થઇ ગઇ ! !

વર્તમાન પરિસ્થિતિમા દીક્ષાનો વીરોધ કરતા પહેલા પ્રાસિના પ્રસગો શાસ્ત્રોક્ત-રીતિએ ગુરૂગમનદ્વારાએ સમજવાની જરૂર છે કે જેથી નિદનીય પ્રસગોથી આત્મા પોતાનો બચાવ કરે

**પ્રશ્ન ૫**—આખા શાસનનો નાશ કરશે એવુ જાણે છતા વિરતિ પ્રદાન થઇ શકે ?

**સમાધાન**—હા, થઇ શકે, એકવાર સમોસરણમા ચક્ર વર્તી ભરત મહારાજા પૂછે છે કે ઉન્નતિના શિખર પર ચઢેલા આ તીર્થનો નાશ કોનાથી થશે ? પરમાધ્યાય પરમતારક પ્રભુ ઋષભદેવજી મહારાજ જણાવે છે કે, હે ભરત તુ જે " અભિ ગમ શ્રાવકો "નુ પોષણ કરે છે તેની પરપરાથી ઉત્પન્ન થયેલા વશજોથી આ અવસર્પિણી કાલના નવમા શ્રી સુવિધિનાથ સ્વામીજીના તીર્થની આસપાસ તીર્થનો વિચ્છેદ થશે ઉપરના વચનો સાભળીને મકાને ગયા ક્રોધથી કલુષિત ચિત્તવાળા ચક્રવર્તી ભરત મહારાજે સેનાપતિ પર હુકમ કાઢયો જેમા જણાવ્યુ કે જે શ્રાવકો આપણે ત્યા પોષાય છે તે બધાનો એકદમ નાશ કરો ? સેનાપતિ ધર્મી હોવાથી તેને તે હુકમ બજાવવો પાલવતો નથી તેમજ ચક્રવર્તીના હુકમનો અનાદર કરવાની હીંમત પણ ચાલતી નથી અતમા અભિગમ શ્રાવકોનો

નાશ ઇચ્છવા લાયક નથી એમ વિચારી શુ કરવુ તેને સારૂ ભગવાન્ પાસે ગયો અને તે અવસરે ભરત પણ ત્યા હાથ જોડી ઉભા છે વિમાસણવાળી વાતને સાભળી ભગવાને ભરતને ઉદ્દેશીને કહ્યુ કે–" **ભાવિમા થવાવાળુ કાર્ય હોય તે થાય છે. માટે તે ભાવિ કારણને અવલબવુ જોઇએ** નહિ " અને સેનાપતિ ા પ્રશ્નના જવાબમા " મા હણુ મા હણુ " ( હણો નહિ હણો નહિ ) કહ્યુ, ને તેઓ માહણ તરીકે પ્રસિદ્ધિ ( બ્રાહ્મણો ) પામ્યા

ભવિષ્યમા શાસનનો નાશ કરનાર છે એવુ જાણવા છતા સાધુ સસ્થાની વૃદ્ધિ માટે જ રાખેલા અભિગમ શ્રાવકોનુ ભરણપોષણ સબધી કામ ચાલુ રાખ્યુ એટલે કે અભિગમ શ્રાવકોનો નાશ ન થવા દીધો તો પછી ભવિષ્યમા દીક્ષિત સાધુ શાસનનુ ભુડુ કરશે એ ઉદ્દેશ માત્રથી સર્વવિરતિના સુદર દાન દેવાની ચાલુ પ્રથા બધ ન થાય કારણ અનત જ્ઞાની ઓએ તેમા પણ લાભ માન્યો છે

**પ્રશ્ન ૬**—પરણેતર બાઇનુ પોષણ એ દીક્ષિતનુ વાસ્તવિક દેવુ ખરૂ કે નહિ ?

**સમાધાન**—ખરી રીતે તે દેવુ કહી શકાય નહિ કારણ કે કાયદાની રૂએ " **સીવીલડેથ** " અને ધર્મશાસ્ત્રના ફરમાન મુજબ સસારના સર્વ માણસો દીક્ષા લેનાર જ્યારે દીક્ષિત થાય ત્યારે વ્યવહાર દૃષ્ટિએ તે માણસો **મૃગણ તરીકેની સ્થિતિમા મુકાય છે** અને તેમના મરણનુ સ્નાન સુતક મરણ પણ તેમના સાસારિક કુટુબીઓને લાગતુ નથી વળી વહેવારમા મનુષ્ય જ્યારે સર્વ ગુમાવી દે છે ત્યારે સ્ત્રી પણ

પતિના દુ ખે દુ ખી બની સુકો રોટલો ખાઈ પોતાનુ જીવન નભાવે છે દેવાળુ કાઢનારની સ્થાવર જ ગમ મીલ્કતની કોર્ટમા નોધ થાય છે તેમા પણ એક બાજુ દેવાની નોધ અને બીજી બાજુ લેણાની નોધ લેવાય છે પણ આજદીન સુધીમા ઈન સોલવન્ટી નોધાવનારાઓ ( દેવાળુ કાઢનાર ) પૈકી કોઈએ પણ દેવાની નોધમા પોતાની સ્ત્રીનુ ભરણપોષણ નોધાવ્યુ હોય એવુ માલુમ નથી ! !

" આર્યાવૃત્તની આર્યપત્નીને ધણીના સુખે સુખી અને ધણીના દુ ખે દુ ખી " એ અચલ નિયમ જાળ વવાનો હોય છે જેથી સારી યા નબળી સ્થિતિને આનદના જ દિવસો માની એકાન્તે સુખમા જ મગ્ન રહેનારી આર્યાને માટે ધણી જે પથે વળે તે પથે વળવુ તે સ્ત્રી માત્રની ફરજ છે ધણી હૃદયપૂર્વક જે કાઈ આપે તે લેવામા વાધો નહિ, પણ હક તરીકે માગવુ તે અસ્થાને છે વાસ્તવિક રીતે લેશભાર પણ માગી શકે જ નહિ

**પ્રશ્ન ૭**—એક માણુમની પાછળ આખુ કુટુબ પોષાતુ હોય, અનેક સસ્થાઓ ચાલતી હોય, જનસમાજનુ સારૂ હિત સચવાતું હોય તેવા એકને દીક્ષા ન આપી હોય તો વાધો શું? અને કદાચ આપે તો કુટુબ રીબાય, સસ્થાઓ મરે, અને જનસમાજ આસુ સારે તેનુ પાપ કોને ?

**સમાધાન**—ખરી રીતે જૈન શાસનની વિશાલતા તમોએ પીછાણી નથી કારણકે એક કુટુબને છોડી જગતભરના એકે ન્દ્રિયથી પચેન્દ્રિ સુધીના સર્વ કુટુબનુ રક્ષણ જે દીક્ષામા થતું હોય, અરે એ પાચ અને પચીશ સસ્થાઓનુ સ્વામીત્વ

છોડીને જગતભરની સર્વસસ્થાઓમા નવજીવન પ્રોત્સાહન ( જે દીક્ષાદ્વારા ) અપાવાતુ હોય તેવી **જગતભરના સર્વ સ્થાનોની શાતિના અદ્વિતીય સાધનરૂપ દીક્ષાને રોકી શકાય જ કેમ ?** કસાઇના છોકરાને કોઇ સાધુ જીવ નહિ મારવાના પચ્ચખ્ખાણ આપે છે અને પચ્ચખ્ખાણના અમલથી આખુ કુટુબ રીબાય છે છતા પચ્ચખ્ખાણ કરાવનાર સાધુને પાપ લાગે નહિ

આસન્નોપકારી પ્રભુ મહાવીરદેવના શાસનમા ચારબુદ્ધિના નિધાન અભયકુમારની દીક્ષા દેવાયા પછી તુરતજ સમ્યક્ત્વ શિરોમણી શ્રેણિક જજીરોમા જકડ્યા, કોરડાના મારથી કાયર બન્યા, હીરો ચુમી મર્યા, રથ, મુશલ અને મહાશીલાકટક યુદ્ધ વિશ્વમા વિસ્તર્યા, નારાયણ ચેડામહારાજા, ગણરાજાઓ, અને અનેકજીવો વગરમોતે માર્યા ગયા, વિગેરે વિગતવાર બીનાઓ શાસ્ત્રદ્વારા સમજો અને તેથી જ પરમાધ્ય, પરમકૃપાળુ, પરમાત્મા, સર્વજ્ઞ, પ્રભુ, મહાવીરદેવ **આ બધુ થશે એવુ જાણનાર છતા પણ એક અભયકુમારના આત્મ કલ્યાણના આદર્શમાર્ગને રોકી શકયા નહિ**, આજ દીન સુધીમા થયેલ દીક્ષાઓના તોફાન વિરોધીઓદ્વારા અસ ત્યપણે અધારા કુવામા હડસેલવાથી ભલે જગ બત્રીશીએ ચઢ્યા હોય, પણ તે બધીએ દીક્ષાઓ આ દીક્ષા જેટલી નીંદનીય નથી શાસ્ત્રમા પૂર્વે પ્રસિદ્ધ થયેલા, અને વર્તમાનમા સામેલ આ પ્રસગનુ પરિપૂર્ણ રીતે વાચન, મનન અને પરિ શીલન થશે તો દીક્ષા માટે થતો વિરોધ હૃદયમાથી જરૂર વિસર્જન થશે અને ભવિષ્યમા આ આત્મા તેવી પા કાર્યવાહીથી બનશે, તેવા ક્લેશદાયક

બચી અત્યુત્તમ કલ્યાણ માર્ગને આરાધી, સ્વપરહિત સહેજે સાધી શકાશે

પ્રશ્ન ૮—યુગ પ્રધાનોમા મોટો ભાગ બાળદીક્ષિતોનો છે, તે કયા શાસ્ત્રમા છે?

સમાધાન—જુઓ-યુગપ્રધાન ગ ડિકા ૪૪૦

પ્રશ્ન ૯—બાળ, ગ્લાન, તપસ્વી, આદિ બીજાઓને લોચ કરવોજ જોઇએ અને લોચ ન કરે તો બીજી કઇ રીતે થઇ શકે?

સમાધાન—અવ્યજન જાત ( કાખ, દાઢી, મુછના વાળ જેને ઉગ્યા નથી તેવાને ઐચ્છિક, ( ઇચ્છા અનુસાર ) નાવ વિગેરેની પીડા થતી હોય તેવાને ઐચ્છિક, માથામા ગુમડા વિગેરે થયા હોય, તેવાને ઐચ્છિક, તે સિવાય બધાને લોચ ફરજીયાત કરાવવાજ જોઇએ!

પ્રશ્ન ૧૦—સર્વ સાવદ્યના ત્યાગ માત્રથી સર્વજ્ઞદેવના શાસનમા સાધુપણુ સભાવે કે નહિ?

**સમાધાન**—સર્વ સાવદ્ય-પાપમય પ્રવૃત્તિ ત્યાગ કરે તેટલા માત્રથી સાધુપણુ આવતુ નથી પણ તે ત્યાગની સાથે આત્મા મુખ્યગુણ પૈકી દર્શન, જ્ઞાન, ચારિત્ર સ્વરૂપ રત્નત્રયીને વિશુદ્ધ કરતી દશવિધ ચક્રવાલ સમાચારીને સેવે તે જ સાધુ હોઇ શકે! જો એમ ન માનીએ તો તિર્યચોને પણ સાધુ માનવા પડશે, કારણકે સત્સમાગમના પ્રસગે અવધિજ્ઞાનાદિ પ્રાપ્ત થયું છે એવા તિર્યચો પણ સર્વ સાવદ્યના ત્યાગનો અભિગ્રહ સિદ્ધભગવતોની સાક્ષીએ કરે છે, પણ ત્યા દશવિધ ચક્રવાલ

સમાચારી વિશિષ્ટ પ્રતિલેખણાદિ ક્રિયાનો અભાવ હોવાથી તે તિર્યંચોમા સાધુપણુ શાસ્ત્રકારોએ માન્યુ નથી વિશેષમા આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આજના જમાનામા પ્રતિક્રમણ પ્રતિલેખનાદિ ક્રિયાઓને બાજુપર મૂકી અધ્યાત્મનો ડોળ કરવાવાળા વેશધારી સાધુઓને વીતરાગપ્રણિત શાસનમા સાધુ તરીકે જીવવાનો હક્ક નથી। બલ્કે સર્વ સાવદ્યના ત્યાગ સાથે રત્નત્રયાદિની વિશુદ્ધિ માટે યોજાયેલ દશવિધ ચક્રવાલ સમાચારીનું યથાશક્તિ સેવન કરનારા સાધુપદને શોભાવી શકે છે

પ્રશ્ન ૧૧—સામાયિક શા માટે કરવુ ? કરવાથી ફાયદો શુ ? અને તે ફાયદો સહેલાઇથી સમજાવી શકાય તે માટે વર્તમાનકાળનુ દૃષ્ટાત આપવા કૃપા કરશો ?

સમાધાન—નાશવત શરીરના અમુક ચોક્કસ ભાગમા રસોળી અગર ગાઠ થયેલ છે, તે ( ગાઠ અગર રસોળી ) રાખવાની સહજ પણ મુરાદ નથી, તે વધે તેવી અશ ભર પણ ઇચ્છા નથી, તેને વધારવા હરકોઇ સાધન વાપરવા લેશભર ઉદ્યમ નથી, પુષ્ટ થાય તો શરીર સુદર દેખાય તેવા હેતુથી તે તરફ પ્રીતિ પણ નથી, છતા શરીરની સપ્તધાતુની વૃદ્ધિ શારીરિક તદુરસ્તી માટે લેવાતા ખોરાકમાથી તે ( રસોળી અગર ગાઠ ) પોતાનો ભાગ લઈ દિનપ્રતિદિન વૃદ્ધિ પામે છે વખતસર ચેતવામા નહિ આવે તો ભયકર રૂપ લેશે। શરીર નાશ પામશે એવો ભય હોવા છતા તુરત તેનુ ઓપરેશન કરેલી જગ્યાએ તુરત રૂઝ આવે તે માટે બરોબર જોઈતો બંદોબસ્ત ન થાય તો રોગ પોતાની જમાવટને લેશપણ મચક આપતો નથી, તે જ પ્રમાણે આત્માને અવિરતિ એટલે ત્યાગ તરફ

અણુગમો નામની અદૃશ્ય ગાંઠ છે અને તે અદૃશ્ય ગાંઠ દિન પ્રતિદિન સમયે સમયે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી અવિરતિના પાપથી પોષાયા કરે છે ! ! !

પાપ કરવાની ઇચ્છા ન હોય, પાપ વધે તે માટે પ્રવૃત્તિ પણ ન હોય, પાપ કરવા મનથી લેશભર વિચાર ન હોય, પાપ પ્રત્યે પ્રીતિ પણ ન હોય, તો પણ પાપ દરેકે દરેક આત્માને અવિરતિનું લાગ્યા કરે છે અને તેથી બચવા માટે સામાયિકદ્વારાએ ઓપરેશન કરવાનું કીધું; અને જે સામાયિકમાં પ્રથમ પ્રતિજ્ઞાથી પાપ બંધ થયું, અને રૂઝને માટે બીજી પ્રતિજ્ઞા દર્શન જ્ઞાન ચારિત્રની આરાધનાથી આત્માને અપૂર્વ આરોગ્યતાનો લાભ થશે !

**પ્રશ્ન ૧૨**—ભગવાન્ શ્રી બાહુબલજીએ ગુરૂ વગર રણ સંગ્રામમાં સ્વયમેવ દીક્ષા લીધી છે તે દીક્ષા શાસ્ત્ર અપેક્ષાએ વંદનીય કે કેમ ?

**સમાધાન**—સ્વયંબુદ્ધો અને પ્રત્યેકબુદ્ધોને ગુરૂમહારાજાઓની અપેક્ષા રહેતી નથી અને ભગવાન્ શ્રી બાહુબલજી શાસ્ત્ર અપેક્ષાએ સ્વયંબુદ્ધ છે, માટે તે વંદનીય છે તે સિવાયના બીજાઓ પણ ગુરૂ વગર દીક્ષા લઇ શકે પણ શ્રી પુંડરિક રાજર્ષિ વગેરેની માફક ફરીથી ગુરૂ પાસે દીક્ષા લે તો જ તેઓ ગુરૂપદ અને પરમેષ્ઠિપદને શોભાવી શકે છે

સ્વયંબુદ્ધ માટે શ્રી નંદીસૂત્ર ચૂર્ણી ટીકા-જુઓ ! શ્રી પુંડરિક રાજર્ષિ માટે શ્રી જ્ઞાતાસૂત્ર જુઓ !

**પ્રશ્ન ૧૩**—સમજુ દેશવિરતિ શ્રાવક પોતાના લેણદાર

પર તાકીદ કરી અને કેદખાનામા મોકલવા સુધીના વિચાર અને વર્તન કરે તો તેનુ દેશવિરતિપણું ટકે ?

**સમાધાન**—દેશવિરતિપણુ એટલે અમુક હદની વિરતિ અને તેવી વિરતિ ટકાવવામા શાસ્ત્રકારોને વાધો આવતો નથી કારણ અવ્યુત્પન્ન એવો શ્રાવક ઇરાદાપૂર્વક ધર્મ, સમાજ, આદિ લાભ સમજીને ચોથા અણુવ્રતને પીડાકારી એવી લગ્નાદિ ક્રિયાઓ કરાવે, છતા દેશવિરતિપણુ ટકે છે તો પછી સમજુ શ્રાવકની સમજણપૂર્વકની દેશવિરતિને બાધ આવી શકતો નથી પરંતુ હૃદયને આઘાત પહોચાડનારી કલેશમય કાળજાને કોરનારી કિલષ્ટ પ્રવૃત્તિઓ હૃદયમા વિચારે તેથી દેશવિરતિપણુ જતુ નથી ળ કે વર્તન અને વિચાર એ જુદા છે અને દેશવિરતિ તે વર્તનનો એક વિભાગ છે

**પ્રશ્ન ૧૪**—અઠ્ઠાઈ મહોત્સવાદિના બ્હાને સાધુ દીક્ષા રોકે તો પાપ છે એવુ કયા સૂત્રમા છે ?

**સમાધાન**—દ્રવ્યસ્તવના ભોગે ભાવસ્તવ ( ચારિત્ર ) ન રોકી શકાય , દ્રવ્યસ્તવ કરનારને ઉત્કૃષ્ટ ફળ બારમો દેવલોક અને ભાવસ્તવવાળો અંતર્મુહૂર્ત્તમા કેવળજ્ઞાન પામે અને દીક્ષા એ ભાવસ્તવ છે **જુઓ શ્રી મહાનિશીથસૂત્ર અને સ્તવપંચાશક**

**પ્રશ્ન ૧૫**—અઢાર દોષ તપાસીને યોગ્યતા જોઇને દીક્ષા આપવી ખરી કે નહિ ?

**સમાધાન**—બધા અઢાર દોષો પહેલા તપાસવા માટે નથી દોષો દેખાય તો રોકે દોષ જોવા માટે રોકે નહિ તમજ

જાતિસ્મરણ થયેલ છે, વચનને અનુસારે ત્યાં આવે છે, ત્યાં વિમાનમાં કઈ રીતે જઈ શકાય ? એવું પૂછેછે, જવાબમાં સાધુપણા વગર પ્રાપ્તિ નહીં થાય, એમ કહે છે ઈરાદાપૂર્વક વિમાન મેળવવાનો ઇચ્છાવાળાને ચારિત્ર રાત્રે આપ્યું જો કે આ પ્રસંગમાં દ્રવ્ય અનુષ્ઠાન છે પણ સમ્યક્ત્વને બાધ નથી **જુઓ આવશ્યક સૂત્ર.**

**પ્રશ્ન ૧૯**—શાસનપતિ શ્રી વીરભગવાને ગર્ભમાં રહ્યા છતાં ધારી રાખી તે અભિગ્રહ કર્યો અને તે ઉપરથી તેઓ શ્રીના વચનને અનુસરનારી ચતુર્વિધ સંઘરૂપ સંસ્થાએ ધર્મના ભોગે માતા પિતાને રાજી રાખવા એ બીના માતાપિતા જીવે ત્યાં સુધી દીક્ષા ન લેવાનો વિચાર શાસ્ત્રોક્ત રીતીએ સંમત છે કે નહિ ? તેમજ અભિગ્રહથી સંમતિ વગર દીક્ષા થઈ શકે નહિ એ વાત ખરી કે નહિ !

**સમાધાન**—મૂલ શાસ્ત્રકાર ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજજી ટીકાકાર ભગવાન્ શ્રી જિનેશ્વરસૂરીશ્વરજી મહારાજજી અને તેજ વૃત્તિના સંશોધક નવાંગી વૃત્તિકાર ભગવાન્ શ્રી અભયદેવસૂરીશ્વરજીકૃત "પિંડુદ્રેગ નિગમાષ્ટકમાં જણાવે છે **કે મોહના ઉદયથી અભિગ્રહ કરેલ છે કર્મોદયના દરેકે દરેક કાર્યને અનુસરવા શાસ્ત્રકારો કોઈપણ સ્થળે ભલામણ કરતા નથી.**

મોહનીયકર્મના ઉદયથી થયેલ અભિગ્રહને વળગવું છે ! પણ કેવળજ્ઞાન વખતે અગીયાર ગણધરો અને તેમના પરિવાર ૪૪૦૦) ચુમ્માલીશસોને રજા વગર ખુદ ભગવાને દીક્ષા આપી છે તેમાં પાછળથી ઇંદ્રભૂતિ માટે ભાઈઓ તોફાન કરતા

અને દુષ્ટ શબ્દોને બોલતા અગ્નિભૂતિ આદિ એક પછી આવ્યા છે, તે જાહેર છે છતા સમતિ વગર દીક્ષા અપાઇ ગઇ તે જોવુ નથી

અભિગ્રહ ઉપરથી તો માતાપિતાની સમતિ વગર પણુ દીક્ષા આપી શકાય કારણુ **જો સમતિ વગર તે કાળે દીક્ષા થતી જ ન હોય તો અભિગ્રહ કરવાનુ કારણુજ નથી, અને જો અભિગ્રહ કર્યો એમ કહો તો તમારે કબૂલ કરવુ પડશે કે સમતિ વગર દીક્ષા આપવાનો ધોરી માર્ગ ચાલુ હતો** પરતુ પ્રભુ મહાવીરદેવે મોહનીય કર્મવશાત્ અભિગ્રહ કર્યો અને વિચાર્યુ કે માતાપિતા છવતા હુ દીક્ષા નહીં લઉ, બીજાઓ લે તો ભલે લે એ ઉપરથી વિચાર કરો તો સ્હેજે સમજી શકશો ! દષ્ટાંત તરીકે એક લક્ષાધિપતિ વૃદ્ધવય થયા પુત્રનુ સુખ પામ્યો નથી, તેથી પોતાના કુટુબમાથી એક જણુના પુત્રને દત્તક તરીકે કબૂલ રાખે છે દત્તક પુત્ર બાપનું નામ ફેરવી લક્ષાધિપતિના નામથી જગત્મા પ્રસિદ્ધી પામે છે કર્મસજોગે તે વૃદ્ધને પોતાને પુત્રપ્રાપ્તિ થાય છે હવે તો દત્તક પુત્ર ભાગ પડાવશે ત ઇરાદાથી એક ચીઠ્ઠી દત્તકપુત્ર પાસેથી લખાવે છે, ચીઠ્ઠી નીચે મુજબની હતી—" આજથી હુ તમારા દત્તક તરીકેની કબૂલાત રાખી શકતો નથી " આ ચીઠ્ઠી લખતા દત્તકપુત્ર હૃદયમા વિચારે છે કે લાખની પ્રાપ્તિ માટે સગો બાપ મૂકયો ! સગા બાપની નજીવી મી કત પણુ મળત તે પણુ છોડી, અને છેવટે આ શેઠે દગો દીધો ઉમ્મરલાયક થયો એટલે દત્તકપુત્રે કોર્ટમા કેસ માડ્યો કેસ શરૂ થયો કોર્ટે પુરાવો માગ્યો બીજો પુરાવો કઈપણુ આપી શકયો નહિ પણુ જે ચીઠ્ઠી શેઠને,

મગી હતી, તે ચીઠ્ઠી શેઠે રજુ કરી ચીઠ્ઠી શેઠે લખાવી હતી તે સાબીત થઇ અને દત્તક તરીકેની ના કબુલાતની ચીઠ્ઠી પરથી જજમેંટ પણ અપાઇ ગયુ કે દત્તક લીધો હતો એ વાત સાચી ઠરે છે, અને મીલકત પણ આપવાનુ કોર્ટ ઠરે માને છે કારણ દત્તક લીધા વગર દત્તક નહિ કબુલવાનું કદાપિ બની શકે નહિ ફક્ત લોભની દાનતથી શેઠે આ કામ કરેલુ છે, તેવી રીતે મોહના ઉદયથી થયેલ અભિગ્રહ ( માતા પિતા જીવતા છતા દીક્ષા ન લઉ ) તે પણ સમતિ વગર બીજાઓની દીક્ષા થઇ શકે તેવુ સાબીત કરી આપે છે બીજુ દષ્ટાન્ત જમાઇ ભાણેજ વગેરેને દસ્તાવેજથી જ મીલકત આપવી પડે છે કારણકે તેઓને સીધો હક નથી, પણ પુત્રને મીલકત આપવામા દસ્તાવેજ કરવાની જરૂર નથી કારણકે પુત્રનો તે પ્રસગમા સીધો હક છે તેવી રીતે માતાપિતાની રજા વગરની દીક્ષા તે સીધા હક સમાનની હતી અને અભિગ્રહથી દીક્ષાનો નિષેધરૂ દસ્તાવેજ કૃત્રિમ હક સમાન છે

પ્રશ્ન ૨૦—યથાપ્રવૃત્તિકરણ એટલે શું ?

સમાધાન—શાસ્ત્રોક્ત રીતિએ સવર કે નિર્જરાના પરિ ણામ વગરની બધી દ્રવ્ય પ્રવૃત્તિઓ તે યથાપ્રવૃત્તિકરણમ અતર્ગત થાય છે; દષ્ટાત તરીકે અભવ્ય જીવ પણ દેવલોક પૂજા, રાજ્યપણુ વગેરેની લાલચેજ નવકારમત્રનો પહેલે અક્ષર નકાર બોલે અને પુરો કરે તેમા પણ યથાપ્રવૃત્તિકરણ થઇ ગયુ છે અને તેથીજ જગતના જીવોની મોક્ષ, સુખ આત્મકલ્યાણાદિની અપેક્ષા વગરની બધી સર્વજ્ઞભાષિત ક્રિયાઓ યથાપ્રવૃત્તિકરણમા દાખલ થાય છે

**પ્રશ્ન ૨૧**—પાપાનુબંધી પાપ કરતા સાધુઓના લેબાસમા કહેવાતા સાધુઓ વધુ પાપી હોઈ શકે ખરા ?

**સમાધાન**—જીદગીભર કસાઈનો ધંધો કરનારા પોતાના પેટ ખાતર જીવ વધ કરે છે, પરંતુ ખોટું માને છે અને જીવોને બચાવનારાઓને સારા માને છે, જીવવધ કરે છે, પણ જે સાધુઓ દયાના બ્હાને દયાના પ્રસંગોને રોકે, બ કે, દયાના બ્હાને ઘોર હિંસા અને કતલ ચલાવે દૃષ્ટાંત તરીકે-મરતા ઉંદરને મરવા દેવામા ધર્મ, બળી મરતી ગાયોને બળવા દેવામા ધર્મ માને અને તે ઉંદર કે ગાયને બચાવવામા પાપ માને તેવા ઓને પાપાનુબંધી પાપવાળા કરતા અધમ માનવામા આવે તો નવાઈ શી ! !

**પ્રશ્ન ૨૨**—પૂજા કરનાર શ્રાવકને દ્રવ્ય હિંસા લાગે ? અને તે જ પ્રમાણે નદી ઉતરતા સાધુને દ્રવ્ય હિંસા લાગે ? જો ન લાગતી હોય તો ઇરિયાવહી કેમ કરે છે ?

**સમાધાન**—પૂજા કરતી વખતે નિર્જરાનુ પ્રબળ સાધન પાસે હોવાથી પૂજા પ્રસંગે દ્રવ્યહિંસા થાય, પણ પાપનો બંધ પડે નહિ કદાચ બંધ પડે તો તે ટકે નહિ પણ સાધુ મહારાજને પ્રતિજ્ઞા હોવાથી નદી આદિ ઉતરતા હિંસા નથી કારણ કે તેઓ ભાવસ્તવના અધિકારી છે તેથી નદી આદિ ઉત રતા જીવો મરી જાય, છતા મારવાની લેશ ઇચ્છા નથી ઉત રીને ઇરિયાવહી કરે છે, ત પ્રમાદપૂર્વક ચલનક્રિયા થઇ હોય તેની આલોચના છે

**પ્રશ્ન ૨૩**—પ્રાથમિક દીક્ષા પછી પ્રાય ૬ માસની મુદતમા

વડી દીક્ષા આપવાનુ હોય છે કોઇ નોકરને નોકરીમા રાખીએ તે વખતે અમુક મુદત સુધી (તેને અગ્રેજીમા પ્રોબેશનર કહેવામા આવે છે) એટલે બરાબર લાયક જણાય તો નોકરીમા કાયમ થાય, નહિ તો તેને નોકરીમાથી છૂટો કરે એ પ્રમાણે પ્રાથમિક દીક્ષા આપ્યા પછી જો લાયક ન જણાય તો તેને વડીદીક્ષા ન આપતા દીક્ષામાથી પાછો વિદાય કરાય એમ થાય તેના કરતા પહેલાથી જ દીક્ષા આપ્યા સિવાય અમુક સુધી પરીક્ષા માટે રાખવામા આવે અને પછી લાયક જણાય તો દીક્ષા આપવી એ મુજબ થાય તો શુ હરકત?

**સમાધાન**—નોકરીમા દાખલ થાય ત્યારથી જ નોકર કહેવાય પછી ગ્રેડ પણ વધારાય અને પ્રમોશન પણ દેવાય તેમ પ્રાથમિક દીક્ષામા દાખલ થયો ત્યારથી સાધુ કહેવાય! અને વડી દીક્ષાથી આહાર પાણી લાવવા વસતિ જોવી, લેવી અને પુજવી, પ્રમાર્જવી વગેરે પ્રતિદિનકાર્યમા તેની બુદ્ધિની અને સાધુઓ પ્રમાણિકતા ગણે અથવા ન ગણે **"જુઓ શ્રી દશવૈકાલિક અધ્યયન ૮ ની ટીકા અકલ્પ સ્થાનની વ્યાખ્યા"** આમા યત્લે ન્હાની દીક્ષામા કરેલ સાવદ્યત્યાગના અશને હવે સમજેલ હોવાથી વિભાગે ત્યાગ કરાવાય છે જેમ લેવડદેવડના થયેલ નોધ અને દસ્તાવેજ અનુક્રમે કબાલા અને રજીસ્ટર કરાવાય તેમ જુઓ **શ્રી પન્નવણાજી પદ પહેલુ પાનુ ૩૩-૩૪, શ્રી આવશ્યક નિર્યુક્તિ ગાથા ૧૩૩, શ્રી હરિભદ્ર સૂ ટીકા પા ૧૦૭ ભા ૧લો અને શ્રી નવતત્ત્વ પ્રકરણ દેવગુપ્તાચાર્ય પા ૪૨** જે નપુસકપણા આદિની પરીક્ષા ન્હાની દીક્ષા પહેલા માત્ર પ્રશ્નથી જ થઇ શકે, ને તેમા તે દોષો ન માલમ પડી શક્યા હોય, અને પછી તેના

તેવા દૂત્યથી તે દોષો માલમ પડે તો જ બીજા બધા સમુદાય અને તેના રક્ષણ માટે તેને વિદાય કરી શકાય એ સિવાય વિદાય ન કરી શકાય શ્રી આવશ્યકનિર્યુક્તિ પારિષ્ઠાપનિકાનો અધિકાર જોવો વધુ ખુલાસા માટે નીચેના ગ્રંથો શ્રી પંચવસ્તુ, શ્રીનિશીથ અને શ્રી પંચક ભાષ્યમા વિદાય કરવાનો અધિકાર છે

પ્રશ્ન ૨૪—આ બે પ્રકારની દીક્ષા રાખવાનુ કારણ શુ ?

સમાધાન—છ જીવની શ્રદ્ધા, પ્રવૃત્તિ અને પરિહારાદિના પરિણામની તપાસ માટે પણ માલમ પડે તો વિદાય કરવાનો નથી ગ્રેડ કે પ્રમોશન વધુ મેળવી ન શકે તો નોકરીમાથી વિદાય ન થાય એ પ્રકારની દીક્ષામા સાધુપણાની જવાબદારી રાખી છે

પ્રશ્ન ૨૫—શુ વડીદીક્ષા પહેલા અને દીક્ષા થયા પછી છમાસી વગેરે પરીક્ષાઓ છે ને તે કયા શાસ્ત્રોમા છે ?

સમાધાન—હા સાથે જણાવેલ ગાથાઓ ધ્યાનમા લો

| | | | |
|---|---|---|---|
| પંચવસ્તુ | ગા | ૫૮૯ | પરીક્ષા સબધી |
| ,, | ગા | ૨૨૯ | પ્રવ્રજ્યા લીધા પછી પ્રતિદિન ક્રિયા અધ્યયન |
| ,, | ગા | ૫૮૧ | કાલપ્રાપ્ત અને સૂત્રાધ્યયન |
| ,, | ગા | ૬૧૦ | પ્રતિદિન ક્રિયા પછી વ્રત સ્થાપનાને યોગ્ય |
| ,, | ગા | ૬૧૪ | સૂત્રાધ્યયન, અર્થાધિગમ, પરિહાર પછી ઉપસ્થાપનાને યોગ્ય |

**પ્રશ્ન ૨૬**—પહેલી દીક્ષા લીધી હોય અને તેથી જે જે બાબતોની જવાબદારીઓ આવતી હોય તેના કરતા વડી દીક્ષા લીધા પછી કાઇ વિશેષ જવાબદારીઓ આવે છે ? જો આવતી હોય તો પહેલા કયી ઓછી અને બીજામા કયી વિશેષ ?

**સમાધાન**—વડીદીક્ષાથી પિંડ, શય્યા, વસ્ત્ર, પાત્ર, વસતિ, પ્રતિક્રમણ, પડિલેહણુ, સૂત્ર, અર્થ, ભોજન, અને કાલગ્રહણુ આદિમા લાયક થાય, પણુ સાધુપણાની જવાબદારીમા વિશેષ નથી વસ્તુત જડજ વગેરે અધિકારીની નિમણૂંક પ્રેકટીસ કર્યા પછીથી જ થાય છે એવુ સભળાય છે તેવી રીતે એ પણુ અમુક કાર્યની પ્રેકટીસ કર્યા પછી અમુક અધિકાર સોપવા માટે છે

**પ્રશ્ન ૨૭**—એ બ ને દીક્ષાઓમા યોગોદ્વહન કરી આચા રાગનુ પહેલુ અધ્યયન, અથવા દશવૈકાલિકના ચાર અધ્યયન ભણુવા ઉપરાત બીજો વાસ્તવિક તફાવત શુ છે ?

**સમાધાન**—બન્ને દીક્ષાની વયમા તફાવત કઇ નથી ફક્ત છકાયની શ્રદ્ધા, તેની જયણા અને આહારાદિ દોષોનુ જ્ઞાન થાય

**પ્રશ્ન ૨૮**—એ બન્ને દીક્ષા વચ્ચે કેટલો કાળ થવો જોઇએ

**સમાધાન**—જઘન્યથી સાત દિવસ, તે પણુ પતિતો માટે મધ્યમ ચાર માસ, ઉત્કૃષ્ટ છ માસ, પણુ કઇંક તેવાઓ માટે બાર વર્ષ પણુ છે

**પ્રશ્ન ૨૯**—જો દીક્ષા લેવાને અને પાળવાને યોગ્ય છે કે કેમ તેના તપાસ કરવા માટે નાની અને મોટી દીક્ષા

આપવામા આવે છે તો તે પહેલા પણ અમુક મુદત રાખવામા આવે તો વાધો શુ ?

સમાધાન—મોટો વાધો છે! કારણ સાધુ ગૃહસ્થને આવ, ‘બેસ’ ન કહે, આદેશ પણ ન દે, ગ્લાનપણામા વૈયાવચ્ચ ન કરે, ભૂખ કે તૃષામા પાણી પણ ન આપી શકે, શીતમા વસ્ત્ર પણ ન આપે, ભોજનની પણ ચિતા ન કરે, યાવત્ સાથે પણ ન રાખી શકે, તો બીજી યતનાની તો વાત શી! પરીક્ષા સ્વડિલાદિકના ગમનથી કરવાની છે તે શી રીતે કરી શકાય! જ કે ગૃહસ્થપણામા પરીક્ષાદિ માટે સાધુથી રાખી શકાય જ નહીં

પ્રશ્ન ૩૦—આચારાગના પ્રથમ અધ્યયનને બદલે દશવૈકાલિકના ચાર અધ્યયન ભણાવવામા હાલની પ્રવૃત્તિ છે છે તેનુ કારણ શુ ?

સમાધાન—દશવૈકાલિકની રચના નહોતી થઇ ત્યારે છકાયના જ્ઞાન માટે આચારાગસૂત્રનુ પહેલુ અધ્યયન ભણાવવામા આવતુ હતુ પણ હાવ દશવૈકાલિકના ચોથા અધ્યયનથી તે સહેલાઇથી જાણી, માની અને આચરી શકાય છે માટે તેવી રીતે દશવૈકાલિકના ચાર અધ્યયન કહ્યા તે જ્ઞાન કરવા માટે છે

પ્રશ્ન ૩૧—આચારાગને બદલે દશવૈકાલિકના અધ્યયન ભણાવવા માટે કયા શાસ્ત્રમા નિધાન છે ?

સમાધાન—આવા ફેરફાર માટે શ્રી વ્યવહારભાષ્ય વગેરેમા હકીકત છે

**પ્રશ્ન ૩૨**—ભણવા પહેલા યોગોદ્વહનાદિ કરવા જોઇએ તેવુ કયા શાસ્ત્રમા છે ?

**સમાધાન**—પચવસ્તુ, ગા ૫૭૦ ઉપધાનાદિક પૂર્વક જ સૂત્રાદિ દેવાનો અધિકાર છે, તેમજ યોગોદ્વહન કર્યા સિવાય ભણાવાય નહિ તે માટે જુઓ **શ્રી નિશીથસૂત્ર અને શ્રી દશવૈકાલિકસૂત્ર**

**પ્રશ્ન ૩૩**—પહેલી દીક્ષામા સામાન્ય સાવદ્યયોગનુ પ્રત્યાખ્યાન અપાય છે, અને વડીદીક્ષા વખતે દરેક મહાવ્રતનુ ઉચ્ચારણ કરી પ્રત્યાખ્યાન અપાય છે એમ હોવાનુ વિશેષ કા ણ શુ ?

**સમાધાન**—છકાય વગેરેની શ્રદ્ધા થવાથી વિભાગે મહા વ્રતની પ્રતિજ્ઞા કરવાની લાયકાત થાય છે બાવીશ જિનના વારે પહેલેથી બુદ્ધિશાળી હોવાથી સમજતા હતા તેથી તે અવસરે વડીદીક્ષાની જરૂર જ નહોતી

**પ્રશ્ન ૩૪**—સોળ વર્ષ પછી સમતિની જરૂર નથી એવુ કયા શાસ્ત્રોમા છે

**સમાધાન**—શ્રી પચક પ ભાષ્ય

" भयणा तेणगसद्दे होती इणमो समासेण ॥ जो सो अपडिपुण्णो विरद्धवरिसूण अहर अणिविट्ठो। त दिक्खिन्त उविहिण्ण तेणो परतो अतेणो तु ॥

તેણગ સ્તેન સ્તેન ( નિષ્કેટિકા ) શબ્દમા સક્ષેપથી આ ભજના હોય છે જે અપ્રતિપૂર્ણ એટલે એ અષ્ટક ( સોલ વર્ષ )

અથવા અવિવાહિત ( કન્યા ) હોય તેને દીક્ષા આપે તો ચોર કહેવાય, પણ **સોળથી આગળ ચોર નહિ !** એ જ પ્રમાણે નિશીથભાષ્યમા પણ સોળ વર્ષ પછી શિષ્ય ચોર નહિ એમ જણાવે છે વધુમા **શ્રી બૃહત્ કલ્પટીકા—**

नीएहि उ अविदिन्न अपत्तवय पुम न दिक्खिन्ति ।
अपरिग्गहो उ कप्पति विजढो जो सेसदोसेहिं ।

निजकै. मातापितृप्रभृतिभि' स्वजनै रवितीर्णम् अदत्त अप्राप्तवयसम् अव्यक्त पुरुष न दीक्षयति न प्रव्राजयति । यदि पुन अपरिगृहीतो—व्यक्तः स शेषदोषै, बाल जड्ड व्याधितादि भिर्विप्रव्राजयितु कल्पते ॥

પોતાના માતાપિતા વગેરે સ્વજનોએ નહિ દીધેલ અને નથી થઇ વ્યક્ત ઉંમર જેની એવા પુરૂષને દીક્ષા આપે નહિ, એટલે સોળ વર્ષ પછી જ વ્યક્ત તે બાલજડાદિ વ્યાધિવાળા દોષોથી રહિત હોય તો તેને દીક્ષા વગર રજાએ પણ આપી શકાય છે

**પ્રશ્ન ૩૫**—અનતી વખત ધર્મ કાર્યો, ઓઘામુહપત્તી કર્યા, અને ચરવળા કટાસણા કર્યા છતા હજુ ફાવટ આવી નહિ તો એક વખત આ ભવમા કરવાથી શુ વળશે ?

**સમાધાન**—ભોગની લાલસાપૂર્વક અનતી વખત કરેલ ઓઘા મુહપત્તી અને ચરવળા કટાસણાનુ ફળ દેવલોક, સુદરગતિ અને સ સારિક સુખ સાહ્યબીના સાધનો પણ મળ્યા, વસ્તુત મોક્ષ ન થયો. પણ દ્રવ્યધર્મથી જગતમા ઉંચી સ્થિતિ પામ્યા, એટલ

ને છોકરા, ઘર ને વાડી, બગીચા ને બગલા, પુત્ર અને પરિવાર વગેરે વગેરે કેટલી વખત કર્યા ? અનતી વખત કરેલાનુ ફળ શુ આવ્યુ ? નરક, નિગોદ, અને તિર્યંચ, આવુ અનિષ્ટ ફળ આવવા છતા, દૃષ્ટિ આગળ દુખ દેખ્યા છતા પણ, હજુ વિરામ કેમ પામતા નથી ? ? ? છતા આ ભવમા મોક્ષની ઇચ્છાપૂર્વક ધર્મ કરવામા આવે તો સાત આઠ ભવમા કામ થઇ જાય, મોક્ષ લક્ષ્યમા ન રહે તો પણ દ્રવ્યઆરાધન સસારિક સુખ આપ્યા વગર તો રહેતો જ નથી

પ્રશ્ન ૩૬—અર્થદડ અને અનર્થદડમા ફેર શો ?

સમાધાન—સ્વાર્થ ( ઘર-કુટુબ-કબીલા-પુત્રાદિ ) પુરતુ કરવામા આવે તો ત અર્થદડ-અને ત સિવાય કરે તો અનર્થદડ.

પ્રશ્ન ૩૭—સમજે છતા ત્યાગ ન કરે, જે કૃષ્ણ પોતાની સાત ઠોકરીઓને પ્રભુ નેમનાથ પાસે મોકલે, દીક્ષાની દાડી પીટાવે છતા ગજ ભરનારા અને નસુ નહીં ફાડનારા લેશભર ત્યાગના પચ્ચક્ખાણ નહિ છતા તે સમજુઓને પ્રભુશાસનમા સ્થાન છે ?

સમાધાન—હા માન્યતાની મહેલાતોમા મોજ માનતા રાઓના જૈન શાસનમા ડગલે અને પગલે યશોગાન કરેલા છે ત્રણ ખડપર સત્તા ચલાવવી મ્હેલ છે પણ નાતપર સત્તા ચલાવવી મુશ્કેલ છે કદાચ નાતપર સત્તા ચલાવાય પણ કુટુબ પર સત્તા ચલાવવી મુશ્કેલ છે, કદાચ કુટુબપર સત્તા ચલાવી શકે પણ ઇન્દ્રિયોપર સત્તા ચલાવવી મુશ્કેલ છે કદાચ ઇન્દ્રિયોપર કાબુ રાખે પણ મનનો કાબુ રાખવો મુશ્કેલ છે, કદાચ મનનો

જય કરી શકાય પણ આત્માપર અંકુશ રાખવો તે તો અત્યંત મુશ્કેલ છે જે વાસુદેવના મકાનમાં રાત દિવસ પુત્ર થાય તો ભગવાનને દઉં, પુત્રી થાય તો ભગવાનને દઉં એવા વિચારનું વાતાવરણ રહે છતાં સ્વયંત્યાગ કરવા માટે જે વાસુદેવ પોતે લાચાર સ્થિતિમાં છે તે વાસુદેવ પુત્રી અને પિતા તરીકેના સંબંધને તિલાંજલી આપે છે, તે ફક્ત દુનીઆને દેખાડવા માત્રની નહીં પણ હૃદયપુર્વકની દીક્ષા અપાવવી તે જેવી તેવી વાત નથી અમત્ કલ્પનાએ વિચારો કે હું મારા છોકરા છોકરીને દીક્ષામાર્ગે મુકી આવ્યો છું અને તે માર્ગે વાળવા હરકોઈ માટે હું મારા છોકરા છોકરીને દીક્ષા માર્ગે મુકી આવ્યો છું અને તે માર્ગે વાળવા હરકોઇ માટે હું મારા છોકરા છોકરીને માર્ગે મુકી આવ્યો છું અને તે માર્ગે હરકોઈ માટે હું મારૂં સર્વસ્વ સમર્પણ કરી રહ્યો છું એવું વિચારો તો પણ તમને ગંભીરગહનતા માલમપડશે આવું સમજુપણું આવ્યા વગર પ્રભુશાસનની **યથાર્થ પ્રભાવના થતી નથી** બીજું ખસના દરદીને ચળ આવે તે વખતે ખણીનાખે, લોહીનીકળે, અસહ્ય વેદનાવેદે, ખણવું ખોટું ધારે, બીજા ખણતા હોય તેને રોકે, પોતાને વારે તો આખો કાઢે, આ બધું કરે છતાં ખસની ખણજ અને તેથી ઉદ્ભવતા બધા પ્રસંગોને હૃદયથી બુરા માને તેવી રીતે સમકીત ધારી ( સાચો સમજુ ) શ્રાવકપણું સંસાર-સંસારીઓ, સંસારનો ઉદ્યમ સંસારની કાર્યવાહી આદિ બધું કરે પણ ખસની ખણજની જેમ તદ્દન બુરો માને, અર્થાત, ચારિત્રમોહનીયના ઉદયથી સાચી સમજણવાળો છતાં પણ વિરતિ ન કરી શકે તે બનવા જોગ છે

**પ્રશ્ન ૩૮**—ક્ષાયક સમ્યકત્વધારીઓ પોતાના પુત્રની દીક્ષામાં આડે આવે ?

સમાધાન—હા, આવે તો આવી શકે એટલે આવે ખરા અને ન પણ આવે, આડે આવવુ તે ચારિત્રમોહનીનો ઉદય છે અને માન્યતા રાખવી તે દર્શન મોહનીના ક્ષયનુ કામ છે

પ્રશ્ન ૩૯—સુંદરીને સ્ત્રીરત્ન બનાવવાની ઈચ્છાથી દીક્ષા લેતા ભરત મહારાજે રોકી ત વખતે સમ્યક્ત્વ ખરૂ કે નહિ?

સમાધાન—સમ્યકત્વ નથી એમ કહી શકાય નહિ

પ્રશ્ન ૪૦—પોતાના છોકરાએ અને પોતાની સ્ત્રીએ દીક્ષા લીધી છે, સ્ત્રી અને પુત્રના મોહને લીધે બ નેને બળા ત્કારથી તે ભાઈ ઘેર લાવે તો સમ્યકત્વ રહે કે જાય?

સમાધાન—સમ્યકત્વ જાય જ એમ કહેવાય નહીં

પ્રશ્ન ૪૧—સૂયગડાગમા મહામોહની બાધવાના ત્રીશ સ્થાનો છે તેનુ શુ?

સમાધાન—દેવત્વ, ગુરૂત્વ, ધર્મત્વ પ્રત્યે દ્વેષાદિ થાય તે મહામોહની બાધે, સીધો કે આડકતરી રીતે સગા-વહાલ વગેરેનો સબન્ધ નથી તેવાઓ તો મહામોહનીજ બાધે બ ગણધરહત્યાના પાપના ભાગીદાર થાય

પ્રશ્ન ૪૨—પારસી, મુસલમાન, ઢેડ દીક્ષા લઇ શકે? અ લઈ શકે તો તમો તેમની સાથે સબન્ધ કેમ રાખતા નથી

સમાધાન—હા, દીક્ષા લઈ શકે, પણ દીક્ષા લેવી અ આપવી તે વાત જુદી છે, તેમ જ થયેલ દીક્ષિતને ભેળવવો નહિ તે વ્યવહાર ઉચિતતાનો વિષય છે જેની સાથે જા

આદિથી વ્યવહાર ગખવાનો નિષેધ છે તેવા દીક્ષિત થયા હોય તો તેણે પોતાની સાધન સામગ્રીની જોગવાઇ કરી લેવી.

**પ્રશ્ન ૪૩—છેદસૂત્ર એટલે શું ?**

**સમાધાન**—અપરિણત અને અતિપરિણતને છેદ એટલે બાદ કરીને પરિણતની પરીક્ષા કરીને એકાન્તમા દેવા યોગ્ય સૂત્ર તેનુ નામ છેદસૂત્ર પરીક્ષાના વિધાનમા ગુરુમહારાજ કહે કે કેરીઓ ખાવી છે, એવુ સમુદાયમા જણાવે ત્યારે તે વાતમા અપરિણતો ભળી જાય, અતિપરિણતો ગુરુના સાધુ પણામા શકિત થાય, પણ પરિણત હોય તે પૂછે કે ભગવાન્ પ્રાસુક કે અપ્રાસુક વિગેરે સમજણના પ્રશ્ન કરે સમાધાન કરી વાચનાને યોગ્ય જાણી સૂત્ર પ્રદાન કરે

અવધી ઇતિ સુધીના આપત્તિ પ્રસગે રક્ષણના ઉપાયો અને ઉત્સર્ગ અપવાદોવી ભરપૂર તે છેદસૂત્ર છે

**પ્રશ્ન ૪૪—નિગોદમા રહેલ જીવ, સિદ્ધ દશામા રહેલ જીવ, એકેન્દ્રિયજીવ, અગર પચેન્દ્રિયજીવ, અગર તીર્થંકર દેવનો જીવ, જીવત્વપણામા તો સરખા છે છતા પાપબધમા ઓછા-વત્તાપણુ કેમ માન્યુ ?**

**સમાધાન**—દરેક દરેક જીવમા જીવત્વ સરખુ છે પરતુ પુણ્ય શક્તિ અને સ્વ પર આત્મ શક્તિ વિકાસના સાધન અને સામગ્રીના નાશને લીધે પાપ વિગેરેના બધમા ઓછા વત્તાપણુ માનેલ છે

**પ્રશ્ન ૪૫—ધર્મ કરવાનુ કહો છો પણ મારે નોકરુ-**

વળીનો ઉદય છે એવો અમારો બચાવ રીતસરનો છે ? ભાવી બનવાનુ હશે તે બનશે, એવુ જે બોલાય છે તે વ્યાજબી છે ?

સમાધાન—ના, ભાવિભાવના ભક્તો તે ગોશાળા પથીઓ છે એટલે ભાવિના ભરૂસે બેસી રહેવાનુ નથી, પણ ઉદ્યમ કરવાનો છે

પ્રશ્ન ૪૬—બળાત્કારથી, દીક્ષા લેનારને રોકે, અને તોડાવે એ બન્નેમા પાપ શુ ?

સમાધાન—ચાર ગણધર હત્યાનુ પાપ, પણ રોકનાર અને તોડાવનાર તે હિલ્લિનનો મળ ધી હોવો જોઇએ નહીં

પ્રશ્ન ૪૭—ધર્મબિન્દુમા દીક્ષા માટે છ માસની પરીક્ષા રાખી છે તેનુ શુ ?

સમાધાન—ધર્મબિન્દુ અને પચવસ્તુ એ બન્નેના રચયિતા ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી છે ધર્મબિન્દુમા છ માસની પરીક્ષાનુ જે લખેલુ છે તે માત્ર સૂચનારૂપ છે અર્થાત્–છ માસ પછીજ દીક્ષા દેવાય એવુ ધ્વનિત પણ થતુ નથી શ્રી પચવસ્તુમા દીક્ષા લીધા પછીજ સામાયક આપવાનુ છે, અને તે આવશ્યકનુ પહેલુ અધ્યયન છે આવશ્યક પુરૂ થયા પછી દશવૈકાલિકના યોગ છે ચોથુ અધ્યયન સૂત્રાર્થ થયા પછી ગોચરી–સ્થડિલાદિ વિગેરેથી પરીક્ષા કરવાના છે અને તે પરીક્ષા દીક્ષા લીધા પછીજ હોય છે પચવસ્તુમા સાધુની ચર્યા વિગેરે દેખાડવાદ્વારાએ પરીક્ષા કરવાનુ જણાવ્યુ છે અને તેથી દીક્ષા પછીથી જ પરીક્ષા નક્કી થાય છે છ માસની પરીક્ષા દીક્ષાની યોગ્યત

માટેની નથી પણ આચારમા તૈયાર થયો અને શ્રદ્ધાવાળો થયો તેની પરીક્ષા છે

દીક્ષાની પરીક્ષા માટે તો તુ કોણ છે? કયાનો રહેવાવાળો છે? શા માટે દીક્ષા લે છે? એ વિગેરે સવાલોના જવાબ ઉપરથી પરીક્ષા કરવાની છે આટલા જ માટે ધર્મબિન્દુ જુઓ

પ્રશ્ન ૪૮—દિક્ષાવ્રતો પર્વ સિવાય ન હોય?

સમાધાન—પર્વને દિવસે હોય અને પર્વ સિવાયના દિવસે પણ હોઇ શકે જુઓ આવશ્યકસૂત્ર તથા સૂત્રકૃતાઙ્ગ

પ્રશ્ન ૪૯—વિરોધી સાથે કેવુ વર્તન રાખવુ? પ્રસગોપાત તે વિરોધીનો બચાવ અગર તેને મદદ કરવી તે શુ કર્તવ્ય છે?

સમાધાન—ખુન કરનાર માણુસને સરકાર ખુની તરીકે જાહેર કરી તુરત ફાંસીને લાકડે લટકાવતો નથી, પણ ખુનીનાજ પોતે ફરીયાદી થાય છે અને તે ખુનના બચાવ માટે પોતાનો સરકારી વકીલ રોકે છે કાયદાને અનુસરીને તે ખુની બચે તેવા અનેકાનેક પ્રકારો સરકાર જાહેર કરે છેવટે એક પણ બચાવ સરકારી વકીલ કરી ન શકે ત્યારે સરકાર જાહેર કરે કે જાહેર પ્રજાના જીવન અને તેના સર્વ પ્રકારના જાનમાલના રક્ષણ માટે આ વ્યક્તિને ફાસીની સજા ફરમાવવામા આવે છે, તેવી રીતે વિરોધીના વિરોધ દેખીને પણ જૈન શાસન અને તેના અગ્રગણ્ય નેતાઓ આચાર્ય, ઉપાધ્યાય, સાધુઓ શાસ્ત્રોક્ત રીતિએ બચાવ થાય ત્યા સુધી બચાવ કરે

છેવટે તે વિરોધી વ્યક્તિ પર દ્વેષને લઇને વિરોધી, શાસનદ્રોહી, અધર્મી ન કહે, પણ જૈન ધર્મનુ પરિપાલન કરનાર ચતુર્વિધ સઘને આ જાહેર થયેલ વ્યક્તિની કાર્યવાહી ઘણી ભયકર છે, જેથી જૈનશાસન અને જૈન શાસનની માન્યતાવાળા ચતુર્વિધ સઘના શ્રેય માટેજ આ વ્યક્તિને શાસનદ્રોહી તરીકે ગણી શાસન (સઘ) બાહ્ય કરવામા આવે છે

પ્રબલ પુરાવા વગર જજમેન્ટ આપવાનો હક્ક જૈન શાસનમા નથી

પ્રશ્ન ૫૦—નશીબ અને ઉદ્યમમા ફેર શો ?

સમાધાન—ભૂતકાળનો પ્રયત્ન-ઉદ્યમ તે વર્તમાનનું નશીબ-ભાગ્ય અર્થાત્ આ ભવનો ઉદ્યમ તે જ આવતા ભવનું ભાગ્ય આ વસ્તુ સમજવાથી ઉદ્યમ આપોઆપ સમજી શકશો પ્રભુ શાસનમા ઉદ્યમની પ્રાય પ્રાધાન્યતા છે

પ્રશ્ન ૫૧—દ્રવ્ય પચ્ચખાણ એટલે શુ ? સમ્યક્દષ્ટિ કૃષ્ણાદિને દ્રવ્ય પચ્ચખાણ હોય એમ શાસ્ત્રમા કીધુ છે તો દ્રવ્ય પચ્ચખાણ કેવી રીતે ગણવા ?

સમાધાન—અવિરતી વાસુદેવ વગેરે આરાધનાદિકને માટે જે અઠ્ઠમ વગેરે કરે, તથા દેવલોકમા રહેલા નલિનીગુલ્મ વિમાનની ઇચ્છાથી અવતિસુકુમાલાદિકની પેઠે સાધુપણું પાળે તે બધુ દ્રવ્ય પચ્ચખાણ કહી શકાય સમ્યક્ત્વવાળાને આત્મકલ્યાણ માટે ત્યાગના પરિણામ હોય પણ સયોગને આધીન બાહ્ય સામગ્રી માટે થયેલ વીર્ય ઉલ્લાસથી કરાતા પચ્ચખાણ તે દ્રવ્ય પચ્ચખાણ કહી શકાય

**પ્રશ્ન ૫૨**—શ્રી અષ્ટકજીના મૂળની ટીકાની અંદર આવેની जइवि न आहाकम्म ગાથાની છાયા છે તેનો અર્થ શો ?

**સમાધાન**—તેનો અર્થ એ છે કે જિનેશ્વર મહારાજનું ચૈત્ય તે સાધુઓને માટે કરેલું નથી તેમ જ જિનેશ્વર કલ્પાતીત હોવાથી તેમની ભક્તિ માટે કરેલું આધાકર્મી નથી, છતાં પણ તેમાં રહેવાનું વર્જવાવાળા સાધુઓએ તીર્થંકરની ભક્તિ કરી કહેવાય, નહિતર ઉત્કૃષ્ટી આશાતના થાય

**પ્રશ્ન ૫૩**—સમ્યક્ત્વ પરિણામ અને ચારિત્ર પરિણામમાં ફેર શો ? અને તે દ્રષ્ટાન્તથી સમજાવશો ?

**સમાધાન**—આત્મક યાણ ક નારા અને આત્મ લ્યાણના સાધનો તરફ યથાસ્થિત પ્રતીતિપૂર્વકની જે પ્રીતિ તે **સમ્યક્ત્વ-પરિણામ** જેમ દેવનાના ગાયનને એક વખત પણ સાંભળનાર સંગીતનો રસિક મનુષ્ય તે તરફ આકર્ષાયેલ રહે, તેમ આ મ ક યાણના સાધનોને આદરવા કે આદરવામાં તત્પર થવા જે પરિણામ તે **ચારિત્ર પરિણામ** જેમ દેવનાઇ ગાયન શ્રવણ કરવામાં સામેલ થઈ જાય

**પ્રશ્ન ૫૪**—શ્રાવક નાહ્યા વગર ગભારામાં વાસક્ષેપ પૂજા માટે જઈ શકે ?

**સમાધાન**—હા, વસ્ત્રો અને શરીર પવિત્ર હોય તો ગભારામાં પણ દૂરથી વાસક્ષેપ પૂજા કરવામાં અડચણ જણાતી નથી

**પ્રશ્ન ૫૫**—ચોમાસામાંની દીક્ષા માટે કયા શાસ્ત્રમાં વિધાન છે?

**સમાધાન**—ચોમાસામાંની દીક્ષાનો પાઠ નિશીથચૂર્ણી ઉદ્દેશો ૧૧ ગા૦ ૫૮૫

પ્રશ્ન ૫૬—અનતકાયવાળા અનતા સાથે ઉત્પન્ન થાય અને ચ્યવે કે અસખ્યાતા બધા સાથે ભવ પૂરો કરે કે-જુદા કરે ?

સમાધાન—બાદર કે સૂક્ષ્મ નિગોદમાથી દરેક સમયે તેનો અસખ્યાતમો ભાગ અનતજીવમય ઉપજે છે અને ચ્યવે છે જુઓ લોકપ્રકાશ

પ્રશ્ન ૫૭—શ્રાવકની આલોયણાનુ સામા ય વિધાન કયા શાસ્ત્રમા છે ?

સમાધાન—શ્રાવકની આલોયણાનો અધિકાર શ્રાદ્ધ જીત કલ્પમા છે

પ્રશ્ન ૫૮—માત્રુ બે ઘડીએ અચિત્ત થાય તો બે ઘડી પહેલા ફરી તમા માત્રુ કરે તો બીજી બે ઘડી ચાલે ?

સમાધાન—ના, પહેલુ માત્રુ થયુ ત્યારથી જ સચિત્તપણું થવામા બે ઘડી ગણવી

પ્રશ્ન ૫૯—અધર્મીઓને વ્યાખ્યાનમા આવતા રોકી શકાય?

સમાધાન—ના, કારણકે પ્રભુમાર્ગની દેશના સાભળવાનો સર્વ કોઇને હક્ક છે તે સ્થાનમા વૈર વિરોધ ભૂલવો જોઇએ. પ્રભુના સમોસરણમા ૩૬૩ ત્રણસે ત્રેસઠ પાખડીઓ આવતા હતા જો કે તેઓ પામવાનુ વસ્તુત પામતા નહોતા પણ પ્રભુવચન રૂપ વર્ષાદ ભવ્યાત્માઓના કોમલ હૃદયરૂપ ભવ્ય ભૂમિમા ઉતારી શકતા હતા

પ્રશ્ન ૬૦—જે વખતે અહીં દિવસ હોય તે વખતે પશ્ચિમાદિ

દેશોમા રાત હોય છે જે વખતે અત્રે ચોમાસુ હોય તે વખતે તે દેશોમા ગરમી હોય છે હવે રાત્રિભોજનનો ત્યાગ, કેરીનો ત્યાગ, વિગેરે પ્રસગોપાત વિરતી આદિ પ્રસગોપાત વિરતી-આદિ ધર્મપ્રસગો કેવી રીતે સાચવવા ?

**સમાધાન**—ધર્મના કેન્દ્રસ્થાનથી દિવસ રાત્રિના વિભાગને અનુસરીને રાત્રિભોજનનો નિયમ બાધેલ છે, ઋતુઓ પણ તેને અનુસરીને છે પશ્ચિમાદિ દેશોમા રાત્રિ-દિવસનો વિભાગ અને ઋતુઓ તત્ર પ્રમાણે સમજવી અને તે સ્થાનોમા વિરતીના પ્રસગો ત કાળને લક્ષીભૂત ગણી ધર્મકાર્ય કરવા તત્પર થવુ

**પ્રશ્ન ૬૧**—ત્યાગમાર્ગથી કટાળેલા, ભોગમાર્ગ પ્રત્યે ઇચ્છાપૂર્વક જનારા, જવાનો ઉદ્યમ કરવાવાળા હોય છતા યોગ્યપણાથી કરી તેઓને બળાત્કારથી રાકી શકાય ?

**સમાધાન**—હા, રોકી શકાય, હિતમાર્ગમા બળાત્કાર એ બળાત્કાર નથી પણ અનુપમેય બચાવ છે હાથમા તરવાર લઇ ખૂન કરવા ધસી પડતા માણસને બાથમા ભીડી બળાત્કારથી તરવાર ખુચવી લે અને ખૂન કરતા બચાવે તો લાભ કે નુકસાન ? જરૂર કહેવુ પડશે કે લાભ કલ્પસૂત્ર વર્ષો વર્ષ સાભળો છો મેઘકુમારે દીક્ષા લીધી, સથારો બારણા પાસે આવ્યો, રાતના સાધુ મહાત્માઓની પગરજથી તે સથારો ધૂળથી ભરાઇ ગયો, રાતમા ઘેર જવાનો ટાઇમ થયો સવારમા ભગવાન્ પાસે જવા માટે આવી ઊભો રહ્યો જવાની ઉતાવળ, ઓઘો મુકવાની તૈયારી છતા વિશ્વવદ્ય વિભુ વીરસ્વામી કહે છે કે-હે મહાભાગ ! રાતે તે અશુભ ચિતવ્યુ ! ! ! પાછલો ભવવિસ્તારપૂર્વક સભળાવ્યો, ધર્મમા સ્થીર કર્યો, અને તેથી જ શાસ્ત્રકારોએ શાસ્ત્રમા ભગવન્

મહાવીરદેવની "ધમ્મમારહીયુ" પદની યથાર્થતા સ્પષ્ટપણે કથન કરી છે

પ્રશ્ન ૬૨—સમ્યક્ત્વી અને મિથ્યાત્વી બ ને જણમા ગુણો છે અને દોષો પણ છે પણ પ્રસગોપાત પ્રશસા કોની કરવી ? અને કરવા જતા દોષની પણ અનુમોદના થઇ જાય છે, તો શી રીતે વર્તવુ ?

સમાધાન—મિથ્યાત્વીઓમા જબરજસ્ત મિથ્યાત્વદોષ છે અને તે સાથે બીજા મહાન્ દોષો છે જેથી પ્રસગોપાત ઉદ્યમાદિ પ્રવૃત્તિ પુરતા અપાતા દ્રષ્ટાન્તોમા તે મિથ્યાત્વીના સાહસ, ધર્માભિમાન, આદિ ગુણો વર્ણવતા પહેલા અધર્મ, હિંસા આદિ દોષોનું નિરૂપણ પ્રથમ કરવુ અને પછી ગુણોને પ્રશસવા, સમકીતી જીવોમા જે દોષો હોય તે દોષોને પ્રગટ કર્યા વગર ગુણોની પ્રશસા કરાય તો પણ વાધો નથી કારણ સમ્યક્ત્વગુણ એવો જબરજસ્ત છે કે તે ગુણોની આગળ બીજા દોષોની કિંમત નથી

પ્રશ્ન ૬૩—ઉત્સૂત્રકથક અને ઉત્સૂત્રપ્રરૂપક એ બેમા ફેર શો ? એ બેમાથી ઉત્સૂત્રભાષી તરિકે જાહેર કોને કરવો ? જાહેર કર્યા પછી ક્યારે ત્યાગ કરવા યોગ્ય ?

સમાધાન—અનુપયોગથી, સહસાત્કારથી સ્હેજે શાસ્ત્ર વિરૂદ્ધ બોલાઈ જાય પણ તે કથનની સત્યતા સમજાઇ જાય કે તુરત ક્ષમા યાચે, તે કથન પ્રચાર ન પામે તેના માટે બનતું કરે, અગર તે કથન સામે બોગ્ચા ન આડે તે ઉત્સૂત્ર કથક કહેવાય, અને શાસ્ત્ર વિરૂદ્ધ બોલેલ કથનને જગતમા

પ્રવૃત્તિરૂપે દાખલ કરાવવા બનતો પ્રયાસ કરે, તેની ( ઉત્સૂત્ર કથન ) આડે આવનાર સત્યપ્રરૂપકો સત્યપ્રરૂપણા અને સત્ય પ્રરૂપણાના સાધન **પ્રમ ગોને જમીનદોસ્ત કરવા અને-કવિધ કાર્યવાહી ચાલુ રાખે તે ઉત્સૂત્રપ્રરૂપક અને તેવા** ઉત્સૂત્રપ્રરૂપકને ઉત્સૂત્રભાષી તરિકે બનતી ઉતાવળે જાહેર કરવો અને ત્યાગ કરાવવા માટે સર્વશક્તિ વાપરવી જોઇએ

**પ્રશ્ન ૬૪**—સુદર પુષ્પોની પૂજા કરવી તે બરાબર છે પણ તેની પાખડીઓને ચુટવી તેથી વનસ્પતિકાય દુભાય છે અને તેથી મનમા એકેન્દ્રિય જીવને દુખ થાય છે આટલી બધી કિલામણા કરવાની પ્રવૃત્તિ શાસ્ત્રમા હશે એવી વિચારણા આવે તેનુ શું ?

**સમાધાન**—પરમારાધ્ય પૂજા પ્રસગે આ વિચાર આવે છે પણ સસારની સમગ્ર પ્રવૃત્તિમા છકાયની હિસા ડગલે પગલે થયા કરે છે પણ તે સબન્ધી મહાનુભાવ' લેશભર વિચાર કેમ આવતો નથી ! ! ! **એકેન્દ્રિયની કિલામણા, કદર્થના અને હિસાથી હૃદય ક્ષોભ પામે તેને જરૂર સર્વવિરતી અગીકાર કરવી જોઇએ** વિ પ્રભુ ચરણે ચડેલ એકેન્દ્રિયો પોતાના એકેન્દ્રિયભવની સાર્થકતા તે પૂજા પ્રસગે આપણી દ્વારાએ કરી શકે છે પણ સ્વરૂપહિસાના બ્હાના તળે પરમારાધ્ય પૂજા ત્યાગ કરવી તે અનુચિત છે એ પૂજાપ્રસગની હિસા તે વાસ્તવિક હિસા નથી

**પ્રશ્ન ૬૫**—સસારપ્રવૃત્તિમા આસક્તિવાળાને સમ્યક્ત્વ હોય કે અશક્તિવાળાને હોય ?

**સમાધાન**—ના, કારણ કે સમકિતનો આનંદ કેવલ જ્ઞાનીથી પણ વર્ણવી શકાતો નથી

**પ્રશ્ન ૭૨**—'ગજ પાખરખર નવિ વહે,' એટલે શું?

**સમાધાન**—અન્ય મતમા ઉત્પન્ન થયેલા વૈષ્ણવોને કદ મૂળ છોડવાનુ કહે તો ત છોડી શકે નહીં, અને તેને તે ઘણું જ કઠણ લાગે તેવી રીતે જૈનકુળમા સસ્કારી થએલા જીવોને તે કઠણ લાગતું નથી, અર્થાત્ જૈનકુળના સસ્કાર સાથે જેને શ્રદ્ધા હોય છે તેઓને સાધુપણામાં મુશ્કેલી જણાતી નથી વસ્તુત " ખર " તે જ સમજવા કે જેઓ અન્ય કુળોના અન્ય આચારોથી સસ્કારીત હોય અથવા જૈનકુળમા દુષ્ટ વ્યસનોથી દોરાયેલા હોય

**પ્રશ્ન ૭૩**—ઉત્સૂત્રભાષક કાળધર્મ પામી કઇ ગતિએ જાય?

**સમાધાન**—ઉત્સૂત્રભાષક ઉત્કૃષ્ટ ક્રિયાના બળે નવગ્રૈવેયક સુધી જઇ શકે છે જો કે મિથ્યાત્વની વૃદ્ધિ કરી તેથી તેનુ ફળ તેને આગળના ભવોમા ઘણું જ ભોગવવુ પડશે, અને ધર્મની પ્રાપ્તિ પણ દુર્લભ થશે, પણ દ્રવ્યક્રિયાના પ્રબલપ્રભાવે તત્કાલતો ઉંચ ગતિનો સભવ છે ઉત્સૂત્રભાષી જમાલી પણ સાગરોપમની સ્થિતિવાળો વૈમાનીક દેવ થયેલ છે

**પ્રશ્ન ૭૪**—જઘન્યથી ધર્મની આરાધના કરનાર જીવો આઠ ભવમા મોક્ષે જાય છે, તેની ગણત્રી શી રીતે કરવી?

**સમાધાન**—દીક્ષા લીધા પછી વખતોવખત પરિણામ ચઢ ઉતર થાય, તો પણ જ્યા સુધી દ્રવ્ય દીક્ષા છોડી ન હોય ત્યા

સુધી તે ભવ ગણત્રીમા ગણાય છે પરતુ આત્મકલ્યાણનો ચારિત્ર સિવાય બીજો કોઇ પણ માર્ગ નથી અને તેથી જ જિનેશ્વર ભગવાને મુમુક્ષુ જીવોને ચારિત્ર આદરવા માટે સૂચવ્યુ છે જેથી તે સર્વદા આદરૂ એવી બુદ્ધિ હરહમેશ રહેવી જ જોઇએ

પ્રશ્ન ૭૫—પ્રથમ છઠ્ઠા ગુણઠાણાને લાયક "સર્વ વિરતિ "નો ઉપદેશ કેમ અપાય છે ?

સમાધાન—આ જીવ અનાદિકાલનો છે, અને અનત કાલથી એવી ભાવલક્ષ્મી ખોવાઈ ગઇ છે અને તે કોઇ ભવમા મેળવવા ઉદ્યમવત થયો હોય, તેમ જ થોડા Cદ્યમદ્વારા તે ભાવ લક્ષ્મી મળી જવાની હોય ત્યા માર્ગાનુસારીપણુ, સમ્યકૃત્વ, દેશવિરતિ અને સર્વવિરતિનો ક્રમ સાચવે તો મહા અનર્થ થાય, તેથી તે જીવ હિત પરિણામવાળો થઇને તેમા જ (માર્ગાનુસારીપણાદિમા) સ્થીર થાય, જેથી શાસ્ત્રકારોએ સર્વવિરતિનો ઉપદેશ પ્રથમ આપવાનો કહેલ છે તેથી જો પૂર્વભવનો સસ્કારી હશે તો તે તુરત જ ઉચ્ચ પરિણામવાળો થઇ સર્વવિરતિમા આવી જશે–અર્થાત્–શ્રાવકપણુ અગીકાર કરે તો પણ વિરતિ સમજાવવી પડે, અને તે વખતે સર્વવિરતિ પણ સમજાવવી પડે જ્યારે તે શ્રોતાની શક્તિનો અભાવ જણાય તે વખતે વિરતિનો દેશભાગ (શ્રાવકપણુ) જણાવાય છે

પ્રશ્ન ૭૬—દેવગુરુની કિંમત નથી તેવાઓને દીક્ષા અપાય ?

સમાધાન—હા, પિતૃત્વભાવને ન સમજે છતા પિતા કહેવરાવાય છે તેવી રીતે સર્વવિરતિ દેવામા કશો વાધો નથી,

**પ્રશ્ન ૮૪—નોઆગમ એટલે શું ?**

**સમાધાન**—" આગમ " એટલે જ્ઞાન, અને " નો " શબ્દથી જ્ઞાનના બે ભેદ પડે છે " ક્રિયામિશ્રજ્ઞાન અને ક્રિયા-શૂન્યજ્ઞાન " અને તે જ્ઞાન દ્રવ્ય અને ભાવ એ બન્ને નિક્ષેપમા વહેચાઈ જાય છે ભાવનિક્ષેપ નોઆગમ લેવુ હોય તો ક્રિયા મિશ્રજ્ઞાન લેવાથી નો ( શબ્દનો ) મિશ્ર અર્થ લેવો અને દ્રવ્યનિક્ષેપ નોઆગમ લેવુ હોય તો નો શબ્દનો અર્થ શૂન્ય લેવુ એટલે ક્રિયાશૂન્ય જ્ઞાન

**પ્રશ્ન ૮૫**—સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ મળી ગયા તો પછી તપ માટે નકામી મહેનત શા થારૂ ?

**સમાધાન**—ક્ષાયકભાવ આવ્યા વગર તીર્થંકરો પણ તપનુ સેવન છોડતા નથી એટલુ જ નહિ પણ ક્ષાયકભાવના દર્શન, જ્ઞાન, ચારિત્ર પામ્યા છતા સિદ્ધપદ પામતી વખતે શુકલધ્યાનના ત્રીજા ચોથા પાયારૂપ તપસ્યા હોય અને તે સિવાય સિદ્ધપદ પણ પ્રાપ્ત થતુ જ નથી

**પ્રશ્ન ૮૬**—ક્ષાયકઘરના દર્શન, જ્ઞાન, ચારિત્ર થઇ ગયા પછી તપસ્યા માનવાની શુ આવશ્યક્તા છે ?

**સમાધાન**—હા, તપસ્યાની પૂરેપુરી જરૂર છે એક કેવની કેવલજ્ઞાન પછી અતરમુહુર્તે મોક્ષે જાય, અને બીજા કેવલી લાખો પૂર્વસુધી સર્વવિરતિનુ પાલન કરતા છતા મોક્ષ ન પામે, પણ શુકલધ્યાનના ત્રીજા ચોથા પાયારૂપ તપસ્યા આદરે ત્યારે મોક્ષે જાય છે અર્થાત્ તપ સેવન વગર સર્વથા કર્મનો નાશ થતો નથી

**પ્રશ્ન ૮૭**—સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રમા તપસ્યાને ઉચ્ચ સ્થાન કેમ અપાય છે ?

**સમાધાન**—સમ્યગ્દર્શન એ દરિદ્રના મનોરથ છે સમ્યગ્ જ્ઞાન એ ગોખલાનો દીપક છે અને સમ્યગ્ચારિત્ર એ આવતા નવા કર્મોને રોકનાર છે તેથી કમાડ જેવુ છે, પણ અનાદિ કાલના કીચ્ચડરૂપી કર્મના ઢગને સાફ કરવાનુ કાર્ય વસ્તુત તો તપસ્યા જ કરે છે

**પ્રશ્ન ૮૮**—જૈન શાસનમા શત્ર તરીકે કોણ છે ?

**સમાધાન**—જૈન શાસનમા કર્મ સિવાય અન્યને શત્રુ ગણ્યો જ નથી

**પ્રશ્ન ૮૯**—कम्महंताण, अरिकम्महंताण, कम्मारिहंताण, એ ત્રણ પદમાથી કોઇ પણ પદ કેમ ન મૂક્યું ? અને કેવલ अरिहंताण એ પદ શા માટે ?

**સમાધાન**—નિરૂક્તિની અપેક્ષાએ કોઈપણ કર્મને મિત્ર તરીકે ગણ્યુ જ નથી, તેથી " કર્મ " અને " અરિ " એ પદ લખવાની જરૂર નથી જૈનસમાજે કર્મને શત્રુ તરીકે માનવુ જોઇએ તેથી " नमो अरिहंताण ' કહ્યુ છે

( ૨ )વ્યુત્પત્તિની અપેક્ષાએ તો આઠ પ્રતિહાર્યરૂપ પૂજાને જેઓ લાયક થાય છે, તેઓ જ અરિહત કહેવાય છે અને તેથી જ " સિદ્ધ " ભગવત અને સામાન્ય કેવલીઓ અરિહતપદમા નહિ આવતા જુદા પદમા જ રહે છે

પ્રશ્ન ૯૦—જ્ઞાનપૂજનમા આવેલ દ્રવ્ય દુનિયાદારીના શિક્ષણ માટે વાપરી શકાય ?

**સમાધાન**—ના, કદીપણ વપરાય જ નહિ ! કારણ એ જ કે-તે દ્રવ્ય તો ફક્ત **સમ્યક્શ્રુતની વૃદ્ધિના જ હેતુભૂત છે** વ્યવહારીક જ્ઞાન એ સસારની જ પુષ્ટિનુ કારણ હોવાથી તેવા ઉત્તમ દ્રવ્યનો દુનિઆદારીના શિક્ષણ માટે વાપરનાર અને વપરાવનાર **બન્ને પણ તે જ્ઞાનદ્રવ્યના ભક્ષક બને છે !** જ્ઞાનદ્રવ્ય " ભક્ષિત, ઉપેક્ષિત, પ્રજ્ઞાપરાધે વિણાસ્યો, વિણસતો ઉવેખ્યો અને છતી શક્તિએ સારસભાળ ન કીધી " એ પ્રમાણે અતિચારમા જણાવેલી પાચે બાબતોને મન વચન અને કાયાથકી, તથા કરવુ કરાવવુ અને અનુમોદવું તે વડે કરીને જેમ દેવદ્રવ્યના સરક્ષણમા તેમ આ **જ્ઞાનદ્રવ્યના સરક્ષણમા ઉપયોગ નહીં રાખનારનુ સમ્યક્ત્વ મલીન થાય છે** આમ છતા પણ સ્વેચ્છાએ તેનો દુરૂપયોગ કરનારાઓ સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય છે !

પ્રશ્ન ૯૧—જૈનશાસનમા જ્ઞાનની વ્યાખ્યા કયા પ્રમાણે છે?

**સમાધાન—એકાન્તે મોક્ષના જ હેતુભૂત એવુ જીવાજીવાદિ તત્ત્વોનુ શુદ્ધ જ્ઞાન તેનુ નામ જ જ્ઞાન છે, એ સિવાયનુ બધુએ અજ્ઞાન જ છે ?**

પ્રશ્ન ૯૨—સાચુ ચારિત્ર (સયમ) આવે કયારે ?

**સમાધાન**—અનતીવાર અને તે પણ ફક્ત જુઠા (દ્રવ્ય) ચારિત્રસેવનના પરિણામે જ આત્માને એક સાચુ ચારિત્ર પ્રાપ્ત થાય છે અને એનું નામ જ ભાવચારિત્ર કહેવાય છે

આત્માને ભાવચારિત્ર પ્રાપ્ત થયા પછી તો તેને વધારે વખત સેવવાનું રહેતું જ નથી એટલે કે તેવુ ચારિત્ર તો ફક્ત આઠ જ વખત આરાધવાને પરિણામે આત્મા અવશ્યમેવ મુક્તિ મેળવે છે હજારો વખત જુઠ્ઠા અને "વાકા ચુકા" એવા પણ લીટા કરનારો બાળક અન્તે જેમ સાચા એકડામા પ્રવેશ કરે છે, તેમ જ દ્રવ્યથી પણ ચારિત્ર પાળનારો મનુષ્ય અન્તે ( તેના સાર રૂપ એવા) ભાવચારિત્રમા પ્રવેશ કરવાને ભાગ્યશાળી બને છે। આટલા માટે તો બન્ને મસ્કારમાત્રથી પણ ચારિત્ર પ્રત્યે માધારણજ સદ્ભાવ થયેલ એવા આત્માને પણ સયમના આરાધકોએ યથાપ્રવૃત્તિએ પણ સયમમા જોડવા એ જ સ્તુત્ય અને આદર્શ માર્ગ છે

પ્રશ્ન ૯૩—શ્રી મરૂદેવા માતા એક પણ દ્રવ્યચારિત્ર પ્રાપ્ત કર્યા વિના ફક્ત એકેન્દ્રિયપણામાથી જ આવી સીધા મોક્ષ પામ્યા તો તેમને દ્રવ્યચારિત્ર વિના પણ ભાવચારિત્ર કેમ પ્રાપ્ત થયું ?

સમાધાન—આ બનાવને શ્રી પચવસ્તુના રચયિતા ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા આશ્ચર્યરૂપે જ પ્રતિપાદન કરે છે; સાથે તેમા પણ એવો નિયમ કરે છે કે અનન્તા દ્રવ્યલિગ કરનારનેજ ભાવલિગ પ્રાપ્ત થાય છે

પ્રશ્ન ૯૪—ધર્મના પ્રરૂપકો ( સ્થાપકો અગર [illegible] પ્રવર્તકો ) તો પુરૂષો જ હોઇ શકે એવુ તમો કહો છો [illegible] શ્રી મલ્લીનાથસ્વામીએ સ્રીપણે પણ ધર્મ કેમ [illegible] ? એટલુ જ નહિ પણ તીર્થની સ્થાપના કરી દેવુ કેમ ?

સમાધાન—મરૂદેવા માતાની માફક તેને પણ આશ્ચર્યમા જ ગણેલ છે, આથી એ સ્પષ્ટ છે કે મૂળ **નિયમને તે આશ્ચર્યો જરા પણ બાધક થતા નથી.**

પ્રશ્ન ૯૫—" ચારિત્ર એ મહેલ છે ને જ્ઞાન તે ધ્વજ છે" એ કેવી રીતે ?

સમાધાન—આત્મા પોતે જુદા એવા દ્રવ્યચારિત્ર સેવતો સેવતો પણ જ્યારે ભાવચારિત્રને સ્પર્શે છે ત્યારે તેણે મોક્ષ મહેલનો પાયો નાખ્યો છે એમ સમજવુ તે પછી જ્યારે ક્ષપકશ્રેણિ માડી મોહનીયકર્મનો સર્વથા ક્ષય કરે ત્યારે જે અવસ્થા તે સપૂર્ણ અવસ્થા હોવાથી ત્યા મોક્ષમહેલની સપૂર્ણતા થઇ મનાય છે ( એટલે ઉચ્ચતમ ચારિત્રરૂપ પ્રાસાદ પૂર્ણ થાય છે ) ત્યાર બાદ અતર્મુહૂર્તમા જ કેવલજ્ઞાન પ્રગટ થતું હોવાથી તે **સર્વશ્રેષ્ઠ જ્ઞાનરૂપી સપૂર્ણ સુશોભિત ધ્વજ તે મહેલ ઉપર ફરકે છે**

પ્રશ્ન ૯૬—क्रियाहिन च यद् ज्ञान, ज्ञानहीना च या क्रिया । अनयोरन्तर दृष्ट, भानुखद्योतयोरिव ॥

આ શ્લોકનો ભાવાર્થ શુ ?

સમાધાન—શ્લોકનો ભાવાર્થ સમજો ! ! ! દરેક વસ્તુ ઓને દરેક આત્માઓ જો વસ્તુસ્થિતિએ સમજે તો અત્યારે શાસનમા વિના કારણે અને સપુર્ણ ગેરસમજને આધીન બની, તદ્દન ઉલટા દોરવાઇ જઇ વિશ્વવદ્ય વીર વિભુએ પ્રતિપાદન કરેલી વસ્તુની યેનકેન પ્રકારેણ નિદા કરી આત્માને ભારે

કરનારા કેટલાએ મુગ્ધાત્માઓના મિથ્યા પ્રલાપો આપોઆપ શમી જાય વસ્તુત તેનો ભાવ એ છે કે **" ક્રિયા વિનાનુ જે જ્ઞાન અને જ્ઞાન વિનાની જે ક્રિયા "** એ બન્ને બાબતમા એટલુ તો દૂરપણું ને ફરક છે કે જેમ સૂર્ય અને ખદ્યોતમા !!!

એટલે સૂર્ય અને ખદ્યોતના પ્રકાશમા આકાશ અને પાતાલ જેટલુ અતર છે તેમ જ " ક્રિયા વિનાનું જ્ઞાન અને જ્ઞાન વિનાની ક્રિયા, એ બન્ને વાતોમા પણ ગભીર ભેદભરેલુ અતર છે આ શ્લોકમા ક્રિયા વિનાનુ જે જ્ઞાન સૂર્યસમાન ગણાવીને અને જ્ઞાનવિનાની ક્રિયા ખદ્યોત સમાન ગણાવેલી દેખીને શાસનમા ક્રિયા શૂન્યપણે ફક્ત જ્ઞાનની જ કિમત છે એવી વાતો કરનારા જ્યારે પોતાની માન્યતામા જ દૃઢ બની, અરે અન્યને પણ ક્રિયાવિહોણા બનાવી પોતાનો પક્ષ મજબુત કરવા, જનતાની સન્મુખ આવા કલ્પિત ભાવાર્થોનું શરણું સ્વીકારી યથેચ્છ પ્રવૃત્તિઓદ્વારા ક્રિયાઓની જડ કાઢવા મથે છે, અને ત્યારે ફક્ત મોક્ષમાર્ગના ધ્યેયાનુસાર જ છતા જ્ઞાન રહિતપણે ક્રિયા કરવાવાળા " જ્ઞાનવિનાની ક્રિયાએ ખદ્યોત સમાન છે " એ ભાવાર્થથી બહુ બહુ અકળાય છે મુઝાય છે આમ થવાનું કારણ એ જ છે કે વાસ્તવિક રીતે બન્ને પક્ષ તે શ્લોકના યથાર્થ ભાવાર્થને પામ્યા જ નથી, તેની તે વિટબણા છે ! અહિંઆ ક્રિયા વિનાનુ પણ સૂર્યસમાન જ્ઞાન એને કહ્યુ છે કે જે આત્માઓની પૂર્વભવની શુભ આરાધનાને યોગે ઉતરી આવેલી (સાપડેલી) ઉત્તમ સસ્કારિતાના પ્રતાપે, અકસ્માત્ સયોગે જાગેલી ભાવનાથી **" સૂર્યસમાન એવુ જે કેવલજ્ઞાન "** તેને પામેલા ગૃહિલિગવાળા ભરતાદિક અને

અ યવિગવાળા વ કલચીરી આદિકનુ દ્રવ્યચારિત્રરહિત છતા પણ પ્રાપ્ત થયેલુ (સર્વજ્ઞપણુ) કેવલજ્ઞાન તે જ્ઞાન ! નહિ કે શુકપાઠ ! એટલે કે તેવા પુણ્યપુરૂષોના પ્રકર્ષપુણ્યના યોગે પરમ પ્રકાશપણે ક્રિયા વિના પણ અકસ્માત્ પ્રગટ થયેલુ જે કેવલજ્ઞાન તે સૂર્યસમાન છે ! વળી જ્ઞાન વિનાની જે ક્રિયા તે પતગિયા જેવી કહી છે તેમા પણ એ ભાવાર્થ છે કે-જેઓ મોક્ષના ધ્યેય વિનાના કર્મક્ષયાદિના ઉદ્દેશ વિનાના જીવા જીવાદિના જ્ઞાન વિનાના, મોક્ષમાર્ગ તરીકે જણાવેલી સવર અને નિર્જરાના આશયથી વિપરીતભાવે ક્રિયાઓને પણ કરનાવાળા એટલે પૌદ્ગલિક ફળની અપેક્ષાવાળી શાસ્ત્રવિરૂદ્ધ જે ક્રિયા " એટલે તેવા ઉલટા જ્ઞાનવાળી ક્રિયા " તે પતગિયા (ખદ્યોત) સમાન ગણેલી છે, હવે એથી સ્પષ્ટ થયુ કે પુણ્યહીન આત્માઓના શુમ્પાઠરૂપી જ્ઞાન કરતા તો પૂર્વના પ્રબલ પુણ્યના પ્રભાવે અકસ્માત મળેલુ જે જ્ઞાન તે ક્રિયાશૂન્ય હોવા છતા પણ સૂર્યસમાન છે વળી અહિ પણ પૂર્વપુણ્યના સ યોગે મળેલી સામગ્રી થી મોક્ષના જ ધ્યેયવાળી ક્રિયાઓ તે જ્ઞાની પુરૂષોએ દર્શાવેલી હોવાથી એને ગીતાર્થની નિશ્રાથી અજ્ઞાનપણે પણ મોક્ષના જ ધ્યેયથી આદરનારા આત્માઓની ક્રિયા તે સૂર્યસમાન, અને ઉપર જણાવેલ મોક્ષના ધ્યેયથી આદરનારા આત્માઓની ક્રિયા તે સૂર્યસમાન અને ઉપર જણાવેલ મોક્ષના ધ્યેયથી શૂન્ય ક્રિયાઓ તે પતગિયા સમાન છે **એકલવિહારી અગીતાર્થની ક્રિયા પણ ખદ્યોતવત્ અલ્પ પ્રકાશવાળી છે** અહિ આ બીજી બીના પણ સ્પષ્ટ થાય છે જ્ઞાન એ સર્વ આરાધક અને ક્રિયા એ દેશઆરાધક જે કહેવાય છે તેમા કયુ જ્ઞાન અને કઇ ક્રિયા તે ઉપરની બાબતથી સહેજે સમજાશે ! આથી જે

જે અજ્ઞાનીઓ-સમ્યગ્દષ્ટિ, ગુરુભક્ત અને જીવાદિના સામાન્ય જ્ઞાનને ધરાવનારા ભવ્યાત્માઓની ક્રિયાઓને યેન કેન પ્રકારેણ વગોવી રહેલા છે, તે પ્રભુશાસનના મર્મને બીલકુલ સમજ્યા નથી એ પણ અત્રે સ્હેજે સમજાશે !!!

પ્રશ્ન ૯૭—શાસનમા પરમ મગલરૂપ પદાર્થ કયા કયા ?

સમાધાન—સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ છે, આ સિવાય ઉત્કૃષ્ટ મગલ કોઈ જ નથી

પ્રશ્ન ૯૮—પરમાણુ કોને કહેવા ?

સમાધાન—તત્ત્વાર્થસૂત્રના કર્તા શ્રી ઉમાસ્વાતિ મહારાજ શ્રી પ્રશમરતિમા ફરમાવે છે કે 'परमाणुरप्रदेश' એટલે કે જેના બે વિભાગ ન પડી શકે તે પરમાણુ

પ્રશ્ન ૯૯—મિથ્યાત્વથી ગાઢ વાસિત થયેલાને શાસ્ત્રથી કેમ નુકશાન થાય છે ?

સમાધાન—નાકકટ્ટાને આરિસો અને વાદરાને જેમ દર્પણ, તેમ તેને પણ શાસ્ત્ર બતલાવના ફાયદો તો ન જ કરે પણ ઉલટો તે નાકકટ્ટા અને વાદરાની માફક શાસ્ત્રને જ નુકશાન કરે છે

પ્રશ્ન ૧૦૦—દીક્ષાનો વ્યુત્પત્તિ અર્થ તો વ્રત, નિયમ, મુડન વગેરે છે પણ નિરૂક્તિ અર્થ શો ?

સમાધાન—'श्रेयोदानादशिवक्षपणाच्च सता मतेह दीक्षेति' ભાવાર્થ-શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ષોડશકમા જણાવે છે

આત્માને પ્રથમ સ્પર્શતી હોય અગર આવી જતી હોય તો તેણે તે ક્રમ સાચવવા માટે દેશવિરતિ આદિ લેવા રોકવાનું છે જ નહિ કારણ એ જ કે પૂર્વની મહાન્ શુભ કમાણીના યોગે આત્માને તુરત જ ચારિત્ર મળે છે મોક્ષ પામેલા આત્માઓને અસંખ્યાતમો ભાગ માર્ગાનુસારીને તો શું પણ દેશવિરતિને પણ સ્પર્શેલો જ નથી

પ્રશ્ન ૧૦૬—તીર્થંકરો, ગણધરો અને અવધિજ્ઞાનીઓ દેશવિરતિ લીધા સિવાય ચારિત્ર લે છે ખરા ?

સમાધાન—તે મહાપુરૂષો દેશવિરતિ પામ્યા (લીધા) વિના જ ચારિત્ર લે છે, વળી બીજા પણ કેઇ આત્માઓ સમ્યક્ત્વની સાથે જ ચારિત્ર પામે છે અને તેટલા જ માટે તો શાસ્ત્રકાર મહારાજાઓએ "जुगव पुव्वि व सम्मत्त" એમ કહેતા ચારિત્ર અને સમ્યક્ત્વનો સહભાવ પણ છે, એમ સ્પષ્ટ ફરમાવ્યું છે અવધિજ્ઞાનવાળા આત્માઓ નવેસરથી કદિ પણ દેશવિરતિ લેવાવાળા હોય જ નહિ તેથી (એ વાતથી) પણ એ નિયત છે કે શ્રી તીર્થંકર મહારાજથી માંડી અવધિજ્ઞાનવાળા કોઇ પણ મહાત્માઓ ચારિત્ર અંગીકાર કરે તો દેશવિરતિ લીધા વિના જ સર્વવિરતિ લે છે

પ્રશ્ન ૧૦૭—ઉત્કૃષ્ટ ગુણી એવા અરિહંતાદિક આરાધ્યનું આરાધન-ગુણીદ્વારાએ બને કે ગુણોદ્વારાએ ?

સમાધાન—જેમ શિક્ષકથી શિક્ષણ કદીએ જુદુ રહે

શકતુ જ નથી, તેમ દર્શનાદિ જે ગુણો તે ગુણરૂપ એવા અરિહતાદિકને છોડીને જુદા રહી શકતા જ નથી.

સેવા કરનારાઓ જેમ શિક્ષકોની સેવા શિક્ષણને માટે જ કરે છે, તેમ સમ્યક્‌દર્શનાદિકની ઉત્પત્તિ, સ્થિતિ અને વૃદ્ધિની પરાકાષ્ઠાની પ્રાપ્તિ માટે જ અરિહતાદિક ગુણીની પૂજા, સેવા, બહુમાન ઇત્યાદિ કરાય છે અને તે રૂપ આત્મશિક્ષણ પણ તે ભગવન્તોમા ગુણપણે રહેલા દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ દ્વારા જ પ્રાપ્ત થાય છે

**પ્રશ્ન ૧૦૮**—ગુણ એ તો આત્મીય વિષય છે, એટલે કે ચૈતન્યવત છે, છતા પણ જડ એવા અશોકવૃક્ષ, ચામર સિહાસનાદિને અરિહત ભગવાનના આઠ ગુણોમા કેમ ગણ્યા ?

**સમાધાન**—પ્રથમ તો તીર્થંકર મહારાજાઓ જ અરિહત પદ તરીકે ગણાય છે એ ખ્યાલમા રાખો ! અને તે તીર્થંકરમહારાજાને પણ જેમ ઘાતિકર્મનો ક્ષય થાય પછી જ દેવતાઓ અશોકવૃક્ષાદિ આઠ ગુણો પ્રગટ કરે છે તેમ ચારે ઘાતિકર્મનો ક્ષય થયા પછી જ અપાય અપગમાદિ ચાર ગુણો પ્રગટ થાય છે કર્મના ક્ષયે ઉત્પન્ન થયેલા અપાયાપગમાદિ ચારે છે તે જેમ ગુણો કહેવાય અને તે પરમ પ્રભુને કેવલ જ્ઞાન થવા પછી નિર્વાણ સુધી સાથે જ રહે છે તેમ અશોક વૃક્ષાદિ પ્રાતિહાર્યો પણ કેવલજ્ઞાન પછી જ ઉત્પન્ન થયેલા અને નિર્વાણ સુધી સતત્ સાથે જ રહેતા હોવાથી એને પણ અરિહતભગવાનના ગુણો જ મનાય છે અર્થાત્ અશોકાદિ પ્રતિહાર્ય-લક્ષ્મી દેખીને કેઇક જીવો સમ્યક્‌ત્વાદિ પામે છે

પ્રશ્ન ૧૦૯—પ્રભુને નમસ્કાર માટે "कम्महंताण, अरिकम्महंताण અને कम्मारिहंताण એ ત્રણમાંથી એક પદ ન મૂકયું અને ફક્ત "अरिहंताण" એ પદ કેમ મૂકયું ?

**સમાધાન**—કારણ એ જ છે કે **જૈનશાસનમાં કર્મ સિવાય અન્ય કોઇને પણ શત્રુ માન્યો જ નથી!!!** અરિ' તર્કીકેનો વ્યવહાર સીધો કર્મને આશ્રીને જ ગણ્યો છે એટલે કે કર્મ એ જ શત્રુ અને શત્રુ એ જ કર્મ હોવાથી कम्म, अरि અને कम्म, અને कम्म અને अरि સાથે રાખ્યા નથી કર્મશત્રુને હણનાર તે અરિહંત કહેવાય છે આ અર્થ પણ નિરૂક્તિ અર્થની અપેક્ષાએ જ છે, વ્યુત્પત્તિ અર્થની અપેક્ષાએ તો આઠપ્રાતિહાર્યરૂપ લક્ષ્મી અને તે રૂપ પૂજાને જેઓ લાયક બન્યા છે તેઓજ અરિહંત કહેવાય છે

અરિહંત સિવાયના સિદ્ધભગવન્તો અને દરેક સામાન્ય કેવલીઓ પણ સકલ કર્મરહિત કે ઘાતિ કર્મરહિતજ હોવા છતાં પણ **સિદ્ધચક્રજીમાં** અરિહંત ભગવાન એ પ્રથમપદ તેમ જ મુખ્ય આરાધ્યપણે પણ તેથી જ ગણાયેલા છે

પ્રશ્ન ૧૧૦—ઉપદેશની અસર ન થાય તેમાં ઉપદેશકોની કચાશ ખરી કે નહિ ?

**સમાધાન**—ના, બીલકુલ નહિ ? જો એમ માનીએ તો ભગવાન મહાવીરની પ્રથમ દેશના ખાલી ગઈ તેને માટે તમે શું કહેવા માગો છો ? ભાગ્યવાનોને ઉપદેશની અસર થવામાં તો શ્રોતાઓના અમુક ગુણો જ મુખ્યતાએ કારણભૂત છે

( જો કે તેમા ઉપદેશકના પણ ગુણો તો કારણભૂત હોય છે ) અને તેથી શ્રોતાઓ સન્માર્ગે ન આવે તો તેમા ઉપદેશકની ખામી કહેવાયજ નહિ

પ્રશ્ન ૧૧૧—નવકારમંત્રમા દર્શનાદિ ચાર પદ કેમ નથી ?

**સમાધાન**—સમ્યક્દર્શનાદિપદો ગુણરૂપ છે એ સમ્યગ્ ગુણો પૂજ્યોની પૂજ્યતામા હેતુરૂપ છે એટલે કે પૂજકોની પૂજાના સાધ્યબિન્દુરૂપ છે આથી અરિહંતાદિ પાંચ ગુણીના નમસ્કારથી સમ્યગ્દર્શનાદિ ગુણોને તો નમસ્કાર સ્વત થયેલો જ છે કારણ કે ગુણ અને ગુણી અભેદરૂપ જ છે વળી અરિહંતાદિક જે ગુણી એવા પાંચે પદો તે પર સ્પર ભિન્નરૂપે અને સ્વતંત્રપણે પણ આરાધના યોગ્ય છે પણ સમ્યગ્દર્શનાદિ જે ગુણરૂપ ચારપદો તે પરસ્પર ભિન્નપણે અને સ્વતંત્ર આરાધ્યે ગણેલા જ નથી, તેથી પણ અરિહંતાદિકની માફક તે પદોને નવકારમા ન ગણ્યા હોય એ પણ બનવા યોગ્ય છે

પ્રશ્ન ૧૧૨—શ્રી સિદ્ધાચલ ઉપર કાર્તિક સુદ ૧૫ પહેલા શ્રાવકાદિથી ચઢી શકાય કે નહિ ?

**સમાધાન**—તીર્થયાત્રા ઘણા આડંબરથી જ થવી જોઇએ શક્તિસંપન્ન કૃષ્ણમહારાજ અને કુમારપાળના તીર્થયાત્રામાના મહાન્ આડંબરોના દેવવંદન અને નિયમોના આધારે તેવા આડંબરો ચોમાસામા ન કરી શકાય તેથી તથા ચોમાસામા પર્વતમા જીવોત્પત્તિ પણ વિશેષ હોવાથી ઉપર ન ચઢી શકાય

તીર્થંકર ભગવાનોનુ સમવસરણ પણ ચોમાસામા મુખ્યતાએ થતુ નથી

પ્રશ્ન ૧૧૩—વિદ્વાન્ વ્યાખ્યાનકારોનો વિવેક ( સમ્યક્ત્વ ) ટકે કયારે ?

સમાધાન—આગમરૂપ આરિસાનુ અવલોકન કરીને શાસ્ત્રની પ્રરૂપણા કરે ત્યારે, અને અનુપયોગ કે અણસમજથી થયેલી પ્રરૂપણા શાસ્ત્રથી વિરૂદ્ધ માલમ પડે તો તે ફેરવવામા એક ક્ષણ પણ વિલબ કરે નહિ ત્યારે

પ્રશ્ન ૧૧૪—મૂર્ત એવા શરીરના રોગાદિક વિકારો જાણી શકના નથી તો પછી અમૂર્ત એવા અધર્મરૂપ વિકારો કેવી રીતે જાણી કે જોઈ શકાય ?

સમાધાન—શારીરિક પરીક્ષામા પાસ થયેલ ડૉકટરો પોતાના અભ્યસ્તગ્રન્થાદિના આધારે દરદીના દરદ અને વિકારો જાણી શકે છે તેવી રીતે સર્વજ્ઞકથિત વચનોને જાણનાર મહાપુરૂષો અમૂર્ત એવા આત્માની સ્વભાવ, વિભાવદશા, આત્મવિકાર તે આત્માને કર્મજન્યરોગ વગેરે બધુ- સર્વજ્ઞ શાસ્ત્રોના આધારે પારખી શકે છે

પ્રશ્ન ૧૧૫—અધભક્ત કોણ કહેવાય ?

સમાધાન—જેમ કૃષ્ણને માનનારા કૃષ્ણની મૂર્તિઓને નમે અને નાટકમા તથા રામલીલામા આવેલ કૃષ્ણને પણ નમે તે- કારણકે તેઓ મૂર્તિ અને નાટકીયામા ભેદ સમજતા નથી તેવી રીતે જેઓ હેતુ યુક્તિ અને સ્વરૂપને ન સમજે અને હેતુ

આદર્શસિદ્ધ થતા પદાર્થથી વિરૂદ્ધ પદાર્થને ' કદાગ્રહથી માને તે અધભક્ત ગણાય

પ્રશ્ન ૧૧૬—સાચા ભક્તની ઓળખાણ શી ?

સમાધાન—આગમ અનુસાર ગુણી અને ગુણને પીછાણી કેવલ ગુણાનુરાગી બન્યો હોય, બલ્કે તદનુસાર વર્તન કરવા અત કરણથી ચાહતો હોય જેમ કે મહારાજા શ્રેણીક

પ્રશ્ન ૧૧૭—શરીર એ એન્જીન અને આત્મા એ ડ્રાઇવર છે તે રીતે ?

સમાધાન—એન્જીનમા કોલસા નાખેલા હોય છતા ડ્રાઈવર વગર એન્જીન ગતિ કરી શકતુ નથી તેવી રીતે શરીરરૂપી એન્જીનમા આહારરૂપ કોલસા ભરેલા હોય પણ ગતિ કરાવનાર ડ્રાઈવરરૂપ જીવની પ્રેરણા વગર તે શરીર એક કદમ પણ ગતિ કરી શકતુ નથી જેમ એન્જીનની સઘળી વ્યવસ્થા ડ્રાઈવરને આધીન છે તેવી જ રીતે શરીરની સર્વ વ્યવસ્થા આત્માને આધીન છે ,

પ્રશ્ન ૧૧૮—શાસ્ત્રના બોધપાઠોને માને પણ એકાદ શ્લોક અગર પદ ન માને તો તેનુ સમ્યગ્દર્શન રહે ?

સમાધાન—ના, કારણકે પ્રભુશાસનમા ચ્હાય આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ હોય તે બધાએ પચાગી પુરસ્સર જ વચન બોલવું અને માનવુ રહે છે અને તેમને આગમવચન વાચવા વિચારવા અને વ્યાખ્યાનદ્વારાએ પ્રકાશવા માટે વ્યાકરણાદિ સાથે જૈન પરિભાષાનુ પણ જ્ઞાન મેળવી આગમનુ સાચુ જ્ઞાન

ધારવુ જોઇએ ? ? ? નહિ તો સ્હેજમા અનર્થ થઇ જવાનો સભવ હોવાથી ઉત્તરોત્તર ઉત્સૂત્રકથક અગર ઉત્સૂત્રભાષકપણુ પ્રાસ કરી મનુષ્યભવ હારી જવાય.

પ્રશ્ન ૧૧૯—જ્ઞાન ભાડે મળી શકે છે પણ ક્રિયા ભાડે મળતી નથી એટલે શું ?

સમાધાન—શાસ્ત્રોમા ગીતાર્થ અને ગીતાર્થની નિશ્રાવાળા અગીતાર્થના પણ સયમોને સયમ તરીકે જ કથન કરેલા છે અર્થાત્ જ્ઞાની અને જ્ઞાનીની નિશ્રાથી પણ ચારિત્રની પાલના થઇ શકે છે એટલે શાસ્ત્રના જ્ઞાન વગર જ્ઞાનીની નિશ્રાએ પણ ચારિત્ર પાળી શકાય છે પણ અવિરતિ ગ્હેલો હોય અને વીતરાગની પણ નિશ્રા લે તો પણ એ ચારિત્રવાળો ગણાય નહિ

પ્રશ્ન ૧૨૦—શુ અહિસાદિક પાચ મહાવ્રતો બધા દર્શનકારો માને છે ?

સમાધાન—શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ અષ્ટકજીમા "अहिंसा सत्यमस्तेय" ઇત્યાદિ શ્લોકથી સર્વ દર્શનકારો સામાન્યત અહિસાદિક પાચે મહાવ્રત માને છે એમ જણાવે છે અને તેથી જ ધર્મબિન્દુમા તેને સાધારણ ગુણો કહ્યા છે કોઇ પણ દર્શનકારને તે અહિસાદિ સબધમા વિરોધ નથી

પ્રશ્ન ૧૨૧—શુ પાચ આશ્રવના ત્યાગમાત્રથી જ સાધુપણુ કહી શકાય ?

સમાધાન—પાચ આશ્રવના ત્યાગમાત્રથી સાધુપણુ જૈન

દર્શનકાર સ્વીકારતા નથી મહાવ્રતોની સાથે અષ્ટપ્રવચનમાતાનુ પાલન, ગુરુકુલવાસ, ઇચ્છાકારાદિ સમાચારીનુ પાલન હોય તો જ સાધુપણુ ગણાય છે આથી તો કઇ તિર્યંચોને અનશન કરનરા મનુષ્યો જે સર્વ પાપસ્થાનોના પચ્ચક્ખાણુ કરે છે, છતા ત્યા ચારિત્ર તો મનાતુ જ નથી

પ્રશ્ન ૧૭૨—તિર્યંચો વધારેમા વધારે વિરતિમા કેટલી હદે પહોચી શકે અને કયા દેવલોક સુધી જઇ શકે ?

સમાધાન—જાતિસ્મરણ પામેલા કે જ્ઞાનીઓથી બોધ પામેલા તિર્યંચો પાચ મહાવ્રત ઉચ્ચરવા સુધી વિરતિ પામી જાય છે અને પ્રભુમાર્ગની આરાધના કરીને ઉત્કૃષ્ટથી આઠમા દેવલોક સુધી જઇ શકે છે

પ્રશ્ન ૧૭૩—સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણામા રહેલ અવિરતિ શ્રાવક કાલ કરી ધર્મ પામી કયા જાય ?

સમાધાન—જેવી રીતે દેશવિરતિવાળો શ્રાવક ઉત્કૃષ્ટપણે બારમે દેવલોકે જાય તેવી રીતે એકલી સમ્યગ્દૃષ્ટિ ધારણ કરનાર શ્રાવક પણ ઉત્કૃષ્ટથી બારમા દેવલોકે જઇ શકે છે

પ્રશ્ન ૧૭૪—સમ્યગ્દર્શન વગર અભવ્યો નવ ગ્રૈવેયક સુધી કેમ જઇ શકે છે ?

સમાધાન—દ્રવ્યચારિત્રના પાલનમા આ સમર્થ દૃષ્ટાન્ત છે કારણકે મોક્ષની સાધ્યતારૂપ ભાવ વગરની અને કેવલ પૌદ્ગલિક ઇચ્છાએ કરેલી ચારિત્રક્રિયા પણ આવો સાંસારિક ઉચ્ચ લાભ આપે છે આશ્ચર્ય છે કે દ્રવ્યક્રિયાનો પણ કેવો

અચિંત્ય પ્રભાવ ! કે એને ધારણ કરનાર શ્રાવક ઉત્કૃષ્ટથી બારમા દેવલોકે પણ જઇ શકે છે

પ્રશ્ન ૧૨૫—જેમ ગૃહસ્થો માટે અષ્ટપ્રકારી પૂજાનું શાસ્ત્રમા વિધાન કર્યું તેવી રીતે સાધુને પણ અષ્ટપ્રકારી પૂજાનુ વિધાન ખરૂ કે નહિ ?

સમાધાન—જેવી રીતે ગૃહસ્થોને માટે દ્રવ્યથી અષ્ટ પ્રકારની પૂજા કરવાનુ શાસ્ત્રમા છે તેવુ વિધાન સાધુઓને માટે કોઈપણ શાસ્ત્રમા નથી સાધુને માટે જે અષ્ટપ્રકારી પૂજા શ્રી હરિભદ્રસૂરિજીએ પૂજાઅષ્ટકમા કહી છે તે પૂજા તો ચોવીશે કલાક યાવજ્જીવ પર્યંત સાધુઓ કરે જ છે તે સબંધી વિધાનદર્શક ગાથા "अहिंसा सत्यमस्तेय, मैथुनवर्जनम् । गुरुपूजा तपोज्ञान सत्पुष्पाणि प्रचक्षते ॥ १९ ॥ પંચ આશ્રવોને મન વચન કાયાથી છોડી દઇને પંચ મહાવ્રતનુ પાલનરૂપ પાંચ પૂજા, યથાશક્તિ વિનયવૈયાવચ્ચ આદિરૂપ છઠ્ઠી ગુરુપૂજા, સાતમી કર્મરૂપી કચરાને ધોઇ નાખવા માટે પ્રબલ સાધન ભૂત તપપૂજા, અર્થાત્ ચાર જ્ઞાનવાળા ( જે કેવલજ્ઞાન પામવાનુ જેને માટે નિશ્ચિત છે છતા પણ ) શ્રી જિનેશ્વરો પણ જેનુ આલંબન લે છે, એવી ઉત્કૃષ્ટી બાર પ્રકારની તપશ્ચર્યાનુ આલંબન લેનાર સાધુ સાતમી પૂજામા સમ્યક્પૂજન કરે છે અને આઠમી સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ કરવા માટે રાત્રિ દિવસ ઉદ્યમ, એ રૂપે અષ્ટપૂજાનુ વિધાન સાધુઓ માટે છે એ અષ્ટ પુષ્પીપૂજાને પ્રાપ્ત કરવાના મુદ્દાએ જ શાસ્ત્રકારોએ ગૃહસ્થોને માટે અષ્ટપ્રકારી દ્રવ્યપૂજા ફરમાવેલી છે તે દ્રવ્યપૂજા, દ્રવ્ય પૂજાના પ્રશ્નોત્તરમા પૂર્વે જણાવી ગયા છીએ

પ્રશ્ન ૧૨૬—સાધુઓ દ્રવ્યપૂજાનો ઉપદેશ કરે તો તેમને શું દ્રવ્યપૂજાનુ અનુમોદન ન થાય? અને થાય તો તેથી હિંસાનુ અનુમોદન શુ નહિ લાગે?

**સમાધાન**—મુખ્યતાએ તો સાધુઓ સર્વવિરતિનો જ ઉપદેશ કરે છે, પછી ગૃહસ્થ પોતાની તે બાબતમા અશક્તિ જણાવે ત્યારે દેશવિરતિ એટલે શ્રાવકધર્મ બતાવે, તેમા પણ આનાકાની કરે ત્યારે સમકિત બતાવે, તે વખતે સમ્યક્ત્વની શુદ્ધિ અને વૃદ્ધિ માટે "સમ્યગ્દૃષ્ટિઓએ હમેશા શ્રી જિનેશ્વર મહારાજની દ્રવ્યપૂજા કરવી જ જોઈએ" એ જે ઉપદેશ કરાય છે તે સર્વવિરતિના (સર્વત્યાગના) મુદ્દાએ જ કરાતો હોવાથી સાધુને તેમા જરાએ અનુમોદનનો દોષ લાગતો નથી બલ્કે તે ઉપદેશ તો એકાત નિર્જરાનુ કારણ બને છે, જેમ નદી ઉતરવાનુ વિધાન સાધુઓને બતલાવાય તેવી રીતે મોક્ષ અને સર્વવિરતિના ધ્યેયથી પૂજાનુ કરણ કારણ જે અનુમોદન કરાય તેમા ઉપદેશક સાધુને તેની હિંસાનુ અનુમોદન છે જ નહિ

પ્રશ્ન ૧૨૭—તીર્થંકરનુ બધુ વર્તન અનુકરણીય ખરૂ કે કેમ?

**સમાધાન**—તીર્થંકરોએ જે વર્તન કર્મના ઉદયથી કરેલુ હોય તે અનુકરણીય છે જ નહિ પણ અનુકરણીય તે જ વર્તન છે કે જે કર્મના ક્ષયોપશમ અગર ક્ષયથી થયું હોય

પ્રશ્ન ૧૨૮—જે કેટલાકો કહે છે કે જેટલું તીર્થંકરોએ કહ્યુ તેટલુ કરવાનુ પણ તીર્થંકરોએ કર્યું એ કરવાનુ નહિ એ શાસ્ત્ર દૃષ્ટિએ સાચુ છે?

સમાધાન—જે તીર્થંકરોએ કરવા માટે કહ્યુ એ કરવા લાયક છે એ કબુલ છે, પણ તીર્થંકરોએ કર્યું એ કરવાલાયક નહિ એમ કહેનારાઓએ ખરેખર શાસ્ત્રને વાંચ્યા નથી ! ત કે વાંચ્યા હશે તો તેનો ભાવ પામ્યા નથી ! કારણ કે આવી રીતે કહેનારાઓને પૂછીએ કે તીર્થંકરોએ સવસ્ત્ર ધર્મ પ્રરૂપવા માટે વસ્ત્ર રાખ્યુ તા તમે તે રાખો છો કે કેમ ? તીર્થંકરોએ સપાત્ર ધર્મ પ્રરૂપવા માટે પ્હેલે પારણે પાત્રમા આહાર કર્યો હતો તો તમે પણ પાત્રમા આહાર કરો છો કે કેમ ? તીર્થંકરો બારે પ્રકારની તપશ્ચર્યામ જે સાધુની ચર્ચામા તત્પર રહ્યા તા તમે પણ તેમા તત્પર રહો છો કે કેમ ? પણ એ સાધારણ બોધમાત્રથી ફાવે તેમ બોની નાખનારાઓએ એ તીર્થંકરોએ કર્યુ તે ન કરવાનુ કહેવા દિશા ફેરવની જ રહે છે

પ્રશ્ન ૧૨૯—શાસ્ત્રદૃષ્ટિએ પાપી સાધુ કોણ કહેવાય ?

સમાધાન—જેમ કોઇક અણસમજુ પણ બગેસો રાખનાર મનુષ્ય નાણા લઇને કોહીનુર ખરીદવા વિશ્વાસને યોગ્ય એવા વેપારી મનુષ્ય પાસે આવ્યો હોય અને તે વેપારી તેને બદલે નકલી (બનાવટી) કોહીનુર આપીને તે ગ્રાહકને રવાના કરે તે વેપારી જેમ લુચ્ચો અને બેવકુફ ગણાય તેમ વીર્યોલ્લાસરૂપી નાણુ લઇને ચારિત્ર (સર્વવિરતિ) રૂપી અદ્વિતીય કોહીનુર લેવા જે ભવિક આવ્યા હોય તેને ગૃહસ્થધર્મરૂપી નકલી કોહીનુર આપીને વહેતો કરે તે શાસ્ત્ર દૃષ્ટિએ મહાપાપી છે ત કે આગળ વધીએ તો દયાના પરિણામ વગરનો ચૌદ ગજલોકના જીવોના ઘાતની અનુમોદના કરનાર છે

પ્રશ્ન ૧૩૦—મહાન્ યોગી કોણ કહેવાય ?

समाधान—महान् योगी ते ज कहेवाय के जेने माटे शास्त्रकार महाराजा श्री मुनिसुंदरसूरीश्वरजी जणावे छे के—
श्रुत्वाऽऽक्रोशान् यो मुदा पूरित यो लोष्टाद्यैश्चाहतो रोमहर्षी
प्राणा तेऽप्य-यदोष न पश्यत्येव श्रेयो द्राग् लभेतैव योगी ॥ १ ॥
आक्रोशादिक वचनना प्रहार सांभळीने हर्षथी व्याप्त थाय, पत्थर आदिकथी कोई घा करे तो कर्म खपाववानो प्रसंग समजी रोमांच खडा थाय, बाह्यप्राणनो नाश थवानो वखत आवे तो पण बीजाना दोष न देखे अर्थात् बोले नहि आ योगी कहेवाय ते ज जल्दी मोक्ष पामे ! माटे योगी कहेवडाव नारे आटला गुणो तो केळववा ज जोइए !

प्रश्न १३१—समतानु स्वरूप शु छे ? कया लक्षणोथी समता आवी छे एम जाणी शकीए ?

समाधान—कलिकालसर्वज्ञ श्री हेमचंद्रप्रभु, समतानु स्वरूप बतावता लखे छे के-चेतनाचेतनैर्भावैरिष्टानिष्टातया स्थितै, न मुह्यन्ति मनो यस्य तस्य साम्य प्रचक्षते ॥ १ ॥ जे घरमा चैतन्यवाळा पदार्थो जे स्त्रीआदि अचेतन (पौद्गलिक जड) वस्तुओ जे धन आदि छे के जेओ इष्ट अनिष्टपणानी स्थितिवाळा छे तेनी अंदर जेनु मन मोह पामे नहि एटले के इष्टमा राग न थाय, अनिष्टमा इतराजी न थाय ते अमुझवणु रूप स्थिति तेनु ज नाम समता कहेवाय न्यायाचार्य भगवन् यशोविजयजी महाराज समनु लक्षण जणावता चोकखा शब्दोथी स्वकृत ज्ञानसारमा जणावी रह्या छे के —

निकल्प विषयोत्तीर्ण स्वभावाऽऽलम्बन सदा।
ज्ञानस्य परिपाको य. स सम परिकीर्तित ॥ १ ॥

સંકલ્પવિકલ્પરૂપી સમુદ્રમાથી જે તરી ગયો હોય અર્થાત્ સંકલ્પવિકલ્પ રહિત હોય, હમેશા આત્મસ્વરૂપનાજ આલંબન વાળો હોય અને મદ વિષય-કષાય આદિક વગરની જે મોગવેદી જ્ઞાનની પરિપકવ સ્થિતિવાળો તેને જ સમના લક્ષણુવાળો પૂર્વના ઋષિઓએ જણાવ્યો છે

પ્રશ્ન ૧૩૨—મહાવિદેહ ક્ષેત્રમા સદાને માટે ચોથો આરોજ વર્તે છે એમ કહેવાય છે એ શાસ્ત્રસમ્મત છે ?

**સમાધાન**—મહાવિદેહમા પહેલો, બીજો ત્રીજો, ચોથો વિગેરે આરાઓની વ્યવસ્થા છે જ નહિ તો પછી ચોથો આરો જ વર્તે છે એવુ જેઓ કહે છે તે તદ્દન ખોટુ છે પણ ત્ત અનાદિ અનન્તકાલને માટે મોક્ષમાર્ગ અપ્રતિબદ્ધ રહે છે, માટે આ ભરતક્ષેત્રાદિકમા જેમ સમગ્ર ચોથા આરામા મોક્ષમાગ ચાલુ રહે છે, એ અપેક્ષાએ એમ કહી શકીએ કે મહાવિદેહ ક્ષેત્રમા સદાને માટે આ **ભરતક્ષેત્રના ચોથા આરાના ભાવ વર્તે છે** ને તેથી ત્યા દુષમ સુષમા પ્રતિ ભાગ નામનો કાલ હમેશા છે એમ શાસ્ત્રો કહે છે ! ! !

પ્રશ્ન ૧૩૩—જૈનશાસનમા ઋષભદેવ ભગવાન, મહાવીર પ્રભુ આદિ, તીર્થંકરો વ્યક્તિ તરીકે પૂજ્ય છે કે જાતિ તરિકે ? ને એક તીર્થંકરની પૂજાથી સમગ્ર તીર્થંકરો પૂજ્ય છે કે કેમ ? તેમજ અવજ્ઞા અને આશાતનાદિક દોષો એક વ્યક્તિના કરીએ તો પણ સમગ્રના લાગે છે કે કેમ ?

**સમાધાન**—જૈનશાસનમા શ્રી ઋષભાદિક તીર્થંકરોની ગુણુદ્વારાએ પૂજા કરવાથી જાતિ તરીકે જ તેઓ પૂજ્ય છે

પણ વ્યક્તિ તરીકે પૂજાતા જ નથી તેથી એક તીર્થંકરની અવજ્ઞા કે આશાતના કરવામાં આવે તો અનંતા તીર્થંકરોની અવજ્ઞા તથા આશાતનાનો દોષ લાગે, અને તેથી જ એક તીર્થંકરની પૂજા અને આજ્ઞાનું પ્રતિપાલન કરે તો અનંતા તીર્થંકરોની પૂજા અને આજ્ઞાપાલનનો લાભ મળી શકે છે

પ્રશ્ન ૧૩૪—પરમાધામીથી, પરસ્પરથી અને ક્ષેત્રથી થતું દુઃખ મિથ્યાદષ્ટિ અને સમ્યગ્દષ્ટિ નારકીઓને એક સરખું હોય કે ન્યૂનાધિક ?

સમાધાન—મિથ્યાદષ્ટિ નારકી કરતાં સમ્યગ્દષ્ટિ ઓછા ઉત્પાતવાળો હોવાથી તેને પરમાધામીકૃત, અને અન્યોન્યકૃત દુઃખ ઓછું હોય છે અને ક્ષેત્રથી તો બન્નેને સરખું જ હોય છે

પ્રશ્ન ૧૩૫—યુગલીઆ મનુષ્યોને વૃદ્ધાવસ્થા હોય કે નહિ ? યુગલિકો આર્ય છે કે અનાર્ય ?

સમાધાન—યુગલિક મનુષ્યોને વૃદ્ધાવસ્થા હોય જ નહિ, યુગલિકો અનાર્ય છે અને તે દેશ પણ અનાર્ય છે. સબબ માટે શાસ્ત્રકારોએ અનાર્યનું લક્ષણ બાંધતા જણાવ્યું કે- यत्र क्षेत्रे स्वप्नेऽपि धर्म इत्यक्षराणि न श्रूयन्ते तत् अनार्यं જે ક્ષેત્રમાં સ્વપ્નમાં પણ "ધર્મ" એવા અક્ષરો સાંભળવામાં ન આવે તે અનાર્ય છે !!!

પ્રશ્ન ૧૩૬—યુગલિકો અનાર્ય છે તો પછી દેવલોકે કેમ જઈ શકે ? કારણ કે "ધર્મ" એવા અક્ષરોનું પણ શ્રવણ તો એઓને છે જ નહિ ?

**સમાધાન**—અનાર્ય એવા યુગલિકો અગર બીજા કોઇ પણ અનાર્યો દેવલોકે જાય એમા અનાર્યપણુ અથવા ધર્મ રહિતપણુ એ કારણરૂપ નથી ત્યા તો કષાયની મદતા જ કારણરૂપ છે, તે માટે જ શાસ્ત્રકારોએ કહ્યુ છે કે— " नि शीलव्रतत्व च सर्वेषाम् " ઈત્યાદિ શીલ તથા આચાર વાળો ન હોય તો પણ કષાયની મદતાથી દેવલોકમા જઇ શકે છે

**પ્રશ્ન ૧૩૭**—કૃષ્ણમહારાજ પોતાની પુત્રીઓને આવો પ્રશ્ન શા માટે પૂછે છે કે ' स्वामिन्य किमु दास्यो वा यशा युय भविष्यथ ' અર્થાત્ તમારે રાણી થવુ છે કે દાસી ? કારણ કે લોકપ્રસિદ્ધ રાણીપણુ જ તમામને ઈષ્ટ છે, તો પછી આ પ્રશ્ન કરવાનુ કારણ શુ ?

**સમાધાન**—કૃષ્ણ મહારાજાએ પોતાની પુત્રીઓને " રાણી થવુ છે કે દાસી ? " એમ પૂછયું હતુ એનુ કારણ એક તો એ કે જો કોઈ રાજાની સાથે પરણવુ એમ કહે તો તે મારી બત્રીશ હજાર રાણીઓની તો દાસીજ થાય છે બીજી વાત એ કે જો ચારિત્ર લે તો મારી બત્રીશ હજાર રાણીઓને પણ પૂજ્ય થાય અને મહારાણીથી પણ શ્રેષ્ઠ બને, માટે દુનિયાદારીથી કોઇ પણ વિરુદ્ધ ન પડે અને ધર્મથી પણ અવિરુદ્ધ એવો તેણીઓને (પુત્રીઓને) અત્યત હિતકારી પ્રશ્ન પૂછવામા આવ્યો છે તત્વ એટલુ જ કે મહારાણી થવુ હોય તો સાધ્વીપણું (સયમ) અગીકૃત કરો

**પ્રશ્ન ૧૩૮**—સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એ બને પ્રકારના નારકીઓને દુખ એક સરખુ છે કે ન્યુનાધિક છે ?

**સમાધાન**—મિથ્યાદષ્ટિ કરતા સમ્યગ્દષ્ટિ નારકીઓ પૂર્વ-ભવમા હારી ગયેલ જિંદગીના બળાપાથી વધારે દુ ખ વેદે છે!!!

પ્રશ્ન ૧૩૯—દેવતાઓએ મોક્ષમાર્ગ ગીરવી મૂક્યો છે, એમ કહેવાય છે તે શી રીતે? કારણુ કે મોક્ષમાર્ગ ગીરવી મૂકવાની ઈચ્છા તો કોઈ પણ ધર્માત્મા સમ્યગ્દષ્ટિની હોય જ નહિ તો પછી મોક્ષમાર્ગનુ ગીરવીખત શી રીતે કહેવાય?

**સમાધાન**—દેવતાઓએ મોક્ષને ગીરવી મૂક્યો છે, એમ એટલા જ માટે કહેવાય છે કે દેવતા પોતાના ઉત્કૃષ્ટ આયુષ્યના ૩૩ સાગરોપમ તેઓ ગમે તેવી મહેનત કરે તો પણ મોક્ષ મેળવે જ નહિ, કેમ કે જેમ એક વસ્તુ ગીરવી મૂકી હોય પછી તે વસ્તુની મુ ત પૂરી થાય ત્યારે જ તે મળે તેમ દેવતાઓ પણ દેવાયુષ્ય પૂરુ કરે ત્યારે જ મોક્ષના રસ્તે વધવાનુ સાધન મેળવી શકે છે, તેથી તેઓએ મોક્ષ ગીરો મૂક્યો એમ કહેવાય છે, એટલે મોક્ષ ગીરો મૂકવાની ઇચ્છા નથી પણ કાર્યવાહી સરાગપણા પુરસ્સરની એવી થાય છે કે જેથી દેવલોકમા જવુ જ પડે અને મોક્ષનો વિલબ સહન કરવો જ પડે જેમ દુનિયામા કોઈપણ મનુષ્ય ઉમ્મરલાયક થાય અને બીનઇચ્છાએ પણ દશ હજારના દસ્તાવેજ ઉપર સહી કરે તો વખત આવે તેણે દશ હજાર આપવા જ પડે, તેવી રીતે સરાગપણા પુરસ્સર કરેલી પ્રવૃત્તિ મોક્ષની ઈચ્છા હોવા છતા મોક્ષ આઘો કરી દેવલોકને પ્રાપ્ત કરાવે છે અને ત્યા તેઓ તત્રીશ સાગરોપમે પણ દેશવિરતિ, સર્વવિરતિ ઉપશમશ્રેણીને પામી શકતા જ નથી મનુષ્યો તો તે દેશવિરતિ, આદિને સમ્યક્ત્વની સાથે જ કે અતર્મુહુર્તને આતરે પણ પામી શકે છે

પ્રશ્ન ૧૪૦—બદ્ધ આગમ અને અબદ્ધ આગમમા ફેર શ્યો ?

સમાધાન—શ્રી તીર્થંકર મહારાજાએ જે વખતે ત્રિપદી પ્રરૂપી અર્થાત્ ઉપન્નેઇ વા વિગમઇ વા અને ધુવેઇ વા એ ત્રિપદી દ્વારા ગણધર દેવોને ઉપદેશ આપ્યો તે વખતે તેમાથી ગણધર મહારાજાઓએ જે દ્વાદશાગી અને ચૌદપૂર્વોમા ગુમ્યુ (જે અત્યાર અગોપાગમા જણાય છે) તે તમામ બદ્ધાગમ કહેવાય અને તે સિવાયનુ જે કંઈ ઉપલબ્ધ થાય તે તમામ અબદ્ધાગમ કહેવાય જેમ વક્તા જેટલુ બોલે તેટલુ બધુયે રિપોર્ટર લખી લે એવો નિયમ નથી તેમ શ્રી તીર્થંકર મહારાજ જેટલુ અર્થથી કહે તે બધુએ ગણધરદેવો શાસ્ત્રમા રચે એવો નિયમ નથી

પ્રશ્ન ૧૪૧—દેવદ્રવ્યનુ ભક્ષણ કરનાર, ભક્ષણ કરનારની ઉપેક્ષા કરનાર, જિનદ્રવ્યનો મૂલથી નાશ કરનાર, મુનિનો ઘાત કરનાર, અને સાધ્વીના ચોથા મહાવ્રતનુ ખડન કરનાર કયા ગુણોનો નાશ કરે ?

સમાધાન—ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી કહે છે કે આ બધાએ પોતાના સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રરૂપી મહાન્ ગુણોનો નાશ કરે છે ભવિષ્યમા ધર્મરૂપ કલ્પવૃક્ષની પ્રાપ્તિના મૂળમા અગ્નિ મૂકે છે, મહામોહની બાધે છે તથા દુર્લભબોધિ થાય છે

પ્રશ્ન ૧૪૨—શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર પાને ૩૪મામા લખ્યુ છે કે યક્ષાદિનુ આરાધન અયુક્ત છે અને તેને અંગે રાવ

કૃષ્ણાદિનુ આલંબન ગ્રહણ કરવુ ઉચિત નથી આ સંબધમા આપ શુ ફરમાવો છો ?

સમાધાન—શ્રી કૃષ્ણ અને રાવણાદિકે આ લોકના ફલ માટે મિથ્યાત્વી એવા યક્ષાદિ દેવતાનુ આરાધન કર્યુ હતુ તે મિથ્યાત્વ નહોતુ, પણ આ કાળમા જો કોઇપણ સમકિતી જીવ આ લોકને માટે પણ યક્ષાદિની આરાધના કરે તો મિથ્યાત્વની વૃદ્ધિ તથા તેની સ્થિરતા કરનાર થાય છે, અને તેથી તે જીવને ભવાતરમા પણ સમકિતની પ્રાપ્તિ દુર્લભ થાય છે એમ આચાર્ય મહારાજશ્રી રત્નશેખરસૂરિજી પોતાની અર્થદીપીકા નામની શ્રાદ્ધપ્રતિક્રમણની ટીકામા જણાવે છે આવી રીતે કાળભેદે ફલ જણાવી તેનુ કારણ પણ તેઓશ્રી સ્પષ્ટ કરે છે કે–તે કાળે સર્વ ધર્મો કરના ભગવાન્ શ્રી જિનેશ્વર મહારાજે જગતના હિતને માટે નિરૂપણ કરેલ ધર્મની મહત્તા ઘણી જ મોટી હતી, તેથી એકાદ કાર્ય અન્યમતીય યક્ષાદિથી કદાચ થઈ પણ જાય, તો પણ તેથી જિનેશ્વરમહારાજના ધર્મની છાયાને પ્રતિઘાત થતો નહોતો અને તે કારણથી શ્રી કૃષ્ણાદિકના સમયે તેવા આરાધનથી મિથ્યાત્વવૃદ્ધિ આદિ થતા નહોતા પણ વર્તમાનકાળે તેવા અતિશયરહિત હોવાથી શ્રીકૃષ્ણાદિએ કરેલી મિથ્યાત્વી યક્ષાદિની આરાધના જો આજે કરાય તો મિથ્યાત્વની વૃદ્ધિ તથા સ્થિરતા થાય માટે શ્રીકૃષ્ણાદિકે કરેલી યક્ષાદિની આરાધનાનુ આલંબન લેવાની આચાર્ય મહારાજે સ્પષ્ટ ના કહી છે

પ્રશ્ન ૧૪૩—વાસુદેવાદિના પચ્ચખ્ખાણ તે શુ દ્રવ્ય-પચ્ચખ્ખાણ છે ?

**સમાધાન**—હા, અષ્ટકજીમા અપેક્ષા ચાવિધિશ્ચૈવાપરિણામ-સ્તથૈવ ચ । પ્રત્યાખ્યાનસ્ય વિઘ્નાસ્તુ વીર્યાભાવસ્તથાઽપર ॥ આ શ્લોકની વ્યાખ્યામા ચોથા અને પાચમા ગુણઠાણાવાળા તથા વાસુદેવાદિકોને પણ પ્રતિબધકને ક્ષયોપશમ ન હોવાથી, તેમ જ અપેક્ષાદિ કારણથી થયેલા પચ્ચખ્ખાણને દ્રવ્ય પચ્ચ ખ્ખાણ કહેલા છે, તેથી જ સમકિતવાળા એ પણ આ લોકના ફલની અપેક્ષાએ કરેલા પચ્ચખ્ખાણ યોગ્ય અને ઉત્તમ નહિ છતા પણ સમ્યક્ત્વને ઘાત કરનાર જ છે! એમ તો ન મનાય

**પ્રશ્ન ૧૪૪**—આગમ એટલે શુ ?

**સમાધાન**—તરણતારણ શ્રી તીર્થંકરોની દેશના અને શ્રી ગણધરમહારાજાઓએ જીતી ગુથેલો તેનો (દેશનાનો) રિપોર્ટ

**પ્રશ્ન ૧૪૫**—શ્રી તીર્થંકરા અપકાયના જીવોની દયા માટે તરસ્યા સાધુઓના પ્રાણની પણ લેશભર દરકાર ન કરે અને પોતાની પૂજા માટે છકાય જીવો હિંસા કરવાનુ વિધાન કરે એનુ કારણ શુ ?

**સમાધાન**—પૂજાના વિધાનમા પોતાની પૂજા કરાવવી એ ધ્યેય નથી, સર્વવિરતિની પ્રાપ્તિ માટે તેના ઉમેદવારે સર્વવિરતિ ધર તથા સર્વવિરતિના પ્રરૂપકોની ભક્તિ, પૂજા, બહુમાન સત્કાર-સન્માનાદિ કરવા જોઇએ. તે કરવાથી સમકિતી જીવોને આ ભવે કે ભવાતરે અનુક્રમે સર્વવિરતિ જરૂર પ્રાપ્ત થાય છે તે ઉદ્દેશથી શ્રી તીર્થંકર ભગવાને તીર્થંકરની પૂજાનુ વિધાન ઉપાયરૂપે કર્યું છે, એટલે કે પૂજામા ધ્યેય સર્વવિરતિની પ્રાપ્તિ છે, અને સાધુઓ પોતાના સર્વવિરતિ ગુણના રક્ષણ મા

પ્રાણની આહુતિ આપે તેમા પણ સર્વવિરતિની રક્ષાનુ જ ધ્યેય છે, માટે એક જ ધ્યેય હોવાથી એ બેય બાબતમા કોઇ પણ પ્રકારે વિરોધ નથી

**પ્રશ્ન ૧૪૬**—વર્તમાનકાળના સૂત્રો એ સર્વજ્ઞના (સર્વજ્ઞ પ્રણીત) સૂત્રો છે એ વાત સાચી છે ?

**સમાધાન**—હા, એ સૂત્રો સર્વજ્ઞના કથનને અનુસરતા છે તેથી એને સર્વજ્ઞના સૂત્રો કહી શકાય છે

**પ્રશ્ન ૧૪૭**—ભગવાનના અનતગુણ કેટલામે અનતમે છે ?

**સમાધાન**—આઠમે અનતમે છે

**પ્રશ્ન ૧૪૮**—ચાર વર્ણાશ્રમમા કેટલા વર્ણાશ્રમવાળા જૈન હોય ?

**સમાધાન**—શુદ્ધદેવાદિની શ્રદ્ધાવાળા જૈનો ચારે વર્ણ મા હોઈ શકે છે

**પ્રશ્ન ૧૪૯**—કોઇ અત્યજ જૈનધર્મ પાળવા ઇચ્છે તો તમે કઇ રીતે મદદ કરી શકો ?

**સમાધાન**—શાસ્ત્ર અને વ્યવહારના બાધે તેને ભેળવીએ નહિ પણ તેઓના માટે અલગ મદિર વગેરેની વ્યવસ્થા કરાવી શકાય

**પ્રશ્ન ૧૫૦**—યુરોપીયન, મુસલમાન વિગેરે દેહરામા આવે છે તે યોગ્ય છે કે કેમ ?

સમાધાન—અત્યજોની માફક તેઓનુ પણ ઉચ્ચવર્ણ વાળા માટે બનેલ જૈનમદિરમા આવવુ ઇષ્ટ નથી, પણ રાજ્ય સત્તાદિ કારણે આપણે તત્સબધી વધારે પ્રતિબધ કરી શકતા નથી

પ્રશ્ન ૧૫૧—લૌકિક અને લોકોત્તર દષ્ટિમા ભેદ શ્યો?

સમાધાન—આ લોક કે પરલોક સબધી સુખની ઇચ્છ કે કુદેવ, કુગુરુ કે કુધર્મથી કે તેવામાથી કલ્યાણની ઇચ્છાથી જ કાર્ય તે બધુ લૌકિક ગણાય અને આત્મકલ્યાણની ઇચ્છ કે સુદેવ, સુગુરૂ ને સુધર્મની સાચી માન્યતાથી થતા કાર્યો લોકોત્તર દષ્ટિમા ગણાય

પ્રશ્ન ૧૫૨—પ્રભુમાર્ગની આરાધનાને મોક્ષ દેના માનવા છતા તે આરાધના લૌકિક ઇચ્છાએ કરે તે લોકોત્ત મિથ્યાત્વ ખરુ કે નહિ?

સમાધાન—ભગવાન્ શ્રી નેમિનાથે ફરમાવેલ દ્વારકાન નાશની ભાવી આગાહીને અગે તે ઉપસર્ગ ટાળવા ક્ષાયિ સમ્યક્ત્વવાળા શ્રી કૃષ્ણમહારાજે તપસ્યાદિ કરવા ફરમાવ્ હતુ, ને એ તપ વગેરે આફતથી બચવા માટે જ હતો. ત તેને મિથ્યાત્વ ગણ્યુ નથી, માટે સુદેવાદિની શ્રદ્ધાવાળાને કાર્યમા મિથ્યાત્વ કહી શકાતુ નથી

પ્રશ્ન ૧૫૩—રાવણ વિગેરેએ દેવદેવીઓની આરાધ કરી તે મિથ્યાત્વમા ગણાય કે નહિ? અને ચાલુ દેશી પ્રવૃત્તિમા ઉપવાસ વિગેરે કરે તો મિથ્યાત્વ ગણાય કે કેમ?

સમાધાન—તે વખતમા તે મિથ્યાત્વ નહોતુ, કારણ કે તેઓ શ્રદ્ધાવાળા હતા ને જૈનશાસનની જાહોજલાલીવાળી તેમ જ સત્ય વસ્તુસ્થિતિ સમજી શકનારા પુષ્કલ હતા અને તેથી તેઓને મિથ્યાત્વ નહોતુ પણ આ વખતમા ગાંધીની પ્રવૃત્તિને અગે ઉપવાસાદિ ઘણા ભાગે લોકોત્તરની શ્રદ્ધા વિના જ કરે છે તો તેમા મિથ્યાત્વ લાગે તો આશ્ચર્ય શુ ? પૌદ્ગલિક ઇચ્છા કરવા માત્રથી મિથ્યાત્વ લાગે તેમ નથી, પણ યથાર્થ તત્ત્વની માન્યતાનો અભાવ હોય તો મિથ્યાત્વ છે

પ્રશ્ન ૧૫૪—શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર પાને ૩૪ મે લખે છે કે—'રાવણ તથા શ્રીકૃષ્ણ વિગેરેએ અપવાદ રૂપે કંઈક આરાધનાદિ કરેલ છે તેનુ આલબન લેવુ ઉચિત નથી' આને અગે આપ શુ કહો છો ?

સમાધાન—તે આરાધના આ લોકના ફલની ઇચ્છાએ અને મિથ્યાત્વી દેવની કરેલી છે, પણ તેઓને (રાવણ વિગેરેને) જૈનશાસનની શ્રદ્ધાશુદ્ધ હોવાથી મિથ્યાત્વની વૃદ્ધિ આદિ દોષો માન્યા નથી, પણ આથી મિથ્યાત્વ ન લાગવાનુ માની બીજાઓએ મિથ્યાત્વી દેવોની આ લોકના ફલની અપેક્ષાએ આરાધના કરવી નહિ, કેમકે તે વખતે આર્હત ધર્મની અતીવ ઉત્કૃષ્ટતા હતી તેથી તેવી આરાધના કરતા છતા મિથ્યાત્વની વૃદ્ધિ આદિ થયા નહોતા, પણ આ કાળમા તો તેવો પ્રભાવ વિદ્યમાન ન હોવાથી જો મિથ્યાત્વી દેવની આરાધના કરવામા આવે તો મિથ્યાત્વની વૃદ્ધિ આદિનો પ્રસગ હોવાથી તેઓનુ આલબન લઈ મિથ્યાત્વી દેવની આરાધના આ લોકના ફલ માટે પણ કરવી નહિ

પ્રશ્ન ૧૬૦—ભાવદયા કોને કહેવાય ?

**સમાધાન**—કર્મક્ષયની ઇચ્છાથી માર્ગમા જોડવાની ભાવના તે ભાવદયા છે

પ્રશ્ન ૧૬૧—સમ્યકૃત્વ ને દેશવિરતિધર્મની સફળતા કયારે ?

**સમાધાન**—સર્વવિરતિધર્મની ભાવના હોય તો જ સમ્યકૂત્વ અગર દેશવિરતિધર્મની સફળતા છે સર્વવિરતિની ઇચ્છા વગર નથી કે સમકિત નથી દેશવિરતિ વીસ લાખ રૂપીયા નહિ મળે તવુ મોતી ઝવેરી દેવા આવે ત્યારે લેવા માટે તલપાપડ થાય કે નહિ ? લઇ ન શકે તો વાત જુદી છે, પણ તે ન મળવાથી જરૂર બળ્યા કરે !

પ્રશ્ન ૧૬૨—ભાવદયા સમકિતીની, દેશવિરતિની કે સર્વ વિરતિની ? કોની ગણાવો છો ?

**સમાધાન**—તમામની કોઇની પણ લ્યો !!

પ્રશ્ન ૧૬૩—એક તરફ પાણી હોય ને એક તરફ વનસ્પતિ હોય તો સાધુ કઇ તરફ ચાલે ?

**સમાધાન**—પાણીના જીવો સઘટ્ટનમાત્રથી ઘણો ભાગ નાશ પામે છે, જ્યારે વનસ્પતિ માટે તેમ નથી વળી જલમા વનસ્પતિ વગેરે जत्थ जल तत्थ वण કહીને માનેલા છે, માટે જલનુ સ્થાન જરૂર વર્જવુ

પ્રશ્ન ૧૬૪—અસ્પૃશ્ય સ્પર્શની બાબતમા જૈનદર્શનની શી માન્યતા છે ? શ્રી મલયગિરિજી મહારાજકૃત નદીની

વૃત્તિમા ૧૭૨મા પાને ઉલ્લેખ છે કે લોકોમા જે સ્પર્શાસ્પર્શની વ્યવસ્થા છે તે કાલ્પનિક છે, પારમાર્થિક નથી આની સામે કયા શાસ્ત્રીય પ્રબળ પુરાવા છે ? કદાચ કહેવામા આવશે કે આ ઉલ્લેખ નિશ્ચય કે દ્રવ્યાર્થિક દૃષ્ટિથી છે, પણ ત્યા વ્યવહાર દૃષ્ટિથી માને તો એની સામે, અત્યજસ્પર્શ ન થાય એ વાતની સાબિતીમા પ્રબલ પુરાવા કયા છે ?

સમાધાન—શ્રીનન્દીવૃત્તિમા સ્પર્શની વ્યવસ્થા ‘ પારમાર્થિક નથી ’ એવા કથનનો અર્થ ‘વ્યવહારથી’છે એવો છે, અને પાળી શકાય તેટલા પૂરતો જ તેનો ભાવાર્થ અત્યજ ચાલે છે તે ભૂમિ પર ચાલ્યા વિના છૂટકો નથી તેના મુખમાથી નીકળેલા ભાષાવર્ગણાના પુદ્ગલો સભળાવાના જ છે, જો તે માથે ટોપલો ઉપાડીને જતા હોય અને તેમા ફૂલ હોય તો તેની ગધ આવવાની જ વિગેરે જેમા વ્યવહારનુ પાલન અશકય છે તેટલા પૂરતુ જ એ કથનનુ તત્ત્વ છે એથી તેવાની સાથે સ્પર્શ કરવાની કે વ્યવહારની છૂટને પુષ્ટિ મળતી નથી અર્થદીપિકા તથા અષ્ટકજીમા સ્પષ્ટ પ્રમાણો છે ને તે સર્વ વ્યવસ્થામા શરીરને લોકની અપેક્ષામા માન્ય છ તેમા ભક્ષ્યાભક્ષ્ય ને શુચિઅશુચિની વ્યવસ્થાનુ નિરૂપણ છે દીક્ષા જેવા મોક્ષમાર્ગમા પણ અસ્પૃશ્યતાનો દોષ જણાવીને શાસ્ત્રે અત્યજો માટે ચારિત્ર દેવાનો નિષેધ કર્યો છે, માટે અસ્પૃશ્યતાને જૈન શાસ્ત્ર માનતુ નથી એમ કહેવુ તે સત્યથી વેગળુ જ છે ‘ कम्मुणा खतिओ होइ ’ એ વિગેરે વાકયો પણ જેઓએ જેવા જેવા કાર્યો કર્યા તેવા તેવા કાર્યોથી તે તે જાતો થઇ એમ જણાવે છે [illegible] અધમ કાર્યો કરવાથી અધમ,

સમાધાન—વિદ્યાદેવીઓમા સમકિતી કે મિથ્યાત્વીનો ઉલેખ સ્પષ્ટપણે ખ્યાલમા નથી પણ શ્રી શોભનમુનિકૃત સ્તુતિઓમા તે દેવીઓની સ્તુતિઓ હોવાથી સમ્યગ્દૃષ્ટિ હોય પણ તથી લોકોમા મનાતી દેવીઓને મનાય નહિ, કારણકે-તેઓની ક્રિયા જૈનશાસ્ત્રથી વિરૂદ્ધ છે

પ્રશ્ન ૧૭૧—જઘાચારણ તથા વિદ્યાચારણ મુનિરાજોને પાચ જ્ઞાનમાથી કેટલા જ્ઞાન પ્રાપ્ત થાય ? તે શાસ્ત્રના નામ, પાઠ પુરાવા સાથે જણાવશો

સમાધાન—જઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓને ચાર જ્ઞાન હોઈ શકે, કેવલજ્ઞાન તો લબ્ધિ ઉત્સુકતાવાળાને હોય જ નહિ એમ ભગવતીસૂત્રમા એમનો અધિકાર જોવાથી સ્પષ્ટ માલુમ પડશે

પ્રશ્ન ૧૭૨—તત્ત્વાર્થમા તેઉકાય અને વાઉકાયને ત્રસ કાય કહ્યા (જણાવ્યા) છે તે કેવી રીતે ?

સમાધાન—આચારાગવૃત્તિ, જીવાભિગમ અને તત્ત્વાર્થાદિ શાસ્ત્રોમા જે તેઉકાય અને વાઉકાયને ત્રસ તરીકે ગણાવ્યા છે તનુ કારણ એ છે કે જ્વાલા વિગેરે તેઉકાય અને પૂર્વદિશાના વાયરા વિગેરે પ્રત્યક્ષ રીતે ચાલતા દેખાય છે પણ તે ચલન તેમનુ સ્વાભાવિક હોવાથી અને સુખની પ્રાપ્તિ માટે કે દુખ દૂર કરવા માટેની ઇચ્છાપૂર્વક ન હોવાથી તેમને બીજી જગોએ સ્થાવર ગણ્યા છે ત્રસના બે પ્રકાર છે એક લબ્ધિત્રસ અને બીજા ગતિત્રસ, તેમા આ તેઉ અને વાઉ ચાલવા માત્રથી ગતિરૂપે ત્રસ ગણાય છે

પ્રશ્ન ૧૭૩—તીર્થંકરભગવાનના શાસનના યક્ષયક્ષિણી કયા પ્રકારના દેવના છે ?

સમાધાન—મુખ્યતાએ તેઓ વ્યંતરનિકાયના હોય છે.

પ્રશ્ન ૧૭૪—ખસખસ કાયમ અભક્ષ્ય છે કે કેમ ? ફાગણુ ચોમાસા પછી, ચૂલે ચઢ્યા પછી ખમખસ નાખેલી ચીજ સાધુને ખપે કે નહિ ?

સમાધાન—બારે માસ ગધતી વખતે ચૂલા ઉપર જ નાખેલી ખમખસવાળી વસ્તુ સચિત્ત પરિહારીને ખપી શકે છે તલ વિગેરેની માફક અતિચારમા અભક્ષ્ય ગણાય છે, તે બહુ બીજ કે સૂક્ષ્મબીજની અપેક્ષાએ છ

પ્રશ્ન ૧૭૫—વાસ્તવિક વિનયનુ સ્વરૂપ શુ છે ?

સમાધાન—ગુણવાનોને આવતા જોઈ ઉભા થવુ, આસન આપવુ આદિરૂપે જે ગુણો અને ગુણીઓનુ બહુમાન કરાય તે વિનય કહેવાય વિનયનો ભાવાર્થ તો શાસ્ત્રકારોએ તે જ કહ્યો છે કે विनीयते अनेन कर्माणि इति विनय જેના વડે કરીને કર્મોને દૂર કરાય ( એટલે જે ક્રિયા કર્મોને નાશ કરે ) ત વાસ્તવિક વિનય કહેવાય છે કર્મક્ષયાદિની ભાવના વિના અભવ્યાદિએ કરેલ વિનય તે વાસ્તવિક વિનય નથી

પ્રશ્ન ૧૭૬—મૃગઆદિ જીવહિંસાના પ્રસંગથી બચવા માટે, તેવા પ્રસંગે શાસ્ત્રકારોએ શી રીતે બોલવાની રજા આપી છે ?

**સમાધાન**—સાધુએ મૃગ વિગેરેને જોયા છતા પણ, શીકારી માણસ સાધુને પૂછે ત્યારે, જીવોના રક્ષણાર્થે, જીવ હિંસાના પ્રસંગથી બચાવ અર્થે જોનાર સાધુ પહેલા મૌન રહે છતા જો બોલવાનો વખત જ આવે તો શાસ્ત્રકારો સાફ-સાફ (સ્પષ્ટતયા) ફરમાવે છે કે-जाणऽवि नो जाणंति वएज्जा એટલે જાણતો થકો પણ 'હુ નથી જાણતો' એમ કહી દે. આ રીતે શાસ્ત્રકારો હિંસાથી બચવાનુ મૃષાવાદના યોગે પણ આવશ્યક ગણે છે

**પ્રશ્ન ૧૭૭**—ઘા શબ્દ ન મૂક્યો હોય તો પણ ઘા નો અર્થ લઇ શકાય ખરો ?

**સમાધાન**—હા ઘા શબ્દ ન મૂક્યો હોય તો પણ ઘ નો અર્થ લઇ શકાય, કારણ કે ઘા શબ્દ વ્યાકરણમા ચાદિ ગણનો છે, ને તે માટે હૈમવ્યાકરણમા "चादयोऽसत्त्वे" ચાદિ અવ્યયો અસત્ત્વપણામા હોય, તો અવ્યય કહ્યા છે અને ત બધાએ ચાદિ અવ્યયો સ્વરાદિની માફક વાચક નહિ પણ ઘોતક ગણ્યા છે શબ્દ ન હોય તો પણ અર્થ કહેનારા હોવાથી ઘોતક ગણાય છે જુઓ-"स्वरादयो हि स्वार्थस्य वाचका न तु चादिवत् द्योतका स्वરાદિ અવ્યયો વાચક એટલે શબ્દ હોય તો જ અર્થ કહે, પણ ચ આદિ અવ્યયોની માફક ઘોત એટલે શબ્દ હોય તો જ અર્થ કહે, પણ ચ આદિ અવ્યયોની માફક ઘોતક એટલે શબ્૦ વિના અર્થને કહેનાર નથી, માટે ચાદિ ગણમા જેટલા અવ્યયો છે તેનો શબ્દપ્રયોગ ન હો તો પણ તેમનો અર્થ લઈ શકાય ને ઘા તો ચાદિ ગણમા

છે તેથી વા શબ્દ ન મૂકયો હોય તો પણ તેનો અર્થ કરવામાં કોઈ પણ જાતનો વાધો નથી

પ્રશ્ન ૧૭૮—આગમ એ વાયરલેસ-ટેલીગ્રાફ અને ગુરૂ એ તેના માસ્તર કેવી રીતે ગણાય ?

સમાધાન—જેમ ઇગ્લાડ વગેરેથી આવેલા વાયરલેસ-ટેલીગ્રાફનો સાદેશો માસ્તર આપણને જણાવે છે, ( પહોચાડે છે ) તેવી જ રીતે તીર્થંકરદેવોએ પાઠવેલા શાસ્ત્રરૂપ સદેશ પણ મુનિરૂપ માસ્તરો સભળાવે છે

પ્રશ્ન ૧૭૯—અભવ્ય પાચ પરમેષ્ઠિને માને કે કેમ ?

સમાધાન—અભ વ્યજીવતે-અરિહ ત, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ આ ચાર પરમેષ્ઠિને પ્રત્યક્ષ છે માટે કદાચ માને, પણ સિદ્ધિ (મોક્ષ) પદ પ્રત્યક્ષ નથી, તેથી સિદ્ધપદને તો માને જ નહીં, કોઇપણ છદ્મસ્થ એ સિદ્ધોનો સાક્ષાત્કાર કરી શકતો નથી, માટે અભવ્ય સિદ્ધને માને નહીં, અને સિદ્ધપણુ નહિ માનવાથી જ તેને મોક્ષની ઇચ્છા થાય જ નહીં, ને તેથી જ અભવ્યને વધારેમા વધારે આઠ તત્ત્વોની જ શ્રદ્ધા હોય

પ્રશ્ન ૧૮૦—જૈનમતવાળાની જેમ અન્યમતવાળાઓ વિનયમૂળ ધર્મ માને છે કે નહિ ?

સમાધાન—જેમ જૈનમતવાળા વિનયમૂલ ધર્મ માને છે તેમ અન્યમતવાળા માનતા નથી, પણ તેઓ મૂખ્યતાએ શૌચ (પવિત્રતા ચોખ્ખાઇ) મૂલધર્મ માને છે અન્યમતવાળાઓ

શાચને ધર્મ માને છે, એ અધિકારને અગે શ્રી કલ્પસૂત્રના ગણધરવાદમા જણાવવામા આવ્યુ છે કે જે માણસના શબને વિષ્ઠા સહિત બાળવામા આવે છે તે શિયાળીઓ થાય માટે જ ન્હવરાવીને પવિત્ર કરીએ તો જ મરનારની ગતિ સારી થાય એમ તેઓ માને છે બાહ્યશુચિ હોય કે ન હોય પણ શ્રી જૈનમત પ્રમાણે મરનારની ભાવના ઉપર જ ગતિનો આધાર રહે છે

**પ્રશ્ન ૧૮૧**—તીર્થંકર પદવીમા થના સત્કાર સન્માનની ઈચ્છાપૂર્વક જો કોઈ વીશસ્થાનક આરાધે તો તીર્થંકર થાય કે કેમ?

**સમાધાન**—તીર્થંકર પદવીમા થતા સત્કાર-સન્માનની ઈચ્છાએ વીશ સ્થાનકને આરાધનાર જીવ તીર્થંકર થઇ શકતોજ નથી પૂજાની ઈચ્છાએ વીશસ્થાનકની આરાધનાને શાસ્ત્રકારો નિયાણુ ગણે છે તીર્થંકર તેજ વીશસ્થાનકને આરાધનાર થઇ શકે કે જે સમ્યગ્દર્શનયુક્ત હોય, તીર્થંકર પદવીમા થની દેવપૂજા આદિની ઇચ્છા વગરનો હોય, અને "સવિ જીવ કરૂ શાસન (સયમ) રસી ' એ એકજ ધ્યેય બિન્દુ ધરાવનારો હોય, 'તમામ જીવોને સયમમાર્ગે દોરૂ, મોક્ષમાર્ગ પ્રત્યે પ્રયાણ કરનારને સહાય કરૂ ' એ ભાવના વાળો, એટલે મોક્ષ પ્રત્યેજ જેની સાધ્યદષ્ટિ હોય તેજ આરાધક તીર્થંકર થઇ શકે છે

**પ્રશ્ન ૧૮૨**—ગણધરદેવાએ ગુથલી ( રચેલી ) દ્વાદશાગી અને ચૌદપૂર્વ ઉપર તીર્થંકરમહારાજનો સિક્કો છે એમ શા ઉપરથી માનીએ ?

**સમાધાન**—શ્રી જિનેશ્વરો સર્વઘાતી કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામીને જે વખતે ઉપદેશ આપે છે તે વખતે જે જીવો ગણધર થવાના હોય તે એકદમ ઉજમાળ થઇને

ભગવાન્ પાસે ચારિત્ર લે છે અને તેજ વખતે શ્રી તીર્થંકરો ગણધરોને ત્રિપદી કહે છે, તે પામીને ગણધરનામકર્મના ઉદયથી તેઓને એવી રીતનો અદ્વિતીય ક્ષયોપશમ થાય છે કે જેથી તેઓ અંતર્મુહૂર્તમા બાર અંગ અને ચૌદ પૂર્વોની રચના કરે છે, એ રીતે ચૌદપૂર્વ અને દ્વાદશાંગીની રચના થયા પછી તીર્થંકરો ઉભા થઇ હાથમા વાસક્ષેપની મુઠી ભરીને અનુજ્ઞા કરે છે, અને તે અનુજ્ઞારૂપ ક્રિયાજ તીર્થંકર મહારાજનો સિક્કો છે જો એમ ન હોય અને રચનામા એક અક્ષર, માત્રા કે હ્રસ્વદીર્ઘની પણ ભુલ રહી હોય તો, શ્રી જિનેશ્વરો કેવલજ્ઞાની છે, તેમનાથી કંઇ પણ છાનું રહેતું નથી માટે તેઓ તરત ભૂલ સુધારવાનું કહી દે મતલબ ભૂલ વગરની રચના હોય તોજ અનુજ્ઞારૂપી સિક્કો તેઓ મારે !!!

પ્રશ્ન ૧૮૩—પરમાધામી દેવતાઓ ભવ્ય છે કે અભવ્ય ? અને તેઓ ચ્યવીને કઇ ગતિએ જાય ?

સમાધાન—પરમાધામીઓ ભવ્ય છે તેઓ મરીને અણ્ડગોલિક નામના મનુષ્યો થાય છે ત્યા પરમાધામીના ભવમા કરેલા પાપના ઉદયથી અત્યંત વેદના ભોગવે છે વિશેષ હકીકત જાણવાના જિજ્ઞાસુએ પરમાધામીનો અધિકાર લોકપ્રકાશ આદિ ગ્રંથોથી જાણી લેવો

પ્રશ્ન ૧૮૪—શ્રી મલ્લીકુમારી શ્રી મલ્લીનાથ નામે તીર્થંકર થયા તેમની વૈયાવચ્ચ આદિ સાધુ કરે કે સાધ્વી ? અને સાધુસાધ્વીઓ વંદન કેવી રીતે કરે ?

સમાધાન—શ્રી મલ્લીનાથ મહારાજની સેવા શુ.

સાધ્વીઓ કરે, સાધ્વી નજીકમા રહીને વદન કરે, પણ સાધુઓ તો યોગ્ય અવગ્રહમા ( દૂર ) રહીને જ વદન કરે

**પ્રશ્ન ૧૮૫**—શ્રી મલ્લીનાથ મહારાજની પર્ષદાની બેઠક બધા તીર્થંકરોની માફક હોય કે ફેરફાર ખરો ?

**સમાધાન**—શ્રી મલ્લીનાથજીની પર્ષદાની બેઠક પણ બધા તીર્થંકરોની જેમજ હોય, એમા ફેરફાર હોય નહિ

**પ્રશ્ન ૧૮૬**—પહેલી પોરિસીએ શ્રી તીર્થંકર મહારાજ દેશના આપે અને બીજી પોરિસીએ શ્રી તીર્થંકર મહારાજના પાદપીઠ ઉપર બેસીને ગણધર મહારાજ દેશના દે શ્રી મલ્લીનાથ તીર્થંકર સ્રીવેદે હોવાથી ગણધર મહારાજ પાદપીઠ ઉપર બેસે તો નિષીદ્યા નામની ત્રીજી વાડ ( સ્રી જે આસને બેઠી હોય તે આસને બ્રહ્મચર્ય ધારણ કરનાર પુરૂષ બે ઘડી પછી બેસે અર્થાત્ બે ઘડી પહેલા ન બેસે એ ત્રીજી વાડ ) સચવાય નહિ માટે ગણધર મહારાજ પાદપીઠ ઉપર બેસીને દેશના દે કે કેમ ?

**સમાધાન**—શ્રી તીથકરોનો અને ગણધરોનો તથા પ્રકારનો કલ્પ હોવાથી તીર્થંકરના પાદપીઠ ઉપર બેસીને ગણધર મહારાજ બીજી પોરિસીએ દેશના દે એમા ત્રીજી નિષદ્યા ( આસન ) નામની વાડને બાધ આવતો નથી, એક વાત બીજી વાત એકે–પાદપીઠ (પગસ્થાપન કરવાનો બાજોઠ) એ નિષદ્યા કહેવાય નહિ કારણ કે જ્યા પલાઠી વાળીને બેસે અથવા પૂઠ આદિ નીચેનો ભાગ ભૂમિને અડે ( સ્પર્શે ) તેવી રીતે બેસે તો તે નિષદ્યા ગણાય અને તેવા આસને

ઉપર બ્રહ્મચર્યને ધારણ કરનાર બેસી શકે નહિ, આ અપેક્ષાએ પણ આવી રીતની નિષદ્યાનો અભાવ હોવાથી ત્રીજી વાડને કોઇપણ જાતનો વાધો આવતો નથી, તેમજ ભગવાનને મોહની કર્મ ક્ષય કરેલ હોવાથી શરીરનો કોઈપણ અવયવ કોઇપણ આસનને સ્પર્શે છતા તે આસનપર બ્રહ્મચારી બેસે તો વાધો આવેજ નહિ

પ્રશ્ન ૧૮૭—શૈવ, વૈષ્ણવ, અને જૈન એ શબ્દોનો અર્થ શો ?

સમાધાન—शिवो देवता अस्य इति शैव ॥ विष्णु देवता अस्य इति वैष्णव । તેરીજ રીતે जिनो देवता अस्य इति जैन આવી રીતે શિવ, વિષ્ણુ અને જિન ( તીર્થંકર ) દેવતા ( દેવ ) ને માનનારા જે કોઇપણ હોય તે અનુક્રમે શૈવમતવાળા, વૈષ્ણવમતવાળા અને જૈનમતવાળા કહેવાય છે શૈવાદિક શબ્દો તદ્ધિત પ્રકરણના, દેવતાના અર્થમા આવતા સૂત્રમા સૂચિત અણ્ પ્રત્યયથી બનેલા છે

પ્રશ્ન ૧૮૮—અવિનીતનુ ચારિત્રપાલન એને ફાયદો આપે કે નહિ ?

સમાધાન—જેનામા વિનયરૂપી, ધર્મનો મૂલગુણ આવ્યો ન હોય તે ભલે પછી અહિંસા, સત્ય આદિ પચમહાવ્રતોને પાલતો હોય તો પણ મૂલ વગરના વૃક્ષની જેમ તે નકામુ છે, છતાયે દ્રવ્યક્રિયાથી સસારિક સુખો મળે પણ મોક્ષપ્રાપ્તિ ન થતી હોવાથી તે દ્રષ્ટિએ તેનુ ચરિત્ર નકામુ છે

પ્રશ્ન ૧૮૯—અભવ્ય તો બરાબર વિનય કરે છે છતા એને મોક્ષ કેમ મળતો નથી ?

**સમાધાન**—અભવ્યનો વિનય બહારથી તો એવો દેખાય કે ઉચ્ચ ચારિત્રવાળા ભવ્યોને પણ ચક્કરમા નાખે ! ! ! પણ પોતે અદરમા કોરા ધાકોર હોય છે આ અભવ્યનો વિનય વાસ્તવિક નથી માટે જ તેને મોક્ષ મળતો નથી

પ્રશ્ન ૧૯૦—સાધુના પરિચયના અભાવે આત્મા સમ્યક્ત્વાદિથી ભ્રષ્ટ થાય એમ કહેવાય છે તો ભ્રષ્ટ થયાના કોઈ દાખલા છે ?

**સમાધાન**—નદન નણીઆર પરમ શ્રાવક હતો, સખ્ત ઉ હાળામા પણ ચોવિહાર અઠ્ઠમ કરી તે ત્રણે દિવસ પૌષધ કરતો હતો, આવો શ્રાવક પણ સાધુપરિચયના અભાવે સમ્યક્ત્વથી ભ્રષ્ટ થઈ મિથ્યાત્વ પામી, અને મરીને દેડકા તરીકે અવતર્યો આવી રીતે સાધુપરિચયના અભાવે સમ્યક્ત્વથી ભ્રષ્ટ થયાના કોઈ દાખલા છે માટે ભાગ્યશાળીઓએ પોતાના સમ્યક્ત્વાદિ ગુણો ટકાવવા માટે જ્યા મુનિમહારાજાનુ વ્યાખ્યાન સમાગમ વિગેરે થતો હોય ત્યા જ રહેવુ વ્યાજબી છે

પ્રશ્ન ૧૯૧—કેવી પ્રવૃત્તિને દ્રવ્યચારિત્ર કહેવાય ?

**સમાધાન**—શ્રી જિનેશ્વરમહારાજના કથન મુજબના સાધ્ય મોક્ષપ્રાપ્તિ, કેવલજ્ઞાનની ઉત્પત્તિ, આત્મકલ્યાણ વગર જે પ્રવૃત્તિ થાય તે દ્રવ્યચારિત્ર કહેવાય

**પ્રશ્ન ૧૯૨**—અશુદ્ધિવાળી ક્રિયા દ્રવ્યક્રિયા કહેવાય કે નહિ ?

**સમાધાન**—સૂત્રકાર ભગવાન્ શ્રી હરિભદ્રસૂરિજીએ કરેલી ધર્મસંગ્રહણીની ટીકામા શ્રી મલયગિરીજી મહારાજ લખે છે કે બુદ્ધિની ઓછાશથી, સમજણની ખામીથી, તેવા પ્રકારના સયોગની અનુકૂળતા આદિકના અભાવે થતી અશુદ્ધિવાળી ક્રિયા દ્રવ્યક્રિયા કહેવાય નહીં પણ ક્રિયા કરનાર જો શુદ્ધિ તરફ બેદરકાર હોય, શુદ્ધ ક્રિયા કરનાર પ્રત્યે અરૂચિભાવને ધારણ કરનારો હોય તો તેની અશુદ્ધ ક્રિયા તે દ્રવ્યધર્મરૂપ હોઈ દ્રવ્યક્રિયા કહી શકાય

**પ્રશ્ન ૧૯૩**—આ પચમકાલમા ક્ષાયિક સમક્તિ પામી શકાય કે કેમ ?

**સમાધાન**—ક્ષાયિક સમ્યક્ત્વ સર્વજ્ઞદેવોના સમયમા જ થતુ હોવાથી આ કાલમા પામી શકાય જ નહિ

**પ્રશ્ન ૧૯૪**—રાઈતુ કરવામા દહીંને કેટલુ ગરમ (હાથ દાઝે તેટલુ કે ફાટી જાય તેટલુ ?) કરવુ કે જેથી કઠોળ મળવાથી દ્વિદલ ન થાય ?

**સમાધાન**—શીતપણુ સ્પષ્ટ ન રહે અર્થાત્ ઉષ્ણ સ્પર્શવાળુ થાય

**પ્રશ્ન ૧૯૫**—ઉપધાનના પોસહ પડિલેહણ આદિના આદેશો આપ્યા પછી અનુષ્ઠાનની ક્રિયા જ્યારે શરૂ કરીએ

ત્યારે ઇરિયાવહીયાની જરૂર ખરી કે પ્રથમની ઇરિયાવહીથી ચાલે ?

**સમાધાન**—ક્રિયાભેદની અપેક્ષાએ જરૂર ખરી સાધુઓ પડિલેહણ આદિ કરીને પવેયણા માટે ઇરિયાવહી કરે છે

**પ્રશ્ન ૧૯૬**—મુઠ્ઠીસહીઅ પચ્ચખ્ખાણ પારવામા 'ફાસિય પાલિય' વિગેરે આદેશો બોલીને મુઠ્ઠસી પચ્ચખ્ખાણ પારવુ કે માત્ર નવકારથી ચાલે ?

**સમાધાન**—આદેશો બોલીને પરાય તો સારૂ, નવકારથી પણ ચાલે

**પ્રશ્ન ૧૯૭**—મુઠ્ઠસી પચ્ચખ્ખાણ પાર્યા પછી પૌષધવાળો જ્યારે જ્યારે પાણી વાપરે ત્યારે ત્યારે નવકારની જરૂર ખરી કે કેમ ?

**સમાધાન**—સ્મરણ માટે ભલે નવકાર ગણે, છુટો હોવાથી પચ્ચક્ખાણને પારવા માટે કે તેને અંગે જરૂર નથી

**પ્રશ્ન ૧૯૮**—નલિની ગુલ્મ વિમાન કયા દેવલોકમા આવ્યુ ? ને ત્યા સાધુપણાથી જ જવાય એમ કેમ ?

**સમાધાન**—પ્રાયે જેન પ્રશ્નના કથન પ્રમાણે સૌધર્મ દેવલોકમા નલિનીગુલ્મ વિમાન છે આર્યસુહસ્તિસૂરિજીએ અવન્તીસુકુમાલને નલિનીગુમમા જવા માટે સાધુપણુ કારણ તરીકે જણાવ્યુ, તેનુ કારણ એમ સમજાય છે કે બારે દેવલોકે સમકિતી તે દેશવિરતિવાળા જઇ શકે છે છતા અવન્તી-

સુકુમાલનુ જીવન તે વખતે એક દિવસનુ બાકી હતુ, ને તેટલા કાલમા તે સ્થિતિ મેળવવા માટે वराद्दिवसपि० अवस्सं वेमाणिओ होइ એ ઉપદેશમાલાની ગાથા પ્રમાણે સાધુપણુ જ જરૂરી હોય ને તેથી તેમ કહ્યુ હોય

**પ્રશ્ન ૧૯૯**—સાધુને ખાવામા નિર્જરા છે કે કેમ? जयं चरे जयं चिट्ठे એ ગાથાથી શુ સમજવુ ?

**સમાધાન**—ખાવામા આશ્રવ છે તેરમા ગુણસ્થાનક સુધી આશ્રવ છે પણ ખાતા-સ્વ-પરના વિવેકપૂર્વક કર્મબધથી ડરતો રહે તો નિર્જરા વધે જેમ વેપારીને દુકાન વિગેરેનુ ખર્ચ ચાલુ છે, પણ જોસભેર આવકમા ખર્ચ ખર્ચરૂપે ગણાતુ નથી, અર્થાત આવકરૂપ નિર્જરામા આશ્રવરૂપ ખર્ચ તે ખર્ચ રૂપ નથી, એટલે આશ્રવને નિર્જરા બન્ને થાય ખરા, પણ સયમનિર્વાહ, અલોલુપતા, કર્મભય આદિથી થતી નિર્જરા વધી જાય, દશવૈકાલિકની जयं चरे जयं चिट्ठे એ ગાથા તો કટુ વિપાકરૂપ કર્મબધનના નિરોધ માટે છે

**પ્રશ્ન ૨૦૦**—પાચ સ્થાપનાનુ કારણ શુ ?

**સમાધાન**—પ્રતિક્રમણની ક્રિયામા દેવવદનાદિની વખતે પચપરમેષ્ઠિ ગણાય ને બાકીના ગાઇમે પાચ આચારો અથવા ગણધરો પૈકી પાચમા શ્રી સુધર્મસ્વામિજીની મૂખ્યતા લેવાય

**પ્રશ્ન ૨૦૧**—તીર્થંકર નામકર્મ બાધ્યા પછી તેનો અબાધાકાલ તો અર્તમુહૂર્તનો છે, જ્યારે જિનેશ્વરોને કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેનો ઉદય તો તેરમે ગુણઠાણે,

આવે છે તે કેવી રીતે ? કારણ કે તીર્થંકર નામકર્મ બાંધ્યા પછી વચમા ઘણો કાલ વીની જાય છે ?

**સમાધાન**—બાંધ્યા પછી અંતર્મુહૂર્તે ઉદય થાય, એટલે તે પછી જે જે ભવમા જાય ત્યા ઉત્તમતા વેદે એટલે તે પ્રદેશની મૂખ્યતા અને ગૌણુતા, શ્રી પ્રશ્ન ચિંતામણી આદિ ગ્રથમા જણાવે છે કે અપકાયમા તે જીવ જાય તો ઉત્તમ તીર્થના પાણીમા જાય, તેમજ તેઉમા હોય તો પ્રભુ મંદિરમા દીપકાદિ રૂપે, અને વાઉ આદિમા હોય તો પ્રભુના અંગે સ્પર્શે, અને વનસ્પતિમા જાય તો કલ્પવૃક્ષાદિમા જાય, પણ જગતના ઉદ્ધારની ભાવનાએ બાંધેલ હોવાથી તે તો શક્તિ અને પ્રવૃત્તિ તેરમે ગુણઠાણે છે, ને ત્યાજ ફલ રૂપે પ્રાપ્તિ છે, ત્યા **રસને પ્રદેશ બન્નેની મૂખ્યતા છે**

**પ્રશ્ન ૨૦૨**—અભવી તે અભવ્ય તથા ભવ્યની પ્રરૂપણા કરે કે નહિ ?

**સમાધાન**—તે ભવ્ય, અભવ્ય, મોક્ષ આદિ સર્વ વિષયોની પ્રરૂપણા કરે, પણ તે હૃદયગત માને નહિ શાહુકાર બની બેઠલ ચોર જેમ શાહુકારી ને ચોરીનુ વર્ણન કરે તે પ્રમાણે અભવી પણ સર્વવિષયોની પ્રરૂપણા કરે

**પ્રશ્ન ૨૦૩**—સમ્યક્ત્વ એટલે શુ ?

**સમાધાન**—તત્વાર્થની સદ્દહણા તત્વની શ્રદ્ધા તે સામાન્યે સમ્યક્ત્વ છે પણ **તત્વને સગત અર્થ અને તેના**

રહસ્યમા તદ્રુપ વર્તવાના મનોરથ તે મવરાદિરૂપે સમ્યક્ત્વ સ્વ ( રત્નત્રયી ) ની રૂચિ ને પરની અરૂચી હોવીજ જોઇએ

પ્રશ્ન ૨૦૪—જેણે તીર્થકર નામકર્મ બાધ્યુ અને સયોગવશાત્ વિખરાઇ ગયું તો તે ફરીથી બાધે ?

સમાધાન—હા, બાધે

પ્રશ્ન ૨૦૫—બારે દેવલોક, ભવનપતિ, અને જ્યોતિષમા પ્રતિમાઓના માન સરખા છે કે ન્યૂનાધિક ?

સમાધાન—ત્યા જઘન્યમા સાત હાથ, અને ઉત્કૃષ્ટી પાચનો ધનુષ્ય, પ્રમાણવાળી મૂર્તિઓ હોય છે

પ્રશ્ન ૨૦૬—દીગમ્બરની માન્યતા શી છે! અર્થાત્ મુખ્ય તથા ભેદ શો છે ?

સમાધાન—દીગમ્બરોની મુખ્ય માન્યતા એ છે કે સ્ત્રીને સ્ત્રીલિંગપણામા સિદ્ધિ નથી, કેવલી આહાર કરે નહિ, દેશનાને ધ્વનિ માત્ર માને છે, શાસ્ત્રોમા વર્તમાન તીર્થકર કે ગણધરનુ કાઈ નથી, એમ માને છે ઉપકરણ માનતા નથી, અર્થાત્ ઉપકરણને અધિકરણ માને છે

પ્રશ્ન ૨૦૭—સમ્યક્ત્વ પછી નવકારમંત્ર ગણે તો કેટલા સાગરોપમ તુટે અને સમ્યક્ત્વ વગર ગણે તો કેટલા સાગ રોપમ તુટે ?

સમાધાન—સ્પષ્ટ ઉલ્લેખ શાસ્ત્રોમા નથી

પ્રશ્ન ૨૧૪—એકને નુકશાન થાય, પણ સોને ફાયદો થાય તે કરાય? કે એકને ફાયદો થાય અને સોને નુકશાન થાય તે કરાય?

સમાધાન—બન્ને કરાય વ્યક્તિ પ્રસગાદિ લાભ હાનિ જોઈ વિચારી કરવા લાયક હોય તેમ કરાય એક કોહીનુર છે, અને બીજી તરફ એક લાખ પાઈ છે સખ્યા મ્હોટી જેટલી ન્હાની છે, પરતુ હીરાના ભોગે લાખ પાઈનુ રક્ષણ ન કરાય! પણ રક્ષણ એક હીરાનુ જ કરાય તેવી રીતે એક સ્ત્રી અબ્રહ્મની યાચના કરે ને મારી ઇચ્છા નહીં પૂરી કરો તો હુ જીભ કરડીને મરી જઇશ એમ કહે છતા ત્યા તેની વિષય ઇચ્છાના ભોગે નવ લાખ આદિ જીવોને બચાવાય પણ સોની ઈચ્છાને આધીન થઇ શકાય જ નહીં

પ્રશ્ન ૨૧૫—નવ દીક્ષિત સાધુ સસારી કાર્યવાહી ત નજર કરે, ધ્યાન આપે, તો શી સ્થિતિ થાય? અને સબધમા શાસ્રસમ્મત દષ્ટાત આપશો

સમાધાન—જ્ઞાતાસૂત્રમા જિનરક્ષિત, ને જિનપાલિ બન્ને ભાઇઓનુ દષ્ટાત સુપ્રસિદ્ધ છે બન્ને ભાઇઓ ફ નીકળ્યા, જગલમા આવી પહોચ્યા અને ભૂલા પડ્યા દેવી મળી અને હાવભાવથી ભોળવી બેયને આવાસમા ગઈ ત્યા તેમની સાથે વિષય ક્રીડા કરે છે ત્રણ દિ રહેલા ત્રણ બગીચામા ફરવાની દેવીએ તે બન્નેને છુટ અ છે, ચોથી દિશામા જવાની મનાઇ કરી છે, બન્ને આગળ વ

તે દેવીએ કહ્યું છે કે ' જો એ દિશામા જશો તો મારી નાખીશ ' એવી ધમકી આપી છે કેટલાક વખત પછી તેઓ મનાઇ કરેલા માર્ગે ગયા, ત્યા મનુષ્યોના શબ (મડદા) જોયા, ભય લાગ્યો, આગળ જતા પુણ્યોદયે બચાવનાર યક્ષ મળ્યો, તેણે દેવીનુ ઘાતકી સ્વરૂપ કહ્યુ, બે ભાઈઓએ બચવા માટે વિનતી કરી, તે યક્ષ એમને પીઠ પર બેસાડી લઈ જાય છે સૂચના આપી છે કે દેવી આવશે, પણ તેના સામુ જોશો નહિ, જોશો તો ત્રિશૂલથી મારી નાખશે દેવી આવે છે, લે૰નીતિથી (કાલાવાલા, રૂદન વિગેરેથી) કરગરે છે, જિનરક્ષિત દઢ રહે છે, જિનપાલિત મોહપામી પાછુ જુએ છે, જિનપાલિતનુ મૃત્યુ થાય છે, જિનરક્ષિત સહીસલામત ઈષ્ટ સ્થળે પહોચે છે, તેવી રીતે નવદીક્ષિત સમાઠીઓના કાલાવાલા તરફ નજર કરે અને ધ્યાન આપે તો પરિણામથી ચલિત થઇ જિનપાલિતની માફક ચારિત્રથી ચુકે અને ભાવસ્મરણને શરણ થઈ ચતુર્ગતિરૂપ સસારમા ડૂબે

પ્રશ્ન ૨૧૬—દીક્ષા લેવા આવનાર અનેક રીતે (સર્વથા) તૈયાર હોય છતા સાધુ દીક્ષા ન આપે ને તે સાધુ ઉમેદવારને જેટલા સમય સસારમા રોકાવાનુ કહે તેટલા સમયનુ પાપ લાગે કે નહિ ?

સમાધાન—લાગે છે

પ્રશ્ન ૨૧૭—પોતાની દીક્ષા આપવાની તેવી શક્તિ ન હોય તો ?

**સમાધાન**—આશ્રવનો નિષેધ નહિ કરવા રૂપ અનુમોદન પાપ લાગે છે, શકિત કેળવવી જોઇએ

પ્રશ્ન ૨૧૮—શકિત ન કેળવી હોય અને ન આપે તો?

**સમાધાન**—ન આપનાર અત્યત બળાપો કરે ત્યાસુધી સમ્યક્ત્વ રહે અને બળાપો કરનારને ન દીક્ષા લેનાર તરફની સસારની પાપ પ્રવૃત્તિની અનુમોદના લાગે, પણ જેઓ બળાપા કરતા નથી, કરનારની નિદા કરે છે તેઓ સમ્યક્ત્વથી પણ પતિત થઈ જાય છે

પ્રશ્ન ૨૧૯—યથાશકિત શબ્દ કયા પ્રસગે જોડાય?

**સમાધાન**—નિર્જરાના સાધનમા શકિત વિચારાય, પણ પાચમહાવ્રતને અનુસરતી દીક્ષાના સબધમા શકિતના વિચારની જરૂર ન હોય અર્થાત્ યથાશક્તિ શબ્દનો પ્રયોગ કરાય તે નાથે નહિ

પ્રશ્ન ૨૨૦—વૈરાગ્ય ક્ષાયોપશમિક કે ક્ષાયિક જોઇએ (દીક્ષા લેનારમા!) દીક્ષા લેવા આવનાર પકકો હોવો જોઇએ કે નહિ?

**સમાધાન**—તેરમા ગુણઠાણા વગર બધે વૈરાગ્ય ક્ષાયોપશમિક હોય છે, અને તેથી દીક્ષા લેવા આવનારા કાચાજ હોય, સત્સગથી પરિણામવૃદ્ધિએજ પાકા થાય

પ્રશ્ન ૨૨૧—૧૮ દોષ સિવાય સસારની પૂર્વસ્થિતિ ખરાબ હોય તેવા માટે થોભવાનુ ખરૂ કે નહિ?

**સમાધાન**—ના! જરાયે નહિ!! પડવાના નિશ્ચિત ભયવાળા નંદિષેણ, મરિચી, આર્દ્રકુમાર વિગેરેને ભગવાને પોતે દીક્ષા આપી તો અમારાથી તો દરેક સમયે કોઈને પણ આપી શકાય એમા વાધો શો?

**પ્રશ્નન ૨૨૭**—બાધા શુ કામ કરે?

**સમાધાન**—રાજ્યના સામાન્ય સિપાઇ સિવાય બેલીફ અને સ્ટાપ વગર નિમાત્ય ટેક્ષ વસુલ ન થાય તો પછી અક્ષય ખજાનાની પ્રાપ્તિ માટે નિયમ-બાધા વિગેરેની ખરેખર તૈયારી કેમ ન જોઇએ?

**પ્રશ્ન ૨૨૩**—અન્ય કોમનો જૈનધર્મ અંગીકાર કરે તેને જાતિભેદ તરીકે સાધર્મિક વાત્સલ્યમા ન જમાડાય તે યોગ્ય છે?

**સમાધાન**—ધાર્મિક દૃષ્ટિએ એ યોગ્ય નથી એ મનુષ્ય નવા ધર્મમા જવાથી પોતાની કોમથી હડધુત થાય અને અત્રે પુરતુ આશ્વાસન ન મળે એ અનુચિત છે, તેવી ગોઠવણની ખાસ જરૂર છે, પણ વ્યવહાર થઈ શકે તેવી જાતિ સાથે તે વખતે જાતિમબંધ જોડાય તેમા હરકત નથી

**પ્રશ્ન ૨૨૪**—ઉપદેશ અને આદેશમા ફેર શુ?

**સમાધાન**—સાધુ ઉપદેશ સુધી અધિકારી છે આદેશનો પ્રસંગ થાય ત્યા મન, વચન, કાયાથી કરવા, કરાવવા, અનુમોદવાથી અટકે ન અટકે તો વિરાધનામા ઉતરવુ પડે, 'કરવા લાયક છે' એમ કહેવુ તે ઉપદેશ અને 'કર' એમ કહેવુ તે આદેશ.

**પ્રશ્ન ૨૨૫**— છીંડીથી સમ્યક્ત્વ રહે તો પછી તેવા કાર્યમા દોષ શેનો ?

**સમાધાન**—પ્રતિજ્ઞાભંગ ન થાય દોષ તો લાગે, કારણ કે અન્નત્થણાભોગેણં આગાર રાખેલ હોવાથી તે રીતે પચ્ચખ્ખાણ છે, છતા પચ્ચખ્ખાણવાળો ઉપયોગ વગર વસ્તુ મોમા નાખે તો આલોયણ અપાય છે, તેવી રીતે છીંડીવાળાઓ ઉપયોગ રાખે તો પણ શુદ્ધિની જરૂર

**પ્રશ્ન ૨૨૬**—પચાગી સહિત સૂત્ર માનવા એ શેમા છે?

**સમાધાન**—શ્રી ભગવતીજી સૂત્ર ૨૫મુ શતક ૩ જો ઉદ્દેશ, શ્રીઠાણાગજી, શ્રીઅનુયોગદ્વ, શ્રીપ્રતિમાશતક વગેરેમા પચાગી માનવાનુ સ્પષ્ટ કહેલ છે

**પ્રશ્ન ૨૨૭**—વ્યાકરણ, કાવ્ય અને કોષનુ પઠન કર્યા વગર શાસ્ત્રાના અર્થો કરવાથી શુ મૃષાવાદ દોષ લાગે ?

**સમાધાન**—હા, વ્યાકરણ, કાવ્ય અને કોષ વિગેરે ગ્રથનુ પઠન (અભ્યાસ) ન કર્યું હોય, કથચિત્ કરેલ હોય પણ તેના નિયમો ઉપસ્થિત ન હોય અને શાસ્ત્રના અર્થો અથવા તેની ચર્ચા કરે તો મૃષાવાદ દોષ લાગે સાચો અર્થ પણ જો વ્યાકરણ, કાવ્ય, કોષ પરિભાષા કવિઓની રૂઢીઓ ધ્યાનમા રાખીને કરે તોજ મૃષાવાદથી બચે, માટે મૃષાવાદવિરમણ મહાવ્રતના ખપીએ ઉપરની હકીકત ખાસ ધ્યાનમા લેવા લાયક છે

**પ્રશ્ન ૨૨૮**—સ્વદર્શનીઓ તે પરદર્શનીઓ તરફથી થતા

ઉપદ્રવો સહન કરવાથી ન્યૂનાધિક નિર્જરા થાય છે એ બીના કયા ગ્રથમા છે ?

સમાધાન—શ્રી જ્ઞાતાજીસૂત્રના મૂલમા આરાધક અને વિરાધકની ચોભગી નીચે પ્રમાણે કહી છે, તે ઉપરથી નિર્જરાની ન્યૂનાધિકતા જણાશે

૧ જે સાધુ અથવા સાધ્વી સ્વદર્શની ( જૈનધર્મી ) તરફથી થતા તમામ ઉપસર્ગો સહન કરે અને પરદર્શની ( અન્ય દર્શનવાલા માત્ર)ના ઉપદ્રવો સહન ન કરે તે વધુ આરાધક અને અશે વિરાધક થાય

૨ જે સાધુ અથવા સાધ્વી સ્વદર્શનીથી થતા ઉપદ્રવો સહન કરે નહિ અને પરદર્શની તરફથી થતા સમગ્ર ઉપદ્રવો સહન કરે તે ઘણેભાગે વિરાધક અને અશે આરાધક થાય

૩ સ્વદર્શની તથા પરદર્શની બન્ને તરફથી થતા ઉપદ્રવોને જે સાધુ સાધ્વી સહન કરે તે સર્વ આરાધક થાય, અશે પણ વિરાધક થતા નથી

૪ જે સાધુ સાધ્વી એક પણ દર્શનિના-(સ્વ-પર) તરફથી થતા ઉપદ્રવોને સહન કરે નહિ તે સર્વથા વિરાધક થાય

ઉપર કહેલી ચોભગી બરાબર વિચારીને આરાધક થવાની ઇચ્છાવાલાએ સહનશીલતા કેળવવામા ઉજમાલ થવુ

પ્રશ્ન ૨૨૯—દેવતાઓ ચ્યવીને તેઉકાય અને

જાય નહિ, અને વનસ્પતિકાય,-અપકાય (પાણી), તથા પૃથ્વી કાયમા જાય એનુ કારણ શુ ?

**સમાધાન**—વાયુકાય અને તેઉકાય એ બેની ઉપર દેવતાઓને આસક્તિ થવાનો સભવજ નથી, કારણ કે એ બે વસ્તુઓ તિહા સુખના વ્યવહારમા છે નહિ માટે એ બેમા જાય નહિ પણ ઉત્પલાદિમા, વાવડીઓના પાણીમા, અને રત્ન આભૂષણાદિ પૃથ્વીકાયમા, ચ્યવતી વખતે મમતા રહે તો ચ્યવીને ત્યા જાય એમા જવાનુ કારણ મુખ્યતાએ મમતા છે

**પ્રશ્ન ૨૩૦**—ક્ષાયિક સમકિતી શ્રીકૃષ્ણવાસુદેવ કેટલે ભવે મોક્ષે જવાના ?

**સમાધાન**—કૃષ્ણ ક્ષાયિકસમકિતી હતા પણ તેમના ભવ શ્રી વાસુદેવહિંડી નામના ગ્રથમા પાચ કહેલા છે અને શ્રી હેમ ચદ્રમહારાજે કરેલા શ્રીનેમિચરિત્રમા ત્રણ ભવ કહ્યા છે તેથી એમા ખરૂ **તત્ત્વ કેવલીગમ્ય** છે શ્રી વીરવિજયજી પ્રશ્નોત્તરમા તેને મળક્ષય ક્ષાયિકસમ્યક્ત્વ કહે છે અને શુદ્ધ ક્ષાયિક નહોતુ એમ કહે છે ત્રણ ભવનો નિયમ શુદ્ધક્ષાયિક સમ્યક્ત્વવાળાને માને છે,

**પ્રશ્ન ૨૩૧**—દેવતાઓ ચ્યવીને કઈ ગતિઓમા જાય ?

**સમાધાન**—દેવતાઓ ચ્યવીને મનુષ્ય અને તિર્યંચ એ બે ગતિમા જ જાય

**પ્રશ્ન ૨૩૨**—દેવલોકમા ઘોડા, હાથી, પાડા આદિક તિર્યંચો ખરા કે નહિ ?

**સમાધાન**—ન હોય, દેવલોકમા ઘોડા, હાથી વિગેરે તિર્યંચોનુ શાસ્ત્રોમા જે વર્ણન આવે છે ત્યા સમજવાનુ કે દેવતાઓ કાર્ય પ્રસંગે તેવા રૂપ બનાવે છે, પણ તિર્છા લોકની માફક દેવલોકમા સ્વાભાવિક તિર્યંચ પચેન્દ્રિયો હોયજ નહિ

**પ્રશ્ન ૨૩૩**—'જ્ઞાની શ્વાસોશ્વાસમા, કરે કર્મનો ખેહ' એ પદમા જ્ઞાની કયો લેવો ?

**સમાધાન**—એકલા પઠન માત્ર રૂપ જ્ઞાનથીજ (જ્ઞાન માનવીજ) જ્ઞાની કર્મનો નાશ કરી લે એમ સમજશો જ નહિ કારણકે ધર્મશાસ્ત્રકારો તો જ્ઞાની તો તે જ કહે છે કે જે–

ज्ञानी क्रियापर, शान्तो, भावितात्मा जितेन्द्रिय ।
स्वयं तीर्णो भवाम्भोधे, परास्तारयितु क्षम ॥ १ ॥

ક્રિયામા તત્પર, શાન્ત, ઉત્તમ ભાવનાઓથી જેણે આત્માને વાસિત બનાવ્યો હોય, તથા જીતેન્દ્રિય (ઇંદ્રિયોને જીતનાર) તેજ જ્ઞાની કહેવાય છે ને તે પોતે સંસાર સમુદ્રથી તરેલ છે અને અન્ય ભવ્યાત્માઓને તારવા સમર્થ છે એને સ્વરૂપ દર્શક માનીએ તો "तत् ज्ञानमेव न भवति" અથવા સત્ય શ્રદ્ધાવાળો ચારિત્રની તીવ્ર અભિરૂચિવાળો' કથંચિત્ ક્રિયાને નહિ પામેલા છતા અરિસા ભુવનમા રહેલા ભરતમહારાજા જેવો, જ્ઞાની તે જગો પગ લઇ શકાય પણ ક્રિયાની જરૂર નથી, અથવા ક્રિયા કરનાર નકામો છે, તેમજ થઈ શકે તેવી ક્રિયા પ્રત્યે દુર્લક્ષ્યવાળા છે, જે તે તો પાઠવ્યસની કહેવાય. અને કર્મની નિર્જરા કરાવવાવાળા તે જ્ઞાની કહેવાય નહીં.

પ્રશ્ન ૨૩૪—દીક્ષાને અક્ષમ એવા વૃદ્ધો માટે જેમ કેટલાક ૭૦ વર્ષ પછીની ઉમર કહે છે અને કટલાકો ૬૦ વર્ષથી પછીની ઉમર કહે છે એમ બે મત છે અને તે ખડિત કરેલા નથી તેમ બાલનામના દોષમા જન્મથી આઠ વર્ષની અદર જ બાલકદોષ કે તેમા પણ કોઇ અખડિત મતાન્તર છે ?

સમાધાન—જેમ વૃદ્ધાવસ્થા માટે ૬૦ અને ૭૦ વર્ષ પછી વૃદ્ધ ગણનાના અખડિત બે મત છે તેની રીતે બાલકદોષમા પણ અખડિત એવા ત્રણ મતો છે એકમતથી જન્મથી આઠ વર્ષ પૂરા ન થયા હોય તેને બાલક કહે છે બીજામતથી જન્મથી આઠમુ બેસે નહિ એટલે જન્મથી સાત પૂરા ન થાય, ત્યા સુધી બાલદોષ માને છે તેમજ ત્રીજામતથી ગર્ભમા આવ્યો ત્યારથી સાત વર્ષ પૂરા થઈ આઠમુ બેસે નહિ એટલે જન્મથી સવા છ વર્ષ થાય નહિ ત્યા સુધી બાલદોષ માને છે આ ત્રણે મતો શ્રીનિશીથ ચૂર્ણિમા અખડિતપણે જણાવેલ છે શ્રી નિશીથભાષ્ય અને પચકલ્પભાષ્યમા પણ अट्ठमादिदिवूख पडिवत्ती' એમ ત્રણે મતો સૂચનનાર પાઠ છે પ્રવચનસારોદ્ધાર વૃત્તિ, પ્રવચનસારોદ્ધાર ટીપ્પન અને ધર્મસગ્રહ વિગેરેમા જન્માષ્ટ અને ગર્ભાષ્ટમ એ બે પક્ષ લીધા છે

પ્રશ્ન ૨૩૫—ભગવાન મહાવીર મહારાજાના શાસનમા કોઇપણ આચાર્યે ચોમાસામા કોઇને દીક્ષા આપી છે ?

**સમાધાન**—હા, શાસન પ્રભાવક યુગપ્રધાન શ્રી કાલિકા ચાર્ય મહારાજે બલભાનુને ચોમાસામા દીક્ષા આપી છે

(आचारप्रकल्प)

પ્રશ્ન ૩૩૬—આજના દુનીયાને યુક્તિ પુરસ્સર ચાલુ દૃષ્ટાન્તથી વૈરાગ્યનુ ફલદાયકપણુ શા માટે સમજાવાય છે ?

સમાધાન—જુના અપ્રસિદ્ધ દૃષ્ટાન્તો કરતા વર્તમાન પ્રસિદ્ધ દૃષ્ટાન્તો અસરકારક નીવડે છે, માટે ચાલુ દૃષ્ટાન્તોથી વૈરાગ્યનુ ફલ ને સ્વરૂપ સમજવામા ફાયદો છે જેમ કહેવાય કે હાલની સ્વદેશી ચળવળનુ જરા અવલોકન કરો ! પરદેશી ચીજનો બોયકોટ શા માટે છે એ વિચારો કરો ? આનુ ઉંડુ રહસ્ય સમજશો તો માલમ પડશે કે પરદેશી માલ દેખીતો સારો, આખને આનંદજનક, મનને મોહક અને દરેક ઇંદ્રિયને પ્રિયકર હોવા છતા પણ પરિણામે બંધનની બેડી રૂપ તથા દેશને દારિદ્રરૂપી દાવાનળમા હોમી દેનાર હોવાથી તેનો દેશ ત્યાગ કરે છે, તેવી રીતે વિષય, કષાય દેખીતા આનંદજનક લાગે પણ પરિણામે ગાઢ બંધનરૂપ છે અને તેમા દુઃખદ આત્મા અનાદિકાળથી તેનો ગુલામ બનેલો છે, જો એ વસ્તુ સ્થિતિ સમજાય તો વિષયાદિ પરિણામે દારૂણુ હોવાથી ત્યાજ્ય લાગે અને મોક્ષ (સ્વસ્થાન) તરફ આત્મા સ્હેજે આકર્ષાય દારૂણુ પરિણામ દાયક પદાર્થો તરફ વૈરાગ્ય હોવો જોઇએ ! તે થાય એમા આશ્ચર્ય શુ ?

પ્રશ્ન ૩૩૭—આજના જમાનામા "જૈન સમાચાર" આદિ વર્તમાન પત્રો વાચવાથી સાધુઓને શો લાભ ?

સામગ્રી તેલ ન નીપજાવે તો પણ તે જ સામગ્રી તલને મળે તો તલ ન નીપજાવે તેમ નહિ અર્થાત્ ભવ્યજીવન તેવા ચારિત્રમા દ્રવ્યશબ્દ કારણને કહેનાર ગણાય અને અભવ્યમા તે દ્રવ્યશબ્દ માત્ર અપ્રધાન અર્થવાળો ગણાય

પ્રશ્ન ૨૪૧—અભવીના ધ્યેય જેવુ ધ્યેય રાખી ચારિત્ર પાળે તે ભવિને દ્રવ્યચારિત્ર ( ભાવનુ કારણ થનાર ) ગણાય કે જેમા કર્મક્ષયનો મુદ્દો આવે તેજ દ્રવ્ય ચારિત્ર ગણાય ?

સમાધાન—મોક્ષના મુદ્દાવાળુ તો ભાવચારિત્ર કહેવાય, પણ પૌદ્ગલિક ઈચ્છાદિના ધ્યેયવાળુ તે દ્રવ્યચારિત્ર અને તેવુ ચારિત્ર પણ ભવ્યને ભાવચારિત્ર લાવી આપનાર થાય

પ્રશ્ન ૨૪૨—શુ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ તથા ધર્મ કથાનુયોગ, એ ત્રણ અનુયોગો ચરણકરણાનુયોગ માટે છે ?

સમાધાન—હા, આ કથન આચારાગના પ્રથમ ભાગમા છે, અને એ ગાથાઓઘ નિર્યુક્તિમા પણ છે વાસ્તવિક રીતિએ એ બીના માનવામા બીજો કઈ વિરોધ નથી

પ્રશ્ન ૨૪૩—દ્રવ્યાનુયોગ માટે કયા ગ્રથો વાચવા જોઈએ ? રીતસરનો અભ્યાસ કરનાર કયા ક્રમે તેના ગ્રથોનો અભ્યાસ કરવો જોઈએ ?

સમાધાન—જીવને કર્મો આદિની અપેક્ષાએ કર્મગ્રથ, કર્મપ્રકૃતિ, પચસગ્રહને પદાર્થ સિદ્ધિની અપેક્ષાએ રત્નાકરાવતારિકા, અનેકાતજય પતાકા, સમતિતર્ક વિગેરે

પ્રશ્ન ૨૪૪—ખરતર ગચ્છની માન્યતામા કયો મતભેદ છે કે જેથી તેમની તપાગચ્છવાળા ને બીજા ગચ્છવાળા તેમની સાથે ભિન્નતા ગણે છે ?

સમાધાન—ગર્ભાપહારને કલ્યાણક માનવુ, માસકલ્પનો વિચ્છેદ માનવો, શ્રાવક પ્રતિમાનો વિચ્છેદ માનવો પર્વાદિ પચ્ચક્ખાણનો અભાવ માનવો, શ્રાવિકા પ્રભુની અગ પૂજા ન કરે, આદિ ઘણી મા યતાઓ જુદી છે ને તેથી ભિન્નતા છે

પ્રશ્ન ૨૪૫—જૈન દર્શનની શૈલી મુજબ તે દ્રવ્યાનુ યોગને અનુસારે ષડ્દ્રવ્યાદિ બરાબર માને તો તો સમ્યગ્દષ્ટિ કહી શકાય કે નહિ ? આચરણાની ભિન્નતા તો ગચ્છે ગચ્છે દૃષ્ટિગોચર થાય છે ?

સમાધાન—એક અક્ષર કે પદ પણ ( સિદ્ધાન્તાનુસાર ) ન માનવુ તે મિથ્યાત્વ ગણાય માન્યતા અને આચરણા સાથે અત્રે સબધ નથી

પ્રશ્ન ૨૪૬—ગચ્છો તો ઘણા સભલાય છે કયા આરાધક? કયા વિરાધક ?

સમાધાન—આજ્ઞા સાપેક્ષ આચાર ને સત્યપ્રરૂપણા હોય ત્યા આરાધકપણુ

પ્રશ્ન ૨૪૭—શ્રી વીર પ્રભુ તો પરણેલા છે, છતા એમના માટે કુમારાવસ્થા કેમ જણાવી છે ?

સમાધાન—રાજ્ય પામ્યા સિવાયની અવસ્થાને રાજ્યરહિત કુમારાવસ્થા (પ્રથમવય) કહેવાય છે અર્થાત્ જે વિવાહિત

તીર્થંકરોમા કુમાર અવસ્થા વર્ણવેની છે તે આ પ્રમાણે માની શકાય છે

**પ્રશ્ન ૨૪૮**—દ્રવ્યાનુયોગ એ સમ્યગ્દર્શનની પ્રાપ્તિનુ સચોટ સાધન કયા કારણે ?

**સમાધાન**—જીવજીવાદિ તત્વોની યથાસ્થિતિ શ્રદ્ધાએ અનુયોગદ્વારા થતા જ્ઞાનથી થાય છે, માટે દ્રવ્યાનુયોગના જ્ઞાનને સમ્યગ્દર્શનનુ સચોટ સાધન માની શકાય

**પ્રશ્ન ૨૪૯**—દ્રવ્યગુણપર્યાય નામના રાસના રચનાર કોણ ?

**સમાધાન**—ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજજી

**પ્રશ્ન ૨૫૦**—રજા વગરની દીક્ષા સાધુ આપે તો મોટી ઉમરના માટે નિષ્ફેટિકા દોષ નથી, પણ તેને સમાગ છોડવામા પડતી મુશ્કેલીઓમા સાધુ આદેશાદિ આપી બધી પચાતોમા પડે તો તેમા દોષ લાગે કે નહિ ?

**સમાધાન**—દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, સુચ્છિ ને અને સુહડે એ બે પદોની વ્યાખ્યાથી તથા મૃષાવાદનો કલ્પ જોવાથી પણ જણાશે કે પચાત વગર ન બને, તેવી દીક્ષાના પ્રસગે સાધુને અલિપ્તપણે તેમા પ્રવર્તવુ પડે તો કલ્પાચરણ ગણાય પણ દોષ ન ગણાય

- **પ્રશ્ન ૨૫૧**—દેરાસર જેવી બાબતોમા પણ માત્ર ઉપદેશ અપાય કે આદેશ અપાય ખરો ?

સમાધાન—કારણુસર તેમા પણ કરવુ કરાવવુ પડે છે અને અનુમોદવુ તો હમેશા છે પણ વગર કારણે તો મુખ્ય માર્ગ કરવાનો હોય ને તે મુખ્ય માર્ગ તો ઉપદેશમા જ છે

પ્રશ્ન ૨૫૨—સ્વદયા સિવાય પરદયા કરવાની જૈનદર્શનમા મનાય છે તો બીજાને છકાયના કુટામાથી છોડવવાના બ્હાને પોતાના વ્રતમા ખામી લાગે તો સ્વદયા ચૂકાય કે નહિ ?

સમાધાન—ચારિત્રમા મદદગાર થનાર સ્વદયાથી ચુકે નહિ, અપવાદરૂપ દીક્ષાથી પણ કાઇ પોતાના વ્રતમા ખામી લાગતી નથી, કર્મ બધનથી નિરપેક્ષપણું હોય ત્યા સ્વદયાનો લોપ થાય છે

પ્રશ્ન ૨૫૩—સાધુ તો શાસ્ત્રની આજ્ઞા મુજબ માત્ર ઉપદેશને જ વળગી રહેને ?

સમાધાન—સમજુ શ્રાવકો હોય ત્યા એમ જ બને અણુસમજુ શ્રાવકોને માર્ગે લાવવા માટે પણ અનેક વિધાનો છે

પ્રશ્ન ૨૫૪—દેરાસર જીર્ણોદ્ધાર, ઉપધાન સર્વવિરતિ આદિ માટે આદેશની પ્રવૃત્તિમા પડનાર સાધુને બધ થોડો અને નિર્જરા વધારે કે કેમ ?

સમાધાન—કથચિત્ પ્રમાદ આદિથી દોષ લાગે તો દોષ માનનો થોડો બધ અને ઘણી નિર્જરા એ પક્ષ જ તત્ત્વથી નકામો છે નહિ તો નદી ઉતરવાની આજ્ઞા કરનારનુ શુ?

થાય ? હિ સાથી સકષાયીને થયેલુ કર્મ તત્કાલ પણ શુભ ભાવનાથી નિર્જરિત થાય છે

પ્રશ્ન ૨૫૫—નલિનીગુ મ વિમાન કયા દેવલોકમા છે ?

સમાધાન—પ્રાય સૌધર્મ દેવલોકમા છે, સેન પ્રશ્નમા જોવાથી માલુમ પડશે

પ્રશ્ન ૨૫૬—વિહારમા પાણી તથા વનસ્પતિવાળા બે માર્ગ આવે તેમા સાધુ કયા માર્ગે ન જાય ?

સમાધાન—વનસ્પતિ કરતા પાણીમા વધારે વિરાધના છે, એમ ધારી પાણીવાળે માર્ગે ન જાય

પ્રશ્ન ૨૫૭—તત્વાર્થસૂત્ર અધ્યયન બીજાના ચૌદમા સૂત્રમા તેઉકાય તથા વાયુકાયને સ્થાવર ન ગણુતા ત્રસ કેમ ગણ્યા ?

સમાધાન—તેઉ ને વાયુ એ બે ચાલવા રૂપ ગતિની અપેક્ષાએ ગતિત્રસ કહેવાય અને શક્તિરૂપ લબ્ધિની અપેક્ષાએ લબ્ધિત્રસ પણ ગણાય તેથી શ્રી આચારાગવૃત્તિ ને તત્ત્વાર્થમા વિરોધ ન આવે

પ્રશ્ન ૨૫૮—શુ મિથ્યાદૃષ્ટિ નારકીઓ કરતા સમ્યગ્દૃષ્ટિ નારકીઓને વધુ વેદના હોઈ શકે ?

સમાધાન—હા, શ્રી ભગવતીજી સૂત્રના પ્રથમ શતકના બીજા ઉદ્દેશામા "તત્થ ण जे ते सन्निभूया ते ण महावेअणा, तत्थ ण जे ते असन्निभूया ते ण अप्पवेअणतरागा"

નરકમા જે નારકીઓ સમ્યગ્દર્શનવાળા છે, તેઓ વસ્તુ-સ્વરૂપની સાચી સમજણથી ગયો ભવ હારી ગયા ! તેના પશ્ચાતાપવાળા હોઇ મહાવેદનાવાળા છે અને જેઓ સમ્યગ દર્શન રહિત મિથ્યાત્વી છે, તેઓ તો અણુમમજવાળા હોવાથી માત્ર કાયિક અ ૫ વેદનાવાળા છે

**પ્રશ્ન ૨૫૯**—દેશ ભુખે કેમ મરે છે ?

**સમાધાન**—એમા એમ કહેવાય કે ધર્મની અપેક્ષાએ પૂછો છો કે દેશની અપેક્ષાએ ? દેશની અપેક્ષાએ પૂછાતુ હોય તો આળસથી ભૂખે મરે છે, કારણકે ઉદ્યમનો અભાવ છે, ધર્મની અપેક્ષાએ તપાદિ ધર્મમા તેની ગણત્રી છે, પણ ખાવાની ઇચ્છા છતા ભૂખે મરવાનુ તો પાપના ઉદયથી છે

**પ્રશ્ન ૨૬૦**—ઉદ્યમ કરવા છતા ધારવા પ્રમાણે ઉદ્યોગ કયા મળે છે ?

**સમાધાન**—કેટલાકો કહે છે કે ઉદ્યોગની ખામી નથી, પણ ઉદ્યમની ખાત્રી છે જરા ગણિતનો અભ્યાસ કરો ! પ્રથમના કાલમા મજુરને રોજ રૂ ---મળતી ત્યારે આજના મજુરોને રોજ રૂ ---મળે છે ખામી શાની છે ?

**પ્રશ્ન ૨૬૧**—જૈનોમા ચોવીસ તીર્થંકર, વૈષ્ણવાદિમા ચોવીસ અવતાર, બૌદ્ધમા ચોવીસ બોધિસત્વો આનો હેતુ શો ?

**સમાધાન**—ઉત્સર્પિણી કે અવસર્પિણીમા શ્રી જીનેશ્વર મહારાજ જેવા ત્રણ લોકના નાથને જ મવા લાયકનો સાતગ્રહ

ઉંચાવાળો સમય ચોવીસજ વખત હોય ને તેથી જ દરેક ઉત્સર્પિણીમા ચોવીસ ચોવીસજ તીર્થંકર થાય જૈનોને ચોવીસ તીર્થંકરોને માનતા દેખીને બીજાઓએ તેનુ અનુકરણ કર્યું હોય તે સભવે છે કારણકે તેઓએ તેવાઓના જન્મમા તેવા ગ્રહોની ઉચ્ચતા વિગેરે કારણો માન્યા નથી; વળી વૈષ્ણવાદિ ઓએ (શ્રી ઋષભદેવ) જીનેશ્વરને અવતાર માન્યા છે, માટે પણ તેઓની તે માન્યતા જૈનોને અનુસરીને છે ખરી રીતે તો અનુયોગના મુદ્દા પ્રમાણે શ્રીકૃષ્ણજી વિગેરે ઐતિહાસિક પુરુષો હતા ને પાછળથી અવતારી પુરૂષ તરીકે મનાયા છે એમ હોવાથી તો પછી ચોવીસ અવતારોની કલ્પના કેવલ અનુકરણવાળી જ છે એમ માનવુ પડે, ને બૌદ્ધો તો શ્રી પાર્શ્વનાથજીના તીર્થમાથી જુદા પડ્યા છે તેથી ચોવીસી માને તેમા શી નવાઇ!

પ્રશ્ન ૬૮૨—સૌ કોઈ પોતાના મતમા જ સત્યધર્મ જણાવે છે, તો સત્યધર્મ કયા માનવો ?

સમાધાન—દુનીયામા કિંમતી ચીજની જ નકલો થાય છે, સુવર્ણના સ્થળે પીંચગોલ્ડાદિ થયા, પણ પિત્તળની નકલ થઇ ? જવાબમા ના કહેવી પડશે ઇમીટેશન પત્થરને ખરો હીરો મનાવવા પ્રયત્નો થયો, પણ પત્થરની નકલનો પ્રયત્ન કોઇ કરશે નહિ સાચા હીરાની કિંમત તો સાચા ઝવેરીઓજ કરશે અને તેમની કદર પણ ઝવેરી બજારમાજ થશે, રખડ તાઓ કાઇ સાચા માલ કે સાચા માલધણીને પીછાણી શકશે નહિ માટે ધર્મ પાળવા માટે શુદ્ધ પુરુષને સયમ ધર ગુરૂની સેવના કરો!

પ્રશ્ન ૨૬૩—ધર્મ પર સામાન્ય આક્ષેપ થતા જ બખાળા શા માટે ? ત્યાંયે ધીરજ કેમ નહિ ?

સમાધાન—ધીરજ ધીરજના સ્થાને હોય પાર્ગના પદાર્થમા, રૂપીઆના માલમા, હજારના હવેલી બગલામા, ક્રોડોની કીર્તિના નાશ પ્રસગમા, અને કુટુબ, ભાઈ, ભાડુ, માબાપ અને શરીર પરત્વે, લાભ પ્રત્યે, પ્રેમાળ રહેનારા તેના નાશનાપ્રસગમા ધીરજ રાખનારા જવલ્લે જ મળશે, આવા નાશવત પદાર્થોને અગે પણ જો ધીરજ ન રાખી શકાય તો અવિનશ્વર એવા ધર્મ પર આક્ષેપ થાય ત્યારે ધીરજ રાખવા કહેવુ યોગ્ય છે ? ધર્મને ધર્મસ્વરૂપમા અને અધર્મીપર આક્રમણ વગર અધર્મને અધર્મ સ્વરૂપમા, પ્રકાશ કરવો તે વસ્તુત આક્ષેપ જ નથી

પ્રશ્ન ૨૬૪—યથા પ્રવૃત્તિનો વાસ્તવિક અર્થ શો ? ને તેવી પ્રવૃતિવાળા કે અજ્ઞાન જીવોનુ મિથ્યાત્વ શી રીતે વૃદ્ધિ પામ્યા કરે છે ?

સમાધાન—અનાભોગ આચાર, અનેક ઉપયોગ પ્રવર્તન, શૂન્ય પ્રવૃત્તિવાળી વસ્તુત **શાસ્ત્રવિહિન ધ્યેય વગરની, કર્મક્ષયનાળી પ્રવૃત્તિ તે જ યથા પ્રવૃત્તિ** અસખ્યાત પ્રદેશી આત્માને સ્વપ્નમા પણ રમોળી ગડગુમડને પોષવાની લગીરે ઇચ્છા નથી તેને પોષવા સબધી વચન પણ ઉચ્ચારતો નથી અને તેના પોષણ માટે કાઈ પોતાની કાયાની પ્રવૃત્તિ નથી, છતા જેમ શરીરની તુષ્ટી, પુષ્ટી માટે લેવાના ખોરાકથી બનતા રસમાથી રસોળીનુ પોષણ થયા કરે છે, તેમ મિથ્યાત્વ

સમાધાન—ના, કારણ કે અનુમોદનાનો અંશથી થતો આશ્રવ એ પણ નાનો સૂનો નથી રાસભની તુલના ગજરાજ સાથે ન જ કરાય, તેવા મહિને મહિને દશ લાખ ગાયોનુ દાન દેનાર હોય તેનાથી પણ સાધુનુ સયમ શ્રેષ્ઠ છે (ઉ અ ૯ પા ૩૦૬ થી ૩૧૪ ગા ૪૦

પ્રશ્ન ૨૭૨—સર્વવિરતિમાર્ગ અને તેની મુખ્યતાવાળા જૈનદર્શનને નિર્ગ્રંથ પ્રવચન તરીકે કયા સૂત્રમા ગણાવ્યા છે?

સમાધાન—શ્રમણસૂત્ર તથા સૂત્રકૃતાગ સૂત્રના બીજા સધના ક્રિયાસ્થાન અધ્યયનમા તેનો ઉલ્લેખ છે इणमेव निग्गंथे पावयणे इत्यादि શ્રી ઉપાશકદશાગમા આનદ શ્રાવકના અધિકારમા પણ તે જ કહ્યુ છે

પ્રશ્ન ૨૭૩—વિરતિ વિગેરેથી ત્યાગ કરીને ફેર પુત્ર, પિતા, બધુ સ્ત્રી પ્રત્યે પ્રેમથી, અને ધન વિગેરે તરફ લલચાઈને, તે નાશવત પદાર્થો લેવા જાય તેને વાતાશી તરીકે દાષિત કહ્યા છે તે કથન કયા શાસ્ત્રમા છે?

સમાધાન—સ્ત્રી ધનાદિ તજીને તેને ફેર લેવા જનારાને તો વધેલુ ખાવાને તૈયાર થનારા કુતરા જેવા શાસ્ત્રકારોએ કથન કહેલા છે ઉતગધ્યયન અ ૧૦, પા ૩૩૯, ગા ૩૦

પ્રશ્ન ૨૭૪—નરકની વેદનાઓ ભય માટે દર્શાવાય છે કે શાસ્ત્રમા તેનુ વાસ્તવિક કથન છે?

સમાધાન—નરકની અસહ્ય વેદનાઓને બતાવાય તેવા દુખદ પ્રસગો સસારમા જડતા નથી જેથી અત્યત ભયાનક

બનાવો દર્શાવીને બતાવાય છે ને તેથી તે સ્થાને છે જુઓ ઉત્ત અ ૧૯, પા ૪૫૮ ગા ૪૪ થી ૭૪ સૂત્રકૃતાગ અધ્ય ૫ પહેલો ઉદ્દેશો ગાથા ૩ પા ૧૪૦

પ્રશ્ન ૨૭૫—વિરાધક સાધુની દશા અત્યત ખરાબ છે એવુ કયા શાસ્ત્રમા છે ?

સમાધાન—ઉત્તરાધ્યયન અ ૨૦ ગા ૩૯-૫૦

પ્રશ્ન ૨૭૬—વ્યાજ વટાવથી ધધા કરનારાઓ રૂપૈયા બીજાને દે છે તે પણ લેવા માટે આપે છે, તેમ સાધુ મહા રાજને અપાતુ દાન પણ મેળવવા માટે એમ ખરૂ કે નહિ ?

સમાધાન—અણાહારી પદ લેવા માટે તે દાન દેવાય છે તેમા વાધો નથી અને તેથી જ ગૃહસ્થ રોટલીનો ટુકડો કે પાણીનુ પવાલુ સરખુ સાધુને દે છે તે અણાહારી પદ માટે જ અણાહારી પદના અપૂર્વ માલથી જે બેનશીબ છે તે ગૃહસ્થ મુનિ મહાત્માએ પાસે આવા દાનદ્વારા તેવો માલ માગે છે અને સાધુ મહારાજના ધ્યેયને અને તેઓને દાન દેવાથી તેમા થતી મદદથી થતા તેના અનુમોદનથી તે ધ્યેય મળવાનુ સમજનાર માણસો પછીથી તે મળે તેના સાટા તરીકે દાન આપી કબુલાત કરે છે, જેમ કરોડોના સોદા કરનારને બે પાચ રૂપીઆ સાટામા આપવા પડે છે, અને પછી મુદત પાકે બધો માલ મળે છે તેમ અહિ પણ સમજવુ

પ્રશ્ન ૨૭૭—હાલના ઝઘડાની જડ શી ?

સમાધાન—પાશ્ચાત્ય કેલવણી લીધેલા કહેવાતા શિક્ષિતો પોતાના તે શિક્ષણ માત્રથી જૈન કોમમા અગ્રણી ?

જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના માટે જયણાપૂર્વક થતી ધાર્મિક ક્રિયાઓમા હિ સા જેવુ સાધારણ દષ્ટિએ લાગતુ હોય ત્યા હિ સા છે કે અહિ સા ? જેમકે પ્રભુપૂજા, પ્રતિમારક્ષણ વિગેરે

**સમાધાન**—ત્યા સ્વરૂપ હિ સા ગણાય છે, પણ તે પૂજા દિની પ્રવૃત્તિ સ્વર્ગાદિ આપે પણ વિરાધનાને સ્વર્ગનુ કારણ માનતા નથી

**પ્રશ્ન ૨૮૩**—બાલદીક્ષા માટેના ત્રણ મતોમા જન્મથી આઠ વર્ષ પછીની દીક્ષાનો એકલો પક્ષ લેવાય તો નવ વર્ષે કેવલજ્ઞાન, મોક્ષ અને અનુત્તરવિમાનમા જઘન્ય વયના દીક્ષિતનો બાર માસના પર્યાય વિના ન થતુ હોવાથી વાધો આવે કારણ કે ગર્ભનુ પોણુ વર્ષ જન્મના આઠ અને દીક્ષાનુ એક એમ પોણી દશ વર્ષ થાય જન્માષ્ટમ લઈને જ મથી સાત થયે દીક્ષા માનીએ તો બાર મહિને કેવલ આદિ થવામા ગર્ભનુ પોણુ, જન્મથી સાત અને એક વર્ષનો પર્યાય ગણીએ એટલે પોણા નવે કેવળ થાય તો નવ વર્ષે કેવળાદિ કહેવાય ! પણ ગર્ભથી આઠમા વર્ષવાળાને દીક્ષા આપવાના પાઠો નિશીથચૂર્ણિ, પ્રવચનસારોદ્ધારટીકા ને ટીપ્પણ ને ધર્મસગ્ર હાદિના જ છે કે તે ઉમરે લીધેલ દીક્ષાવાળાને ગર્ભથી આયુષ્ય ગણાય છે તેથી આઠના આયુષ્યે કોઈ સ્થાને કેવલ જ્ઞાન થવાનુ કહ્યુ છે ?

**સમાધાન**—બૃહતસગ્રહણીનીવૃત્તિ અને લોકપ્રકાશમા કઈક અધિક આઠ વર્ષે કેવલજ્ઞાન માનેલુ છે, તે ગર્ભથી આઠમા વર્ષવાળાને એટલે જન્મથી સવા છવાળાને દીક્ષા માને અને એક વર્ષનો પર્યાય માને એટલે ગર્ભથી આઠ પૂરા થયા

પછી કેવલજ્ઞાન એમ થાય સ્પષ્ટ છે, વળી શ્રી ગુણસ્થાનકમા રોહમા સ્પષ્ટ જણાવે છે કે उत्कृष्टतोऽष्टवर्षोन, पूर्वकोटीप्रमाणकं, काल्यावा महीपीठे, केवलीविहरत्यरं ॥ १ ॥ એ શ્લોકથી પણ સાબીત થાય છે કે ગર્ભથી સાત વર્ષે લીધેલ દીક્ષાવાળા બાર માસે કેવલજ્ઞાન પામે, એટલે કે આઠ વર્ષે કેવલજ્ઞાની બને એમા નવાઇ નથી ન થઇ શકે તો પણ ગર્ભાષ્ટમનો અર્થ જન્મથી સવાસાત એટધે ગર્ભાષ્ટ માનીએ તો નવ વર્ષ પછી જ કેવલજ્ઞાન થાય, અહિ જણાવેલ આઠ વર્ષનુ કેવલજ્ઞાન તો ઘટે જ નહિ

**પ્રશ્ન ૨૮૪**—અસર્વજ્ઞ એવા શ્રી ગૌતમસ્વામી વીરપ્રભુને સશયમાત્ર જાણવાથી, સર્વજ્ઞ તરીકે કઇ રીતે કહી શકયા?

**સમાધાન**—સ્થાલીપુલાકન્યાયે જેમ હાલ્લીમા રહેલો એક દાણો તપાસવાથી હાલ્લીમા રહેલા સર્વ દાણા પાકી ગયા છે એમ જણાય છે તેવી રીતે અમૂર્ત એવા પરસ્પર વિરૂદ્ધ શ્રુતિ જ્ઞાન સબધી જ્ઞાન અને તેનાથી થયેલ સશયજ્ઞાન અને શકાનુ સમાધાન આપે તો સર્વજ્ઞ માનુ એવા પ્રકારના નિર્ણયવાળા શ્રી ગૌતમસ્વામીએ ભગવાનના મુખથી સાભળી શકા દૂર કરી, અર્થાત્ સોનુ–ચાદી ખરીદનારા ચોકસી બન્યા પછી જ કઇ સોનુ ચાદી ખરીદતા નથી હીરા, પન્ના, માણેક આદિ અમૂલ્ય ઝવેરાત ખરીદનારા પણ ઝવેરી બન્યા પછી જ તે ઝવેરાત ખરીદે છે એમ નથી પણ જગજાહેર ઝવેરાતપરીક્ષક ઝવેરીના વિશ્વાસ અનુસાર આજે લેવડદેવડનુ કામકાજ ધમ ધોકાર કરે છે તેવી રીતે અસર્વજ્ઞ છતા સર્વજ્ઞપણાનો ડોળ કરનાર શ્રી ગૌતમસ્વામી સશય નાશ પામ્યા પછી

સમાધાન—જેમ તીર્થંકર મહારાજા ધર્મપીઠને પ્રદક્ષિણા કરીને સિહાસન ઉપર બેસે છે તેમ કેવલી ભગવતો પણ માત્ર રીતિને માન આપવાને જ ભગવાન જેમા બિરાજમાન છે તે ધર્મપીઠને પ્રદક્ષિણા કરીને સમવસરણમા બેસે છે

પ્રશ્ન ૨૯૧—તે કેવલિ ભગવતો શુ સાભળવા આવે છે?

સમાધાન—કેવલિ ભગવતો સમવસરણમા કઈ સાભળવા આવતા નથી, કારણ કે તે ભગવતો પણ શ્રી જિનેશ્વર મહારાજની માફક જ્ઞાનપૂર્ણ અને અતીન્દ્રિય છે માત્ર કલ્પ તરીકે તેઓનુ સમવસરણમા આવવુ અને બેસવુ વિગેરે થાય છે

પ્રશ્ન ૨૯૨—સમવસરણની રચનાભૂમિ વિષે કેટલેક દૂરથી સાધુઓ આવે અને આવે તે ફરજીઆત કે મરજીઆત?

સમાધાન—શ્રી જીનેશ્વર મહારાજના વખતમા સામાન્ય વિહારક્રમ બાર યોજનનો ગણાતો હોવાથી સમવસરણ ભૂમિથી બાર યોજનની અદર રહેલા સાધુઓને જો પહેલા સમવસરણમા ન આવ્યા હોય તો ફરજીઆત આવવાનુ હોય છે, ને તેમ છતા ન આવે તો પ્રાયશ્ચિત જણાવેલ છે પહેલા આવેલા લોકો તો ઉમગથી જ આવે તેમા પ્રાયશ્ચિતને સ્થાન ન હોય તેમા નવાઈ નથી

પ્રશ્ન ૨૯૩—ગર્ભાપહારની વાત દિગબરો કેમ માનતા નથી?

સમાધાન—દિગબરો ચાલુ આગમોને જ માનતા નથી તો એ એક ગર્ભાપહારની વાત ન માને તેમા નવાઈ નથી

પ્રશ્ન ૨૯૪—રિવાજ અગર રૂઢીની અયોગ્યતા એ શુ

વસ્તુના વાસ્તવિક સ્વરૂપને અયોગ્યતાના સ્વરૂપમા સ્પર્શન કરતી નથી ?

**સમાધાન**—ના, રિવાજની અયોગ્યતાનુ અવલોકન કરીને વસ્તુના વાસ્તવિક સ્વરૂપને નહિ પીછાણનારા વસ્તુને અયોગ્ય કહેવામા હિમાલય જેવી મહાન્ ગભીર અને અનર્થકારી ભૂલ કરે છે રિવાજ અને વસ્તુ એ બે તદ્દન અલગ છે આ ભૂલ સુધારવા માટે સદ્‌ગુરુઓની શુશ્રૂષાદિ કરવા યોગ્ય છે જેમ દેવદત્તના વેવિશાળ વિષ્ણુદત્તને ત્યા થયા લગ્ન થયા બાદ વિષ્ણુદત્તના ઘેરથી કન્યાને વળાવવા માટે જે રીત રીવાજ કરવા જોઇએ તે તે કન્યાના માબાપે કર્યા નહિ અને કન્યા ઉઠીને દેવદત્તને ત્યા ચાલી ગઈ, અગર દેવદત્ત પોતાના માસરેથી લગ્નને અનુસરતી રીતભાત થયા વગર તે સ્ત્રી લઇ આવ્યો, અને તે સ્ત્રી પોતાનુ ઘર માડીને રહી આ દૃષ્ટાતના લગ્નને અનુસરતી રીતભાત અયુક્ત કહી શકશો ! પણ લગ્ન અયોગ્ય છે, એમ કહેવા કે તે રીતભાત બરોબર થઇ નથી માટે લગ્ન તોડી નાખો ! અગર લગ્ન ગેરકાદેસર છે, એમ કહેવાને જગતભરમા કોઇ પણ સમજુ મનુષ્ય તૈયાર થશે નહિ તેવી રીતે દીક્ષાદિ વસ્તુઓ અયોગ્ય નથી, તેની રીતિ કદાચ અયોગ્ય કહી શકો તો તે જુદી વાત છે દૃષ્ટાત તરીકે આર્ય રક્ષિતસૂરીશ્વરજીની થયેલ દીક્ષામા આચાર્યને શિષ્ય નિષ્ફેટિકા દોષ કહ્યો પણ તે દીક્ષાને અયોગ્ય કહી નહિ તેમ જ તે આર્યરક્ષિતજી ને સૂરી પુરદર, પૂર્વધર ભગવાન તરીકે વદન નમસ્કાર કર્યા નથી એમ નથી, પણ તે દીક્ષાથી પ્રભુશાસનની વૃદ્ધિ થઇ એમ માન્યુ છે અન્યથા તે આર્યરક્ષિતજીને મુનિ આચાર્ય કે યુગપ્રધાન તરીકે કોઇ માનત નહિ તેવી જ રીતે

તેમના પિતાશ્રીજીને વૃદ્ધાવસ્થાએ દીક્ષા આપી, દીક્ષાની વય ઉલ્લંઘન થઇ હતી માટે તેમા પણ રીતિ અયોગ્ય કહેવાય, પણ તે દીક્ષા અયોગ્ય કહેવાય એમ નથી પાચસે ચોરોને દીક્ષા આપવામા આવી તે પણ રીતિ અયોગ્ય કદાચ કહેવાય, પણ દીક્ષા અયોગ્ય કહેવાય જ નહિ આ ઉપરથી આજે દીક્ષા જેવી પરમ પાવન વસ્તુને અયોગ્ય કહેતા વિચારવાનુ છે રીતભાત અગર રિવાજ અયોગ્ય કહેવાય અને તે ક્ષમ્ય પણ કદાચ ગણાય, પણ **દીક્ષા અયોગ્ય છે એવુ કથન કોઈ-પણ સ્થળે કર્યુ નથી, માટે રીતની અયોગ્યતા માત્રથી દીક્ષાને અયોગ્ય કહેનારા પોતાની ભૂલને સુધારી કલ્યાણ-માર્ગ પ્રત્યે આદરવાળા થાય તો જૈન જનતા કલ્યાણને રસ્તે જલદી આવે**

**પ્રશ્ન ૯૫**—શ્રદ્ધાનુસારિજીવો અને તર્કાનુસારીજીવોને સમજાવવાની રીતભાત એક સરખી રાખી શકાય કે નહિ ?

**સમાધાન**—એક સરખી રીતભાત રાખવામા શાસ્ત્રકારોએ પરમાર્થથી એક સરખો લાભ દેખ્યો નથી, જેથી શ્રદ્ધાનુસારિ જીવોના પ્રશ્નના સમાધાન શાસ્ત્રની રીતિ, નીતિ, દાખલા, દલીલ પુરસ્પર અપાય અને તર્કાનુસારી ઇતર દર્શનકાર ખ કે શાસ્ત્ર પરત્વે અશ્રદ્ધાલુજીવોને તેના શાસ્ત્ર પ્રમાણે અગર તે સમજી શકે તેવી બહારની દલીલો, રીતિ, નીતિ વિગેરેથી સમજાવવામા આવે

**પ્રશ્ન ૯૬**—દીક્ષા લેનારને રોકવામા અગર દીક્ષા લીધેલી હોય તેને દીક્ષા છોડાવવામા બળાત્કાર વાપરનાર મહામોહનીય કર્મ બાધે કે જે કર્મ ગણધરાદિ મહાપુરૂષોની હત્યા કરવા

જેવુ અધમ પરિણામવાળુ થાય એમ મનાય છે તો તત્ સબધી શાસ્ત્રકારો શુ કહે છે ?

સમાધાન—શ્રી સમાવાયાગસૂત્ર પાનુ ૫૩ પુઠી બીજી લીટી ૨૫થી ૩૨ —

'बहुजनस्य' पश्वपादीना लोकाना 'नेतार' नायक द्वीप इव द्वीप समारसागरगतानामाश्वासस्थान अथवा दीप इव दीपोऽज्ञानान्धकारावृतबुद्धिदृष्टिप्रसराणा शरीरिणा हयोपादयवस्तुस्तोमप्रकाशकत्वात् त अत एव त्राण आपद्रक्षण प्राणिनामेतादृश यादृशा गणधरादयो भवन्ति, नगर श्रावचनिकादि पुरुष हत्वा महामोह प्रकरोतीति सप्तदश । १७ । उपस्थित प्रव्रज्याया प्रविव्रजिषुमित्यर्थ प्रतिविरत" सावद्य योगेभ्यो निवृत्त प्रव्रजितमेवेत्यर्थ सयत साधु सुतपस्विन तपासिकृतवन्त, शोभन वा तप थित–आश्रित, क्वचित् 'जे भिक्खु जगजीवण' तिपाठ, तत्र जगन्ति–जगमानि अहिंसकत्वेन जीवयतीतिजगज्जीवनस्त, विविधै: प्रकारै रुपक्रम्याक्रम्य व्यपक्रम्य बलादित्यर्थ धर्मात्–श्रुतचारित्रलक्षणादभ्रशयति य स महामोह प्रकरोतीति अष्टादश ॥ १८ ॥

બહુજન એટલે ઘણા પાચ છ આદિ લોકોના ( સાધુના ) નેતા=નાયક સસાર સમુદ્રના પડેલાને આશ્વાસ સ્થાનરૂપ, દ્વીપની જેમ દ્વીપ જેવા, અથવા દીપકની જેમ એટલે જેમ દીપક, અજ્ઞાનરૂપ અધકારથી અવરાઇ ગયેલ છે, બુદ્ધિરૂપી દૃષ્ટિના

પ્રસારો જેના એવા, શરીર ધારીઓને હેય ઉપાદેય વસ્તુના પ્રકાશ કરનાર હોવાથી ત=નેમને આ કારણથી જ ત્રાણ એટલે આપત્કાલમા પ્રાણીઓનું આવુ રક્ષણ કરનાર એવા જેમ ગણુ ધરો આદિ છે અર્થાત્ પ્રવચનના માલિકને હણીને મહામોહ બાંધે છે ૧૭ એવી જ રીતે પ્રવજ્યા પામતો, અને પ્રવજ્યા પામ વાની ઇચ્છાવાળો, પ્રતિવિરત એટલે સાવદ્યયોગોથી પામેલો વિરામ જે સાધુ સુતપસ્વિન તપ કરવાવાળો અથવા સારા તપનો આશ્રય કરવાવાળો, જે ભિક્ષુક જગતને અહિ સકપણાથી જીવાડે છે–અર્થાત્ જગત્‌ને જીવનરૂપ છે, તેને વિવિધ પ્રકારે બલાત્કારથી એટલે મારે કુટે અથવા ઉપકરણાદિનો નાશ કરીને કે કોઈપણ પ્રકારે ઘમાત્ શ્રુતચારિત્ર લક્ષણ ધર્મથી ભ્રષ્ટ કરે છે તે અઢારમું મહા મોહસ્થાન બાંધે છે ॥ ૧૮ ॥

ઉપર પ્રમાણે ચારિત્ર લેનારને કે ચારિત્ર લીધુ હોય તેને બલાત્કારથી ચારિત્રથી ચુકવે તેને મહા મોહનીય કર્મ બધાય અને તેથી વર્તમાનના સમ્યક્ત્વાદિ અને ભવિષ્યના સમ્યક્ત્વા દિના લાભનો નાશ થાય એમ સ્પષ્ટ જણાય છે શ્રેણિકે અભય કુમારને અનેભરત મહારાજે સુંદરીને દીક્ષામા રોકયા છે પણ ત્યા બલાત્કાર કર્યો હોય એમ જણાયું નથી સામાન્ય સ્વજન સ્નેહાદિનું ત્યા કારણ હોય એમ જણાય છે -

પ્રશ્ન ૨૯૭—ઉપધાનમા પ્રવેશ અને તેની સમાપ્તિ અવ સરે માળમા બોલાતા ઘીની ઉપજ જ્ઞાન ખાતામા નહિ લઇ જતા દેવદ્રવ્યમા કેમ લઈ જવાય છે ?

સમાધાન—ઉપધાન એ જ્ઞાનારાધન અનુષ્ઠાન છે અને તેથી જ્ઞાનખાતામા જઇ શકે એમ માનતા હો પણ ઉપધાનમા

પ્રવેશથી માંડીને માળ પહેરવા સુધી બધી ક્રિયા સમવસરણરૂપ નહિં આગળ થાય છે ક્રિયાઓ પ્રભુ સન્મુખ થતી હોવાથી તે ઉપજ દેવદ્રવ્યમા લઈ જવી જોઈએ.

પ્રશ્ન ૨૯૮—સ્વપ્નાની ઉપજ ને તેનું ઘી દેવદ્રવ્ય ખાતામા લઈ જવાની શરૂઆત અમુક વખતથી થઇ છે તો ફેરફાર કેમ ન થઇ શકે ?

**સમાધાન**—અર્હંત પરમાત્માની માતાએ સ્વપ્ના દેખ્યા હતા એટલે વસ્તુત તેની સર્વ ઉપજ દેવદ્રવ્યમાજ જવી જોઇએ અર્થાત્-દેવાધિદેવને ઉદ્દેશીનેજ આ ઉપજ છે ધ્યાનમા રાખવું કે ચ્યવન, જન્મ, દીક્ષા, એ કલ્યાણકો પણ શ્રી અરિહત ભગવાનનાજ છે ઇંદ્રાદિકોએ શ્રી જીનેશ્વર ભગવાનની સ્તુતિ પણ ગર્ભાવતારથીજ કરી છે ચૌદ સ્વરૂપનું દર્શન પણ અર્હદ્ભગવન્ કુખે આવે ત્યારેજ તેઓની માતાને થાય છે ત્રણ જગતમા અજવાળુ પણ તે ત્રણેય કલ્યાણકામા થાય છે માટે ધર્મિષ્ઠોએ ભગવાન્ ગર્ભાવસ્થાથી જ ગણવાના છે

પ્રશ્ન ૨૯૯—કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચદ્રસૂરિજીએ રચેલા યોગશાસ્ત્રમા " जिनो देवो कृपाधर्मो गुरवो यत्र साधव इत्यादि કથનથી પાપસ્થાનકમા પડેલા શ્રાવકની પ્રશસા કરી છે તો તે સાધુથી શું કહી શકાય ?

**સમાધાન**—યોગશાસ્ત્રમા શ્રાવકની વાસ્તવિક ચર્ચા દેવ ગુરૂ શ્રદ્ધાને અગે કરી છે માટે કોઈપણ જાતનો દોષ ગુણની પ્રશસા કરવામા લાગતો જ નથી ખુદ તીર્થંકર મહારાજે પણ સુલસા રેવતી આદિ શ્રાવિકાઓ અને કામદેવાદિ શ્રાવકોના

વત નિયમાદિકમા અતુલ ધૈર્યતા રૂપ ગુણની પ્રશસા બાર પર્ષદા વચ્ચે કરી છે અર્થાત્ ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ઓએ તો જેનામા નાનામા નાનો અણુ જેટલો પણ જો ગુણ જાણતા હોય તો તેની પ્રશસા કરવા ચૂકવુજ નહિ પણ ધ્યાનમા રાખવુ કે મિથ્યાદષ્ટિ તો કોઈ દિવસ પ્રશસા પાત્ર બને નહિ

**પ્રશ્ન ૩૦૦**—ચારિત્રની શ્રદ્ધા વગરના જીવને સમ્યક્ત્વ હોઈ શકે ખરૂ ? જે વર્તમાન સાધુઓને ન માને તે પરમેષ્ઠિને માનનારો કહેવાય ?

**સમાધાન**—ના ! ચારિત્રની સમ્યક્ શ્રદ્ધા જેને ન હોય તેને સમ્યક્ત્વ સભવેજ નહિ, ને ભગવાન્ મહાવીરે પાચમા આરામા એકવીશ હજાર વર્ષ સુધી શાસને ચારિત્ર કહ્યા છે, માટે વર્તમાન સાધુઓને ન માનનાર પરમેષ્ઠિને માનનાર ગણાય નહિ, સાધુ સયમના અર્થી હોવાજ જોઇએ

**પ્રશ્ન ૩૦૧**—તીર્થંકર નામ કર્મ બધાય ક્યારે અને નિકાચિત ક્યારે થાય ? તે તીર્થંકર નામ કર્મની સ્થિતિ કેટલી ?

**સમાધાન**—તીર્થંકર નામ કર્મ ઉત્કૃષ્ટથી અન્ત કોટા કોટિ સાગરોપમ બધાય, અને તીર્થંકર નામ કર્મ નિકાચિત તો તીર્થંકરપણાથી પહેલાના ત્રીજેજ ભવે થાય તીર્થંકર નામ કર્મની ઉત્કૃષ્ટથી સ્થિતિ અ ત કોટાકોટીની ( એક કોડા કોડી સાગરોપમથી કઈક ન્યૂન છે )

**પ્રશ્ન ૩૦૨**—તીર્થંકર નામકર્મ બધાયા પછી એ જીવ તિર્યંચમા જાય કે નહિ ? ને સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય કે નહિ ?

**સમાધાન**—તીર્થંકરનામકર્મ બધાયા પછી સમ્યકત્વથી ભ્રષ્ટ થઇ મિથ્યાત્વ ભાવને પણ પામે, તિર્યંચમા પણ જાય પણ તીર્થંકરનામકર્મનો ઉદય તો વર્તતો જ હોય, તીર્થંકર નામકર્મ ઉદયવાળો જીવ અર્થાત્ ચારે ગતિમા ઉભય સ્થાનોમા વર્તતો હોય છે, પણ તે નિકાચીત જો કર્યું હોય તો મનુષ્ય, નરક અને દેવગતિ શિવાય અન્યગતિમા જાયજ નહિ

**પ્રશ્ન ૩૦૩**—માચા વૈરાગ્યના પણ દુઃખગર્ભિતને નામે આજે ખણગા ફૂકાય છે માટે દુઃખગર્ભિત વૈરાગ્યનુ સ્વરૂપ શુ છે ?

**સમાધાન**—કોઇ બાઇનો ધણી મરી જાય ત્યારે તે ઘરેણા પહેરે નહિ, શારીરિક શુશ્રષા કરે નહિ, ખાવાપીવાની સુદરમા સુદર વસ્તુઓનો ભોગવટો કરે નહિ, વર્ષોસુધી ખુણામા બેસી રહે, રાત દિવસ દુઃખમા ગુજારે, તેજ રીતે સ્ત્રી અગર તેના સબધી પાછળ પુરૂષ પણ પોતાને યોગ્ય સારી વસ્તુઓને ત્યાગ કર, સદા ઉદ્વેગવાળો જ રહે, વેપાર ધધો કરે નહિ, આ તમામ દુઃખગર્ભિત વૈરાગ્ય ! સાસારિક આવા વૈરાગ્યથી થતો ત્યાગ તે દુઃખગર્ભિત વૈરાગ્ય કહેવાય કારણ કે નાશ પામેલા પદાર્થ પ્રત્યે હૃદયમા પૂર્ણ પ્રેમ છે विगतो रागोऽस्येति विराग तस्यभावो वैराग्य સાસારિક કઇ કારણ બનવા માત્રથી જે ધર્મ આધનારો વૈરાગ્ય થાય તેને જ સાચો વૈરાગ્ય નથી એમ ગણવામા આવે તો विगतो रागो ઇત્યાદિ વૈરાગ્ય શબ્દની વ્યુત્પત્તિ ઘટેજ નહિ અર્થાત્ દુઃખમૂલક અને દુઃખદાયક એવા સસારથી કોઇપણ નિમિત્ત પામીને થતા વૈરાગ્યથી લેવાતી પ્રવ્રજ્યામા સસાર પ્રત્યેની લાલસા ચારિત્રદ્વારાએ સફળ કરવાની હોતી નથી જેથી તે દુઃખગર્ભિત વૈરાગ્ય નથી પણ કર્મક્ષય કે મોક્ષ પ્રાપ્તિની ભાવનાથી તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે

**પ્રશ્ન ૩૦૪**—કયા મુદ્દાએ દુનિયાનો ત્યાગ કરે તો મોહ ગર્ભિત વૈરાગ્ય કહેવાય ?

**સમાધાન**—દેવલોક, રાજા મહારાજાપણુ, ચક્રવર્તિવાસુ દેવાદિપણુ, આદિની ઇચ્છાએ જે સસારનો ત્યાગ કરી યથા ગિનકષ્ટ કરનારા, જગલમા તાપસપણુ સ્વીકારીને નાગરિક સગ ર્ગ છોડી દેનારા, પૌદ્ગલિક ઇચ્છાવાળાઓનો વૈરાગ્ય તે મોહ-ગર્ભિત વૈરાગ્ય કહેવાય

**પ્રશ્ન ૩૦૫**—પૂજારી વિગેરેને ફળ નૈવેદ્યાદિ અપાય તેમા દેવદ્રવ્યનો દોષ લાગે નહિ ?

**સમાધાન**—પૂજારી, માળી વિગેરેને મહેનતની નોકરી તરીકે આપવામા આવે તો દેવદ્રવ્યભક્ષણનો દોષ લાગે નહિ પણ જો મદિરમા કામ કરતો ન હોય અને માત્ર લાજ શરમથી આપવામા આવે તો પૂજારી વિગેરે અને આપનાર અગર વહીવટ કરનાર બન્નેને અનુક્રમે એકને દેવદ્રવ્યના ભક્ષણનો એકને દેવદ્રવ્યના વિનાશની ઉપેક્ષાનો દોષ લાગે છે

**પ્રશ્ન ૩૦૬**—જેમ તીર્થંકરોને દીક્ષાની સાથે મન પર્યવજ્ઞાન થાય તેવી રીતે બીજાને દીક્ષાની સાથે મન પર્યવજ્ઞાન થાય ખરૂ ?

**સમાધાન**—તીર્થંકરોને દીક્ષાની સાથેજ ચોથુ જ્ઞાન થાય એવો નિયમ છે, તેવી રીતે બીજાને દીક્ષાની સાથે અન્ય કોઈ જીવને મન પર્યવ થઈ જાય એવો નિયમ કોઈપણ શાસ્ત્રમા નથી, પણ કોઇને થાય જ નહિ એમ કહેવાય નહિ કારણ કે ચારિત્રને મન પર્યવને એકીકાલે પ્રાપ્તિ પણ આવશ્યકાદિમા કહી છે

પ્રશ્ન ૩૦૭—કષાય, હિંસા તથા મૃષાવાદને પ્રશસ્ત ક્યારે ગણી શકાય ?

સમાધાન—જે કષાય ધર્મની ધગશથી દેવ, ગુરૂ અને ધર્મ ( શાસન ) ઉપર થતા આક્રમણોને અટકાવવા બદ્કે દેવાદિને બચાવવા થાય તે માગ પરિણામ સબંધવાળો હોવાથી ખુશીથી પ્રશસ્ત કષાય ગણી શકાય, તેવીજ રીતે જિનપૂજા આદિકમા પાણી આદિકના જીવોની જે હિંસા થાય છે તે પણ જિનેશ્વર મહારાજની પૂજા સર્વત્યાગ ( ચારિત્ર )ના મુદ્દાએ કરાતી હોનાથી દેખીતી હિંસા છે, છતા પણ પ્રશસ્ત હિંસા ગણાય મૃગ આદિકને બચાવવા માટે જે મૃષાવાદ બોલાય તે પ્રશસ્ત મૃષાવાદ ગણાય પણ ધ્યાન રાખવુ કે જેમ લાગણીને નિર્જરા સાથે ચૂનાધિકપણે સબંધ છે તેમ આ પ્રાસંગિક કષાય હિંસાને મૃષાવાદની સાથે ન્યૂનાધિકપણે નિર્જરા સાથે સબંધ નથી

પ્રશ્ન ૩૦૮—ક્ષાયિક સમ્યક્ત્વવાળોજ જઘન્યથી કેટલે ભવે મોક્ષે જાય ?

સમાધાન—ગુણસ્થાનક્રમારોહ ગ્રંથમા પણ લખે છે કે જઘન્યથી ક્ષાયિક સમ્યક્ત્વવાળો તે ભવે મોક્ષે જાય ને ઉત્કૃષ્ટથી જુગલિયામા જાય તો ચોથે ભવે, ને દેવ ગતી કે નરકમા જાય તો ત્રીજે ભવે નરકમા જાય

પ્રશ્ન ૩૦૯—અખિલ વિશ્વના લોકો મરણથી ડરે છે એ કહેવત સાચી છે ?

સમાધાન—દુનીઆના તમામ લોકો મરણથી ડરે જ છે એ વાત પ્રાય સાચી છે, અને પાયા વગરની પણ છે કારણકે

એક મરણથી બચવા માટે મરણનો ડર ચાલુ છે અને અનેક પ્રકારના આરંભ, સમારંભ, સાચા, જુઠા, ચોરી વિગેરે બધા પાપોથી અનંત મરણ કરવા પડે છે તેવા કારણો કમર કસીને કર્યે જાય છે તેથી મરણનો ડર નામ માત્ર છે એ મરણ વધુ કરવાની વાતની ખબર જ નહિ હોય પણ જો કોઇ સમજાવે તો પણ કાન આડા હાથ દે ! ! અને સમજેલાઓ મરણની પરંપરા વધે તેવી કાર્યવાહી ધપાવ્યે જ જાય છે, તેથી એક મરણને માટે અનન્તા મરણને એકઠા કરનારા દુનિયાના લોકો મરણથી ડરે છે એ કહેવત નામ માત્રથી અંગીકૃત કરેલી છે તત્ત્વથી વર્તમાન ભવનાજ મરણથી ડરે છે

પ્રશ્ન ૩૧૦—જગતના જીવોએ મરણની બાબતમા "ખાળે ડૂચા અને દરવાજા ખુ લા" મૂકયા છે તે કેવી રીતે ?

સમાધાન—એ કથન પણ અહિજ લાગુ થાય છે એક ભવના મરણથી બચવા માટે અનેક પ્રકારના સાધનો અને તૈયારીઓ લોકોથી રખાય, જ્યારે ભાવિના અનન્ત મરણોથી બચવા માટે શુ કરવુ એનો સ્વપ્નમાયે વિચાર સરખો પણ ન થાય, તો ત્યા 'ખાળે ડૂચા અને દરવાજા ખુલ્લા' જેવુ નહિ તો બીજુ શુ ?

પ્રશ્ન ૩૧૧—ધર્મ કરવા માટે મળેલી સામગ્રીનો ઉપયોગ નહિ કરતા, આવતા ભવમા ધર્મ કરીશુ એવી ઇચ્છા રાખવી એ બીના ધર્મશાસ્ત્ર અને નીતિથી સંગત છે કે વિરૂદ્ધ ?

સમાધાન—પ્રાપ્ત થયેલી ઉત્તમ સામગ્રીનો ઉપયોગ કરવા ઉજમાળ થાય નહિ અને ધર્મ કરવાની ઇચ્છા આવતા ભવમા

ધરાવે એ ઇચ્છાજ નીતી અને ધર્મથી વિરૂદ્ધ છે, કારણ કે નીતિકારો પણ કહે છે કે—यो ध्रुवाणि परित्यज्य अध्रुव परिषेवते। ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुव नष्टमेव च ॥ જે નિશ્ચિત વસ્તુ (ધર્મ) ચાલુ ભવમા સ્થિર એવાને છોડી દઈને અનિશ્ચિત વસ્તુઓને સેવે છે, અર્થાત્ ભવિષ્યમા ધર્મ કરીશુ એ ઇચ્છાથી નાશ પામનારી પૌદ્ગલિક અસ્થિર વસ્તુઓમા ગચ્યો માચ્યો રહે છે, તે ખરેખર આ ભવમા કરવાના ધર્મથી અને ભવિષ્યમા આરાધના વિના ધર્મ મળશે કે નહિ એનો નિશ્ચય ન હોવાથી બન્નેથી ભ્રષ્ટ થાય

પ્રશ્ન ૩૧૨—જિન કેટલા પ્રકારના છે?

**સમાધાન**—જિન ચાર પ્રકારના છે ૧ પ્રથમ શ્રુતજિન તે દશ પૂર્વધરથી ચૌદ પૂર્વધર સુધીના મુનિઓ, ૨ દ્વિતીય અવધિજિન તે અવધિજ્ઞાનવાળા મુનીશ્વરો વિગેરે, ૩ તૃતીય મન પર્યવજિન તે વિપુલ ઋજુમતિ મન પર્યવજ્ઞાનવાળા વિશુદ્ધ ચારિત્રધર શ્રમણ નિગ્રથો, ૪ ચતુર્થ કેવલીજિન તે સામાન્ય કેવલીઓ કહેવાય

પ્રશ્ન ૩૧૩—તીર્થંકરો જિનેશ્વર શા માટે કહેવાય છે?

**સમાધાન**—जिनानाम् जिनेषु वा ईश्वर इति जिनेश्वर: ચાર પ્રકારના જિનોમા ચોત્રીશ અતિશય પાંત્રીશ ગુણયુક્ત વાણીવાળા હોવાથી ઈશ્વર તે જિનેશ્વર કહેવાય

પ્રશ્ન ૩૧૪—સાધુએ સાધર્મિકવાત્સલ્યમા વહોરવા જવું કે નહિ? સખડી દોષ ક્યારે લાગે?

**સમાધાન**—સાધુને સાધર્મિકવાત્સલ્યમા વહોરવા જવુ કલ્પે નહિ, કારણકે શ્રીસેન પ્રશ્નમા લખે છે કે સાધર્મિક વાત્સલ્યમા વહોરવા જવાથી સખડી દોષ લાગે; તેમા ખુલાસો પણ છે કે જ્યા ૩૦-૪૦ માણસ જમતા હોય ને સાધર્મિક વાત્સલ્ય હોય કે જમણવાર હોય ત્યા વહોરવા જવુ સાધુને કલ્પે નહિ તીર્થમા સઘાદિમા પણ અન્ય સ્થાને વહોરાય છે

**પ્રશ્ન ૩૧૫**—આત્માના શુભ અને શુદ્ધ પરિણામમા તફાવત શો ?

**સમાધાન**—આત્માના જે અધ્યવસાયથી પુણ્યબધ થાય તે શુભ પરિણામ, અને જે અધ્યવસાયથી આત્મીયગુણોની વિશુદ્ધિ થાય, આત્મા નિર્મલ થતો જાય તે શુદ્ધ પરિણામ

શુભ પરિણામ પુણ્યબધ કરે છે ત્યારે શુદ્ધ પરિણામ ગુણોનો આવિર્ભાવ કરે છે આટલોજ તફાવત છે, શુભ પરિણામે નિર્જરા થવાનો નિયમ નહિ, પણ શુદ્ધ પરિણામે પુણ્યબધ તો થાયજ

**પ્રશ્ન ૩૧૬**—હિસા, જુઠ્ઠ, અદત્ત, મૈથુન અને પરિગ્રહ એ પાચે આશ્રવોની નિદા, કરેલ પાપનુ સ્મરણ કરીને થાય કે નહિ ?

**સમાધાન**—શાસ્ત્રકારો કહે કે પહેલા આચરેલ હિસા, જુઠ્ઠ, ચોરી અને પરિગ્રહ એ ચાર આશ્રવોના સ્મરણ કરીને પણ જરૂર નિન્દા કરવી કહી, પણ મૈથુન ( ચોથા આશ્રવની ) નુ સ્મરણ કરીને નિન્દા કરવાની સાફ સાફ ( સ્પષ્ટતયા ) મનાઇ કરી છે પહેલાની રતિક્રિયા સ્મરણ કરીને જો મૈથુનની નિન્દા

કરે તો સયમથી ભ્રષ્ટ થાય, વિષયરૂપ વિષના સ્મરણમાત્રથી આત્માના જ્ઞાનાદિ પ્રાણોનો તત્કાલ નાશ થાય છે એથી તો શાસ્ત્રકારોને કહેવુ પડે છે કે "प्राग् रतिस्मृतिवर्जन" બ્રહ્મચર્યની ગુપ્તિવાળાએ પૂર્વ આચરેલ વિષયોની નિન્દા કરવા માટે પણ પહેલાની રતિક્રિયાના સ્મરણને વર્જવુ

**પ્રશ્ન ૩૧૭**—તીર્થંકરને વદના કરવાનુ કોઈ છદ્મસ્થ કેવલીને કહે એ દૂષણ કે ભૂષણ? તે માટે કોઇ દાખલો છે?

**સમાધાન**—કોઈપણ છદ્મસ્થ, તીર્થંકરને વદના કરવા માટે સામાન્ય કેવલીને કહે તો પ્રાયશ્ચિતનો ભાગી થાય તો પછી ભૂષણ તો હોયજ શાનુ? શ્રી ગૌતમસ્વામીજીએ કેવલી થયેલા તાપસોને શ્રી મહાવીર ભગવાનને વદના કરવાનુ કહ્યુ તે વખત ભગવાને કહ્યુ કે–હે ગૌતમ! કેવલીની આશાતના ન કર! આશાતના થયાનુ માલમ્ ગૌતમસ્વામીજીએ મિથ્યા દુષ્કૃત દીધા એ પ્રસિદ્ધ છે

**પ્રશ્ન ૩૧૮**—ક્ષાયિકભાવનો ધમ આવ્યા પછી ક્ષાયોપશમિકભાવના ધર્મનુ શુ થાય

**સમાધાન**—ક્ષાયિકભાવનો ધર્મ આવ્યા પછી ક્ષાયોપશમિકભાવના ધર્મને છોડીજ દેવા પડે! તે માટે શાસ્ત્રમા પણ કહેલુ છે કે—

धर्मास्त्वन्या या सुसगोत्था, क्षायोपशमिका अपि।
प्राप्य चन्दनगधाभ, धर्म सन्यासमुत्तम ॥ १ ॥

અર્થ—ક્ષાયોપશમિક એવા સારા સગથી થયેલા ધર્મો પણ ઉત્તમ ચદનની ગધ જેવા ઉત્તમ (ક્ષાયિક) ધર્મ સન્યાસને પામીને છોડવા લાયક થાય છે

**પ્રશ્ન ૩૧૯**—વિનય વિના પાળેલી અહિંસા અને કથન કરેલ સત્ય મોક્ષ આપી શકે કે નહીં ?

**સમાધાન**—ના, વિનયરહિતપણે કરેલી અહિંસા તથા કથન કરેલુ સત્ય, કોઇપણ દિવસ મોક્ષ તો આપેજ નહિ પણ માત્ર પૌદ્ગલિક સુખોને આપે છે અરિહંતાદિકના કથનની સત્યતા અને તેની મોક્ષહેતુતા માની વિનયવાન્ બને તેજ મોક્ષ પામે

**પ્રશ્ન ૩૨૦**—તીર્થંકર નામકર્મ શી રીતે વેદાય ? ને જો દેશનાથી તીર્થંકરનામકર્મ ખપે છે તો તીર્થંકરની દેશના પરના ઉપકાર કરનારી છે એમ કહેવાય છે શા માટે ?

**સમાધાન**—" अगिलाइ धम्मदेसणाईहिं ' તીર્થંકરનામ કર્મ અગ્લાનિએ ધર્મદેશના દેવા આદિથી વેદાય તીર્થંકરની દેશના પોતાના આત્માના એકપણ ગુણમા લગીર પણ વધારો કરતી નહિ હોવાથી તીર્થંકરની દેશના પરની ઉપર ઉપકારિણી કહેવાય છે

**પ્રશ્ન ૩૨૧**—કર્મની ૧૫૮ પ્રકૃતિઓમા બધમા અને ઉદયમા શુભ કઇ ?

**સમાધાન**—કર્મની ૧૫૮ પ્રકૃતિઓમા તીર્થંકર નામકર્મ ૧ આહાર શરીર ૨ ને આહારક અગોપાગ ૩ એ ત્રણ પ્રકૃતિઓ બધમા અને ઉદયમા શુભ છે, બીજી બધી પ્રકૃતિઓ ઉદયમા કેટલીક શુભ અને અશુભ છે, પણ બધ વખતે તે બધી ઔદાયિક ભાવથી બધાય છે અને જીન નામ તથા આહારકદ્વિક તો સમ્યક્ત્વ ને સયમથી બધાય છે અને પરોપકારે વેદાય છે

**પ્રશ્ન ૩૨૨**—જગતમા એવુ કોઇ સ્થાન છે કે ત્યા એક પણ વખત આ જીવે જન્મ મરણ ન કરેલ હોય ?

**સમાધાન**—ત્રણે જગતમા વાલના અગ્રભાગ જેટલુ પણ કોઇ સ્થાન નથી કે જયા આ જીવે અન તી વખત જન્મ મરણ કરેલ ન હોય

**પ્રશ્ન ૩૨૩**—દ્રવ્ય ચારિત્ર આપ્યા વગર ભાવ ચારિત્રની પ્રાપ્તિ સીધી થાય છે કે નહિ ? ભાવ ચારિત્ર ની પ્રાપ્તિનુ કારણ કયુ ?

**સમાધાન**—સવેગ શિરોમણી શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી શ્રી પચવસ્તુ નામના ગ્રથમા જણાવે છે કે–અનન્તી વખત દ્રવ્યચારિત્ર આવે ત્યારે ભાવચારિત્ર આવે છે દુનિયામા છોકરો ઉભો થતા શીખે કયારે ? સો વખત ગબડે, પડે, ટીચાય, ઢીંચણે લોહી નીકળે, ત્યારે જ ! તેમજ નિશાળે મોકલેલો રમતીયાલ છોકરો સાચો એકડો કયારે શીખે ? કેટલીએ વખત એકડાની જગ્યાએ ખોટા લીટા કરે ત્યારે સાચો એકડો કર જેમ બાળકોને ઉભુ રહેતા શીખવાડવામા ભોય પડવુ, ટીચાવુ, વિગેરે થાય તો પણ તેવુ વર્તન કારણ છે, જેમ સાચો એકડો શીખવામા ખોટા લીટા કારણ છે તેવીજ રીતે એક વખતના ભાવ ચારિત્રનુ કારણ પણ અનન્તી વખતમા દ્રવ્ય ચારિત્રો છે દ્રવ્ય ચારિત્ર પહેલા કોઇપણ વખત લીધુ ન હોય અને ભાવ ચારિત્ર આવી જાય તે તો મરૂદેવા આદિકની માફક આશ્ચર્યરૂપ છે એ વાત પહેલાના પ્રશ્નોત્તરોમા કહેવાઇ ગયેલ છે

**પ્રશ્ન ૩૨૪**—અવધિજ્ઞાનનુ લક્ષણ શુ ?

**સમાધાન**—બાહ્ય પદાર્થો દૂર પ્રદેશમા રહેલા હોય છતા જે એકલા જ્ઞાન દ્વારાએ જાણી શકીએ તેજ અવધિજ્ઞાન. અવધિજ્ઞાન એ આત્માના ક્ષયોપશમથી થાય છે, ઇંદ્રિયને અગોચર છે, માટે તેનુ બાહ્ય ચિહ્ન હોય નહિ

પ્રશ્ન ૩૨૫—અનન્ત વખતની કરેલી દ્રવ્ય ક્રિયા આત્મ શુદ્ધોત્પત્તિ ની અપેક્ષાએ સાર્થક કોની? અને નિરર્થક કોની?

સમાધાન—અભવ્યો એ કરેલી અનન્તીએ વખતની દ્રવ્ય ક્રિયા નિરર્થક છે, પણ ભવ્યાત્માએ કરેલી અનન્તી વખતની ચારિત્રની ક્રિયા, અનેક વખત કરતા કરતા કોઈ અશુભ કર્મના ઉદયથી તુટી જાય તો પણ ભાવપ્રત્યાખ્યાન (ભાવથી ચારિત્ર)નુ કારણ બન્યા વિના રહેતી જ નથી કારણકે શાસ્ત્રકારો સ્પષ્ટ અક્ષરોમા લખે છે કે—

भ्राम्यमानमपि भवेद् भावप्रत्याख्यानस्यकारण।

પ્રશ્ન ૩૨૬—અવન્તીસુકુમાલે નલીનીગુલ્મવિમાને જવાની ઈચ્છાએ પ્રવજ્યા લીધી તે વખતે સમ્યક્ત્વ ખરૂ?

સમાધાન—તે વખતે સમકિત હતુ જ નહિ એમ તો કહી શકાય નહિ, કારણકે જૈનશાસનમા આશસામાત્રથી સમ્યક્ત્વનો પ્રતિષેધ ( નિષેધ ) કોઈપણ જગો પર છે જ નહિ પ્રવજ્યાને મોક્ષનુ કારણ માને છે કે નહિ તે જોવુ

પ્રશ્ન ૩૨૭—આશસા એટલે શુ અને નિયાણુ એટલે શું?

સમાધાન—ધર્મની ક્રિયા કરતા પહેલા જે પૌદ્ગલિક સુખ (દેવતાનુ, ચક્રવર્તિ પણાનુ, રાજાપણાનુ સુખ)ની ઇચ્છા થાય અને તે ઇચ્છાથી જ ધર્માનુષ્ઠાન કરાય તે આશસા કહેવાય ધર્માનુષ્ઠાન કર્યા પછી ફલ તરીકે જે પૌદ્ગલિક વસ્તુઓ ઇચ્છાય (અર્થાત્ ધર્માનુષ્ઠાન વેચીને સાસારિક સુખોની ઇચ્છા) તે નિયાણુ કહેવાય

પ્રશ્ન ૩૨૮—સમ્યગ્દૃષ્ટિ જીવ નિયાણુ કરે કે નહિ? નિયાણુ કરે તો સમકિત રહે કે નહિ?

**સમાધાન**—જીવ જ્યારે સમ્યક્ત્વ પામે છે ત્યારે સંસારમા થતી આત્માની દુર્દશા લક્ષ સમક્ષ ખડી થાય છે એટલે દુનીયાના (દેવ તથા મનુષ્યના) ઉત્કૃષ્ટ સુખોમા પણ તે રતિ વગરનો હોય છે, અર્થાત્ વૈરાગ્યવાન હોય છે તો પછી અનૂપમ મોક્ષને આપનારી એવી ધર્મક્રિયાને વેચીને સાંસારિક સુખો ઇચ્છે એ બનવુ જ અશક્ય છે છતા પણ કોઈક નિયાણું કરે તેથી તે સમ્યક્ત્વ વગરનો છે એમ કોઇ પણ શાસ્ત્રના તેવા પુરાવા વગર કહી શકાય જ નહિ, કારણકે નિયાણુ કરનારમા સમકિત નથી આ વાત તો કોઈ પણ શાસ્ત્રમા ખાસ લખાણુ તરીકે છે નહિ નવ જાતના નિયાણામા પણ બધામા સમ્યક્ત્વનો અભાવ જણાવ્યો નથી, તેમજ સંલેખનામા નિયાણાને વ્રતના ભંગાભંગરૂપ અતિચાર ગણ્યો છે નિયાણુ મોક્ષ માર્ગના તો વિઘ્નરૂપ છે

**પ્રશ્ન ૩૨૯**—તમામ જીવો ચારિત્ર લઈને નવગ્રૈવેયકમા કેટલી વખત ગયા છે ? ને એ પાઠ કયા શાસ્ત્રમા છે ?

**સમાધાન**—આણાવોહેડણના વિગેરે પાઠો પંચસૂત્રી વૃત્તિને શ્રી ભગવતીજી આદિમા તે વિષયના સ્પષ્ટ પાઠો છે, પણ તે પાઠો વ્યવહારરાશિમા આવ્યા પછી જેઓને અનંતો કાલ થઈ ગયો હોય તેવા જીવોને આશ્રયી સમજવા

**પ્રશ્ન ૩૩૦**—પંચમકાલના ભવ્યાત્માઓ માટે મોક્ષના દ્વાર શુ બંધ છે ?

**સમાધાન**—આ પંચમકાલને માટે તો શુ પણ કોઈપણ કાલને માટે મોક્ષના દ્વાર ભવ્યાત્માઓ માટે કોઈએ બંધ કરેલા નથી પણ પંચમકાલમા (પાંચમા આરામા) કોઇ પણ જ

જીવ કેવલજ્ઞાન, કેવલદર્શન, વીતરાગતા અને અનન્તવીર્ય પ્રાપ્ત કરી શકે તેવી યોગ્યતા છે નહિ તેથી મોક્ષે જાય (જઇ શકે) નહિ, એ અપેક્ષાએ પાચમા આરામા મોક્ષના દ્વાર બધ છે એમ કહેવાય છે

પ્રશ્ન ૩૩૧--કેટલાકો એમ કહે છે કે વારવાર આગમો વાચવાથી ફાયદો શો ?

**સમાધાન**--વારવાર આગમો વાચવાથી શુ ફાયદો એમ કહેવુ વણ ૪ ભૂલ ભરેલુ છે કારણ કે એકની એક વસ્તુ બીજી વખત, ત્રીજી વખત વાચવામા આવે તો ઉંડુ ઉંડુ રહસ્ય નીકળે જેમ મોતીનો વેપારી દરરોજ ગ ઠેવારો (મોતીની પોટલી) ખોલીને બેસે અને મોતીને તપાસે તેમા કીંમતી મોતી પારખે અને લાભ ગણે તાત્પર્ય સારો લાભ મેળવે એ બધુ પરિણામ શાનુ ? ફક્ત ગ ઠેવારો ખોલવાનુ જ છે તેમ શાસ્ત્રને વારવાર ઉથલાવીને વાચનાર મનન કરનાર અપૂર્વ જ્ઞાન મેળવી શકે છે માટે હમેશા શાસ્ત્રાભ્યાસમા ને શાસ્ત્રાર્થ વિચારણામા આગળ વધવુ એ જ યોગ્ય છે

પ્રશ્ન ૩૩૨--સ્વાધ્યાયથી આત્માને કયા કયા લાભ થાય ?

**સમાધાન**--શ્રી જીનેશ્વર મહારાજના શાસનમા અસખ્ય યોગોમા સ્વાધ્યાય એ પરમ તપ છે સ્વાધ્યાય કરવાથી આત્માની પરિણતિ ઘણી સુદર રહે છે પ્રશસ્ત ધ્યાનમા અને વૈરાગ્યભાવની પુષ્ટીમા સ્વાધ્યાય પરમ કહ્યુ છે

પ્રશ્ન ૩૩૩--શ્રુતકેવલી, અવધિજ્ઞાની અને મન પર્યવજ્ઞાની પરમાણુ દેખી શકે કે નહિ ?

**સમાધાન**—શ્રુત, તથા મન પર્યવજ્ઞાનવાળા પરમાણુ જોઈ શકે નહિ પણ કેવલી જોઈ શકે અથવા પરમાવધિજ્ઞાન કે જેના ઉત્પન્ન થયા પછી કાચી બે ઘડીમા કેવલજ્ઞાન થાય છે તેથી તે પણ પરમાણુને જાણી શકે છે

**પ્રશ્ન ૩૩૪**—શાસ્ત્રમા ત્રણ પ્રકારના અજીર્ણ કહ્યા છે તે કયા ?

**સમાધાન**—જ્ઞાનનુ અજીર્ણ અહંકાર, ( સ્થુલીભદ્રજીની પેઠે ) તપનુ અજીર્ણ ક્રોધ, ( અગ્નિશર્માની પેઠે ) ક્રીયાનુ અજીર્ણ ઇર્ષ્યા ( કુસુમપુરમા રહેલ સવેગી મુનિની પેઠે )

**પ્રશ્ન ૩૩૫**—આ અવસર્પિણીમા દશ આશ્ચર્યો થયા તેવુ કલ્પસૂત્રાદિમા કહેવાય છે અને બીજા પણ મરૂદેવીના મોક્ષ જેવા આશ્ચર્યરૂપે જણાતા કેટલાયેક દાખલા બન્યા છે પણ એવુ કોઇ કાળે થાય ખરૂ કે સર્વજ્ઞ થયા વગર કોઈ મોક્ષે જાય ?

**સમાધાન**—કેટલીક બાબતો આશ્ચર્યરૂપે અનન્તકાલે કોઇ વખત બને પણ એવો બનાવ તો અનતી ઉત્સર્પિણીના ભૂતકાલમા બન્યો નથી, વર્તમાનમા બનતો નથી, અને ભવિષ્ય કાલમા બનશે પણ નહિ કે સર્વજ્ઞ થયા વગર કોઈ મોક્ષે જાય ?

**પ્રશ્ન ૩૩૬**—ક્ષાયિક સમ્યગદૃષ્ટિ વધારેમા વધારે કેટલા ભવે મોક્ષે જાય ?

**સમાધાન**—જો દેવ અથવા નરકમા જાય તો ક્ષાયિક સમ્યક્ત્વવાળાને ત્રણ ભવ અને અસખ્ય આયુષ્યવાળા જુગલીયામા જાય તો ચાર ભવ થાય શ્રી કૃષ્ણ મહારાજને પાચ ભવ છે

પ્રશ્ન ૩૩૭—'જેમ તે ભૂલ્યો રે મૃગ કસ્તૂરીઓ, લેવા મૃગ મદ ગધ' ઈત્યાદિ ગાથામા કહે છે કે કસ્તુરીઓ મૃગ પોતે કસ્તુરીની સુગધ મેળવવા માટે ચારે બાજુ દોડે છે કસ્તુરી તો પોતાની ડુટીમા જ રહેલી છે તો ભટકવાનું કારણ શું?

સમાધાન—જે વખતે કસ્તુરીઓ મૃગ શ્વાસ લે તે વખતે શ્વાસ દ્વારાએ ડુટીમાથી ગધ નીકળે તે બહાર નીકળીને પાછી પવનદ્વારાએ નાકમા પેસે છે એ સુગધને બહારથી આવતી ધારીને કસ્તુરીઓ મૃગ કસ્તુરીની ગધ લેવા દોડાદોડ કરે છે તે માત્ર ભટકવા સબધમા ઘટના છે

પ્રશ્ન ૩૩૮—જેમ પરમેશ્વર પુણ્યના કાર્યોમા કારણભૂત છે તેમ પાપમય કાર્યોમા કારણભૂત ખરો કે નહિ?

સમાધાન—ના પરમેશ્વર શુભ કાર્યોમા કારણભૂત છે પણ અશુભ કાર્યોમા કિંચિત્ પણ કારણભૂત છે જ નહિ જેમ સૂર્યનું અજવાળુ કાટા કાકરાથી બચાવે અને ચોકખો માર્ગ બનાવે તેમા સૂર્યનું અજવાળુ કારણરૂપ છે પણ કોઇક બેવકુફ માણસ જાણી જોઈને આખો મીંચીને ચાલે અથવા અધ હોય કે અધારામા ચાલે અને તેથી કાટા ખાડા કે ઠેકરાથી નુકસાન થાય, એમા કાઈ સૂર્ય એ નુકશાનનું કારણ નથી તેવીજ રીતે પરમેશ્વર પણ સૂર્યની માફકજ સર્વ વસ્તુ પ્રકાશક હોવાથી પુણ્યના કાર્યોમા કારણ બને છે અને પાપના કાર્યોમા લગીર પણ કારણરૂપ બનતા નથી

પ્રશ્ન ૩૩૯—એક માણસ અગ્નિને સળગાવે (પ્રગટાવે) અને બીજો સળગતા અગ્નિને ઓલવી નાખે એ બેમા વિશેષ કર્મ કોણ બાધે?

સમાધાન—શ્રી સૂત્રકૃતાંગસૂત્રમાં અગ્નિભયનો અધિકાર ચાલ્યો છે, ત્યાં શ્રી ગૌતમસ્વામી મહારાજે શ્રી વીરભગવાન ને પૂછેલા આવા પ્રશ્નના પ્રત્યુત્તરમાં પ્રભુએ ફરમાવ્યું છે કે અગ્નિ સળગાવનાર કર્મ વધારે બાંધે કારણ શું ? અગ્નિ બુઝાવ નાર તે તો તે વખતેજ પૃથ્વ્યાદિકની હિંસા કરે છે માટે કર્મ ઓછું બાંધે છે પણ અગ્નિ સળગાવનારને તો સળગાવવાના વખતથી માંડીને યાવત્ અગ્નિનું શમન ન થાય ત્યાં સુધી છએ કાયની હિંસા થતી હોવાથી તે ઘણું પાપ બાંધે છે

પ્રશ્ન ૩૪૦—નિર્જરાના પ્રકાર કેટલા અને તે નિર્જરા આત્માને કર્મોથી શી રીતે અલગ કરે ?

સમાધાન—નિર્જરા બે પ્રકારની છે એક સકામ નિર્જરા બીજી અકામ નિર્જરા "ज्ञेया सकाम यतीनाम् अकामात्व न्य-देहीनाम" ચારિત્રધર મુનિઓને સકામ નિર્જરા હોય છે જ્યારે બીજા પ્રાણીઓને તો "कर्मणाम फलवत् पाको यदुपायात् स्वतोऽपि च" કર્મોની પરિપક્વતા થવાથી અથવા તો એવા ઉપાયોદ્વારાએ થવાવાળી નિર્જરા છે તે અકામ નિર્જરા છે सदोषमपि दीप्तेन सुवर्णं वह्निना यथा तपोऽग्निना तप्यमानस्तथा । जीवो विशुध्यति ॥ १ ॥ જેમ માટીથી લિપ્ત એવું પણ સોનું દેદિપ્યમાન અગ્નિના સંસર્ગથી શુદ્ધ સુવર્ણ થાય છે તેમ કર્મથી લિપ્ત એવો આત્મા તપશ્ચર્યારૂપી અગ્નિના તાપથી કર્મો અલગ કરીને સુવર્ણની માફક શુદ્ધ સ્વરૂપમય થાય છે

પ્રશ્ન ૩૪૧—सवरात् मोक्षाय यतितव्य એમ શાસ્ત્રકાર કહે છે પણ સંવર એટલે શું ?

**સમાધાન**—મુખ્યતાએ તો આશ્રવનો રોધ તે સવર કહેવાય તે સવરના ભેદો બે છે એકતો દ્રવ્ય સવર અને બીજો ભાવ સવર " य कर्मपुद्गलादानच्छेद स द्रव्यसवर । भवहेतुक्रियात्याग स पुनर्भाव स्याग ॥ १ ॥ જે કર્મ પુદ્ગલોને અગ્રહણ ( નહિ ગ્રહણ કરવુ ) તે દ્રવ્ય સવર અને સસારમા રખડાવી મારનાર પાપમય પ્રવૃત્તિઓને મન વચન કાયાથી ( ત્રિકરણ યોગે ) ત્યજી દેવી ( છોડી દેવી ) તે ભાવ સવર છે

**પ્રશ્ન ૩૪૭**—આશ્રવો કોને કહેવાય ? મન વચન કાયાની કઇ પ્રવૃત્તિથી શુભ આશ્રવ આવે અને કઇ પ્રવૃત્તિથી અશુભ આશ્રવ આવે ?

**સમાધાન**—मनोवाक्काय कर्माणि योगा कर्म शुभाशुभ यदाश्रवन्ति जतुनामाश्रवास्तेन कीर्तिता ॥१॥ મન વચન અને કાયા દ્વારાએ જે શુભ અથવા તો અશુભ કર્મોને જે પ્રાણીઓ એકઠા કરે છે તે આશ્રવ છે मैत्र्यादिवासित चेत कर्म सूते शुभात्मकम् कषाय विषयाक्रान्त वितनोत्यशुभ पुन ॥ १ ॥ મૈત્રી પ્રમોદ કારૂણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવનાયુક્ત ચિત્તવાળો પ્રાણી કરે તો શુભ આશ્રવનો સગ્રહ કરે અને ચાર કષાયો અને પાચ ઇંદ્રિયોની અદર તલ્લીન ચિત્તવાળો અશુભકર્મોને વિસ્તારે છે शुभार्जनाय निर्मिथ्य श्रुतज्ञानाश्रित वच । विपरीत पुनर्ज्ञेयाम् शुभार्जनहेतवे ॥ १ ॥ સાચુ વચન અને શ્રુતજ્ઞાન એટલે શાસ્રને અનુસરતુ પણ પરસ્પર વિરૂદ્ધ અને અસબદ્ધ નહિ એવુ વચન બોલવાથી શુભ આશ્રવ અને એનાથી વિપરીત એટલે જેમ તેમ જુઠુ બોલવુ શાસ્રના યથાર્થ અભ્યાસ વિના યદ્વાતદ્વા પ્રલાપવાદ કરવો એ બધુ અશુભ

આશ્રવના હેતુ ભૂત છે शरीरेण सुगुप्तेन शरीरी चिनुते शुभम्। सततारम्भिणा जंतुघात केनाऽशुभ पुन શરીરથી સુગુપ્ત પ્રાણી શુભ કર્મોને એક્ઠા કરે છે અને તેનાથી વિરૂદ્ધ એટલે નિરતર સતત ( અહર્નિશ ) આરભમાજ મન વચન કાયાના યોગને પ્રવર્તાવનારો અનેક જીવોના ઘાતમાજ ઉદ્યત પ્રાણી અશુભ કર્મના આશ્રવને ઉપાર્જન કર છે

**પ્રશ્ન ૩૪૩**—નાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને મોહનીય કર્મોના આશ્રવ શી રીતે આવે છે ?

**સમાધાન**—આ કર્મોના શુભાશુભ આશ્રવોના વિભાગ નીચે પ્રમાણે છે

૧ જ્ઞાન ભણનાને વિઘ્ન કરવુ, શાસ્ત્રીય પદાર્થોને ઓળવી રાખવા, જ્ઞાન અને જ્ઞાનીઓની આશાતના કરવી, ઉપઘાત કરવો અને જ્ઞાની મહાત્મા ઉપર માત્સર્ય રાખવુ આ તમામ જ્ઞાનાવરણીયના આશ્રવો અશુભ છે અર્થાત્ જ્ઞાનાવરણીયના આશ્રવો અશુભજ હોય

૨ દર્શનાવરણીયના આશ્રવો નિદ્રાઆદિકપ્રમાદોનુ આસેવન કરવાથી થાય છે તે સર્વ અશુભ આશ્રવજ છે

૩ દેવપૂજા, ગુરૂસેવા, સુપાત્ર દાન, જીવોની દયા, ક્રોધા ભાવરૂપ ક્ષમા, સરાગસયમ, દેશવિરતિસયમ, અકામનિર્જરા (અજ્ઞાની જીવોને બની) શૌચ (પવિત્રતા), બાલતપ (વગર સમજે કરાતી તપશ્ચર્યા ), આ વેદનીય કર્મના શુભ આશ્રવો છે, દુ ખ, શોક, પ્રાણીઓની હિ સા, રૂદન, રમત વિગેરે પોત કરે અથવા બીજાને કર તથા [illegible] રે વેદનીય કર્મના અશુભ આશ્રવે છે

૪ કેવલજ્ઞાની, શાસ્ત્ર, ચતુર્વિધસંઘ, તથા ધર્મના અવર્ણવાદ બોલવાથી, ઉપદ્રવ વિગેરે કરવાથી મોહનીય કર્મના આશ્રવો આવે છે અને તે અશુભ છે

**પ્રશ્ન ૩૪૪**—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મોના શુભ આશ્રવો હોય કે નહિ ?

**સમાધાન**—ન હોય કારણ કે જ્ઞાન વિગેરે તો આત્માના મૂલ ગુણો છે જ્યારે આશ્રવો તો પૌદ્ગલિક છે, જ્ઞાનાવરણીય વિગેરે તો પોતેજ આશ્રવરૂપ છે આત્માના મૂલ ગુણનો ઘાત કરનાર છે એ ચારે ઘાતી કર્મોનો નાશ થવાથી તો અનન્તજ્ઞાન, અનન્તદર્શન વીતરાગતા, અને અનંતવીર્યરૂપ આત્મીય ગુણોનો આવિર્ભાવ થાય છે માટે આ ચાર કર્મોના શુભ આશ્રવ હોયજ નહિ

**પ્રશ્ન ૩૪૫**—પુંડરીક રાજાએ કંડરીકને ગૃહસ્થવેષ આપી પોતે સાધુપણું સ્વીકાર્યું એમને સાધુપણું તોડાવવાનો દોષ લાગ્યો કે નહિ ?

**સમાધાન** —રાજ્યની ઈચ્છાવાળા કંડરીક મુનિ જ્યારે જ્યારે આવ્યા છે ત્યારે ત્યારે પહેલા તો એ ત્રણ વખત પુંડરીકે એમને સ્થિર કર્યા છે છેલ્લી વખતે કંડરીક આવી ગામ બહાર ઉતર્યાના સમાચાર જાણી પુંડરીક રાજા ત્યા આવ્યા તો કંડરીકને લીલોતરી ઉપર બેઠેલા અર્થાત્ સાધુત્વથી ખસી ગયેલા ( ચ્યુત થયેલા ) જોયા અને હવે એ સ્થિર થાય એવુંજ નથી એમ ધારી પોતે રાજધુરાને છોડી કંડરીકના સાધુવેષને સ્વીકારી લીધો અત્ર પુંડરીકને કંડરીકને સાધુપણાથી ખસેડવાનો દોષ બીલકુલ નથી કારણ કે કંડરીકના

આચાર વિચારથી, બોલવા ચાલવાથી તે સાધુપણામા હવે ટકે તેમ નથી સાધુપણુ છોડવાનોજ છે એમ નિશ્ચય થવાથી પોતે સાધુવેષ સ્વીકાર્યો છે અને કડરીકને ( તેની પોતાની તે ઇચ્છા હોવાથી ) રાજ્ય આપ્યુ છે માટે સાધુપણાથી ખસેડવાનો લેશ પણ દોષ પુડરિકને છે જ નહિ

**પ્રશ્ન ૩૪૬—દેશના દેવાને અધિકારી કોણ ?**

**સમાધાન**—ધર્મોપદેશ દેવાનો અધિકાર શાસ્ત્રકારોએ સર્વથા ત્રિવિધ ત્રિવિધ વોસીરાવ્યો છે સસાર જેમણે એવા મુનિઓને જ સમર્પ્યો છે મુનિ પણ યોગ્ય સ્થાને દેશના આપે તો જ–સ્વ–પર ઉપકારી થાય કેમકે "यद्भावित मुनीन्द्रै र्याप खलु देशना प्रस्थाने 'उन्मार्गनयन भवगहे दारुण विपाक'" બાલબુદ્ધિ, મધ્યમબુદ્ધિ અને તીક્ષ્ણબુદ્ધિ જીવોને તપાસ્યા વગ જો બાલબુદ્ધિવાળાને લાયક દેશના તીક્ષ્ણ બુદ્ધિવાળાને આપ વામા આવે, તીક્ષ્ણબુદ્ધિવાળાને લાયક દેશના મધ્યમ બુદ્ધિ વાળાને આપવામા આવે તો પરસ્પર યોગ્યસ્થાનના અભાવે તે દેશના છે છતા પણ તે દેશનાને શાસ્ત્રકારોએ પાપમય દેશના અને ભવાટવીમા ભયકર વિપાક ( દુ ખ )ને આપનારી દેશના કહી છે તત્વ એ છે કે સસારથી ઉદ્ધાર કરનારની દેશના પણ અસ્થાને દેવામા આવે તો સમારમા ડૂબાડનારી થાય છે

**પ્રશ્ન ૩૪૭**—કેટલાકો કહે છે કે નવકારમત્ર ગણવા કરતા એ ટુક અક્ષરોમા જો ૐ नमो पार्श्वनाथाय । ઇત્યાદિ જો ગણવામા આવે–જાપ કરવામા આવે તો આ ભવમા ને પર ભવમા મહાઋદ્ધિ સિદ્ધિને આપનારો થાય આવુ કહેવુ એ શુ મત્રાધિરાજ નવકારમત્રની તથા શાસ્ત્રની અવગણના નથી ?

સમાધાન—શાસ્ત્રકારોએ જગો જગો પર નવકારમંત્ર ગણવાનું કહ્યું છે એનું કારણ એવું છે કે નવકારમંત્ર અનાદિ અનન્ત છે, શાશ્વતો છે, એ નવકાર મંત્રનો જે સારો સંસ્કાર આત્મામાં પડી જાય તો શ્રી જિનેશ્વરદેવના ધર્મની પ્રાપ્તિ થાય એના કાંઇક દાખલા નવકારમંત્રના છંદ વિગેરેથી મૌજુદ છે પણ ૐ ગણો એમ કહેનારા ખરેખર શાસ્ત્રની અને ચૌદપૂર્વના સારભૂત એવા નવકાર મહામંત્રની અવગણના કરનાર હોવાથી મહામિથ્યાદષ્ટિ છે—કારણ કે શ્રી સિદ્ધસેન દીવાકાર જેવા મહાસમર્થ આચાર્યે પણ નવકારમંત્ર સંસ્કૃત ભાષામાં ટુંકા રૂપે અને પ્રાકૃત ગણવાનો વિચારમાત્ર થયો તેથી તેમને પારાંચિત્ નામનું પ્રાયશ્ચિત આવ્યું તો પછી મહામંગલમય નવકારમંત્રને ઉત્થાપીને તેને ઠેકાણે ૐ નમો ગણવાનો ઉપદેશ કરનારાને કેટલું પ્રાયશ્ચિત છે તે સ્વયં સમજાય તેવું છે

પ્રશ્ન ૩૪૮--ત્યારે હેમચંદ્રસૂરીશ્વરજીએ યોગશાસ્ત્રમાં ૐકાર જપવાનું કેમ કહ્યું છે?

સમાધાન--કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીમદ્ હેમચંદ્ર સૂરીશ્વરજીએ યોગશાસ્ત્રમાં ૐકારપૂર્વક નવકાર જપવાનું તેઓને કહ્યું છે કે જેઓને ઐહિક સુખની ઇચ્છા હોય પણ જેમને મોક્ષની જ ઇચ્છા હોય તમને માટે ૐકારની જરૂર છે નહિ

मन्त्रप्रणवपूर्वोऽयं फलमैहिकमिच्छुभि ॥
ध्येय प्रणवहीनस्तु निर्वाणपदकाङ्क्षिभि ॥१॥

પ્રણવ એટલે ૐકારપૂર્વક આ લોકના સુખની ઇચ્છાવાળાએ નવકારાદિકનો જાપ કરવો, પણ નિર્વાણ (મોક્ષ) સુખની ઇચ્છા વાળાએ તો ૐકારપૂર્વક ગણવાની જરૂર છે જ નહિ

**પ્રશ્ન ૩૪૯**—જ્ઞાનદાન કોનુ નામ ?

**સમાધાન**—અજ્ઞાન જીવોને જીવ, અજીવનુ સ્વરૂપ, આશ્રવ તથા સવરોના કારણો, બધ તથા નિર્જરાના સાધનો તથા મોક્ષના ઉપાયોનુ જ્ઞાન આપવામા આવે તેને જ્ઞાનદાન કહેવાય કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમચદ્રસૂરીશ્વરજી લખે છે કે "જ્ઞાન ધર્માનભિજ્ઞસ્ય ।" ધર્મને નહિ સમજનારાઓને જે જ્ઞાન આપવામા આવે તે જ્ઞાનદાન કહેવાય તે સિવાયનુ સોલીસી ટર અથવા બારીસ્ટર સુધીની અથવા તેવીજ સ્થિતિ સુધીનુ વ્યવહારી જ્ઞાન દેવાય તેને જ્ઞાનદાન તો કહી શકાય જ નહિ—કારણકે વ્યવહારીક જ્ઞાન વસ્તુત સાચુ જ્ઞાન નહિ હોવાથી ખરેખર અજ્ઞાનદાનજ કહેવાય છે, કારણકે તે સસારમા ડુગા ડવાનુ પરમ કારણ છે

**પ્રશ્ન ૩૫૦**—આ જીવ સુખમા રાજી અને દુ ખમા નારાજ કેમ થાય છે ?

**સમાધાન**—આ જીવ સુખના અને દુ ખના કારણોમા જતો નથી માટે જ એની એ દશા છે સુખ ભોગવવામા જીવ પોતાની કર્મની શુભપ્રકૃતિમા પણ નુકશાન કરે છે જીવ જ્યારે દુ ખ ભોગવવાને તૈયાર થાય ત્યારે કર્મની અશુભપ્રકૃતિઓ તોડે છે તેથી દિન પ્રતિદિન તે હલકો થાય

**પ્રશ્ન ૩૫૧**—દીવસ કેટલી ઘડી ચઢયો અથવા કેટલી ઘડી બાકી રહ્યો એવુ જૈનશાસ્ત્રમા કયાઇ વિધાન છે ?

**સમાધાન**—યતિદિનચર્યા નામના ગ્રન્થમા સાધુઓએ પોરિસિ કયારે ભણાવવી વિગેરે અધિકાર જ્યા ચા લો છે ત્યા

જણાવ્યુ છે કે પોતાના શરીરની છાયા પગલાથી માપવી તે જેટલા પગલા થાય તેમા સાતની સખ્યા ઉમેરવી, આવેલ સરવાળાની સખ્યા વડે ૨૮૯ ને ભાગવા, આવેલા ભાગાકાર માથી એ બાદ કરી, તે બાદબાકીના અર્ધા કરવા તે જે સખ્ય આવે તેટલી ઘડી દીવસ ચઢયો અને બપોર પછી તેટલી ઘડી દીવસ બાકી રહ્યો એમ સમજવુ

ઉદાહરણ—છાયાના માપના ૧૦+૭–૧૭, ૨૮૯ – ૧૭–૨ ૧૭=૧૫=અર્ધ–૭ા ઘડી એટલે ત્રણ કલાક ભાગાકારમા વધેલ શેષ તે પળો સમજવી એક મીનીટની પળો ૨ા ( અઢી થાય છે

પ્રશ્ન ૩૫૨—પદાર્થની ઉત્તમતા હોય તો પછી દ્રષ્ટાન્ત આવશ્યક્તા શી ?

સમાધાન—દ્રષ્ટાન્ત દ્વારાએ ઉત્તમ પદાર્થોની જે અસ થાય છે તે અસર પદાર્થની ગમે તેટલી ઉત્તમતા છતાયે થ નથી માટે દ્રષ્ટાન્તની પૂરેપૂરી જરૂરીઆત છે

પ્રશ્ન ૩૫૩—પુરૂષને ધર્મપ્રાપ્તિ થાય, વિષયથી તે વિરક્ત બનીને વિરાગી થાય અને તેથી તે પુરૂષ સ્ત્રીના વિષયની પિપા પૂરી ન પાડે તે કારણથી સ્ત્રી ઉન્માર્ગે જાય, વ્યભિચારી થાય તો તે પાપ તે પુરૂષને લાગે કે નહિ ?

સમાધાન—આવા પુરૂષને આ દોષનો લેશ પણ લા નહિ, પ્રદેશી રાજાને ઝેર આપનારી સૂર્યકાન્તા રાણી દાખલો શાસ્ત્રસુપ્રસિદ્ધ છે આજ કારણે રાજાને ઝેર આપના તે રાણી મરીને નરકે ગઇ અને પ્રથમ અવસ્થામા જે મહ

પહેર્યા વિના ગૃહસ્થપણામા રહી સાધુપણામા ક્રિયા કરનાર સાધુ ગણાય કે નહિ ?

**સમાધાન**—મનોચ્ચારણ કર્યા વગર કરાતુ સાધુપણાનુ અનુષ્ઠાન સાધુપણામા ગણાય નહિ કેમકે શ્રી વીરભગવાન બે વર્ષ ઘરમા રહ્યા તે દરમ્યાન શરીર શુશ્રુષાનો સર્વથા ત્યાગ કર્યો હતો બ્રહ્મચર્ય પાલન તો હોય જ-એમા પુછવાનુ શુ ? આહાર પાણી પણ બેતાલીસ દોષ રહીત લેતા હતા, આટલુ છતા તેમની ક્રિયા સાધુવેષ વગર સાધુપણામા ગણાઇ નથી અને તેથી જ એમને મન પર્યવ જ્ઞાન થયુ નહિ, અને ગૃહસ્થાવાસ ૨૮ વર્ષનો નહીં પણ ત્રીસ વર્ષનો ગણ્યો છે

**પ્રશ્ન ૩૫૮**—દ્રવ્ય સાધુપણા વગર જેઓને કેવલજ્ઞાન થયુ હોય એવા ગૃહસ્થો વદન કરવા લાયક છે કે નહિ ?

**સમાધાન**—ભાવનામા આરૂઢ થવાથી ગૃહસ્થપણામા કેવલ જ્ઞાન થયા છતા જ્યા સુધી તે દ્રવ્ય સાધુપણુ ન અગીકાર કરે ત્યા સુધી તે વદના કરવા લાયક નહિ શ્રી ભરત મહારાજને કેવલજ્ઞાન થયુ પણ આવેલા સૌધર્મેન્દ્રે વિનતિ કરીને એ જ કહ્યુ કે-" આ વેષ અગીકાર કરો, પછી હુ વદના કરૂ "

**પ્રશ્ન ૩૫૯**—કયા કયા દેવતાઓમાથી ચ્યવીને વાસુદેવો થઇ શકે ?

**સમાધાન**—અનુત્તર દેવલોક સિવાયના દેવલોકમાથી ચ્યવેલા વાસુદેવો થઇ શકે

**પ્રશ્ન ૩૬૦**—અસ્પૃશ્ય જાતિવાળા ભાવિક હોય તો ધર્મ કાર્યમા કેવી રીતે વર્તે ?

સમાધાન—ધર્મભાવિક હોય તે ધર્મના કાનુનને માન આપે એમા નવાઈ શી! ઉપદેશ-તરગિણીમા લખે છે કે કોઈક ભાવિક ઢેડજનોનો શ્રી સિદ્ધાચલજી જવા માટે સઘ નીકળ્યો પણ અસ્પૃશ્ય દોષના કારણે ડુગરના પગથીએ પણ નથી ચઢ્યો, પણ ડુગરને પ્રદક્ષિણા કરીને પાછો ફર્યો છે

પ્રશ્ન ૩૬૧—મુખ્ય રીતિએ મનુષ્યપણું પામવાના કારણો કયા?

સમાધાન—શાસ્ત્રકારો કહે છે કે पयइ तनु कसाओ— સ્વભાવિક પાતળા કષાયો, दानरुइ દાન દેવાની રૂચિ અર્થાત્ જેટલુ દેવાય તટલુ ઓછુ એવી મા યતા દાનને અગે હોવી, मज्झिमगुणो દયા દાક્ષિણ્યાદિક મધ્યમગુણો આ કારણો મનુષ્ય ભવના છે

પ્રશ્ન ૩૬૨—સાધુના પરિચયથી કોઇ હલુકર્મી જીવ વિરાગી થાય ત્યારે દુનિઆદારીના લોકો કહે છે કે સાધુએ ભુરકી નાખી! એ ભુરકી એટલે શુ?

સમાધાન—સાધુમા રહેલા ત્યાગની છાયા સામા આત્મા પર પડવાથી તે વિરાગી થાય છે ત ત્યાગની છાયાને જે લોકો કહે છે તે ભુરકી સમજવી ત સિવાય કામણ ટુમણાદિ કરે નહિ

પ્રશ્ન ૩૬૩—પૌદ્ગલિક ઇચ્છાએ ધર્મ કરવાનુ કહે નાર સાધુના મહાવ્રત રહે કે નહિ?

સમાધાન—મહાવ્રતધારીઓએ હિંસાદિક પાચે આશ્રવો ત્રિવિધ-ત્રિવિધ વોસિરાવવા લાયક છે જ્યારે ધન, પુત્ર, સ્ત્રી

આદિ મેળવવા માટે પણ ધર્મ કરવાનુ કહે તો દુનિઆદારીની બધી અનુમોદના લાગે તો પછી મહાવ્રત રહે કેવી રીતે? ન જ રહે

પ્રશ્ન ૩૬૪—"ધમસ્વર્ગાપવર્ગદ" એવું કહેનાર શાસ્ત્રકારના મહાવ્રત રહે કે તૂટે?

સમાધાન—ધર્મ, સ્વર્ગ અને મોક્ષને આપનારો છે માટે ધર્મ જરૂર કરવો જ જોઇએ એમ કહેવાથી શાસ્ત્રકારનુ મોક્ષ તરફ દુર્લક્ષ્ય ન હોવાથી મહાવ્રત તૂટે નહિ

પ્રશ્ન ૩૬૫—આર્યક્ષેત્ર કોને કહેવાય?

સામધાન—શ્રી તીર્થકરદેવ તથા ચક્રવર્તી આદિ ઉત્તમ પુરુષોનો જન્મ જે ભૂમિમા થાય તે ભૂમિમા જ મોત્ર જીવો તે આર્યક્ષેત્ર કહેવાય છે, એટલુ જ નહિ પણ જ્યા ધર્મ એવા શબ્દ સભળાય છે તે પણ આર્યક્ષેત્ર કહેવાય છે

પ્રશ્ન ૩૬૬—આવશ્યક કેટલા પ્રકારના છે?

સમાધાન—અનુયોગદ્વાર સૂત્રમા આવશ્યક ત્રણ પ્રકારના કહ્યા છે ૧ લોકોત્તર આવશ્યક, ૨ લૌકિક આવશ્યક, ૩ મિથ્યાત્વ આવશ્યક

૧ સામાયિક, પ્રતિક્રમણ કાયોત્સર્ગાદિ જે કરાય તે લોકોત્તર આવશ્યક કહેવાય

૨ ભારત, રામાયણાદિક ગ્રન્થો જ્યારે ઐતિહાસિક હતા ત્યારે તે લૌકિક આવશ્યક

૩ અને તે ( ભારત રામાયણાદિ ) ગ્રન્થોમા કહેવા રામ

વિગેરે ને અવતારી પુરૂષો તરીકેની માન્યતા તે મિથ્યાત્વ આવશ્યક

પ્રશ્ન ૩૬૭—ભરત મહારાજાના રસોડામા જમનારા શ્રાવકો કઇ શરતો પાળતા હતા?

**સમાધાન**—૧ બનતા સુધી સર્વથા બ્રહ્મચર્ય પાળવુ

૨ યદિ નપાળે તો પોતાના પુત્રપુત્રીઓને સાધુસાધ્વીને સોપવા

૩ પોતાના બાલબચ્ચા દીક્ષા લે તે માટે મહેનત કરવી

૪ દીક્ષા ન લે તો સમ્યક્ત્વ મૂલ બારવ્રતો પાળવા ( ખાસ કરીને આ ચાર નિયમો હતા )

પ્રશ્ન ૩૬૮—સમ્યક્ત્વ પામતી વખતે જીવ કેટલી નિર્જરા કરે ?

**સમાધાન**—સર્વ વિરતિમા રહેલ સાધુ જે નિર્જરા કરે તેના કરતા અસખ્યાત ગુણી નિર્જરા કરે

પ્રશ્ન ૩૬૯—ગોશાલો તીર્થંકરને માનતો હતો કે કેમ ?

**સમાધાન**—માનતો હતો, તીર્થંકરથીજ શાસન પ્રવર્તે છે એમ માનતો હોવાથીજ પોતાને ચોવીસમો તીર્થંકર જણાવતો હતો

પ્રશ્ન ૩૭૦—ધર્મ જોવામા બારીક બુદ્ધિ જોઇએ એ કથનનુ રહસ્ય શુ ?

**સમાધાન**—શ્રી તીર્થંકરઆદિની હયાતિમા ઢક જેવા

પ્રશ્ન ૩૭૬—શ્રી તીર્થંકરની દેશનામા ક્રોડો જીવોની શકાના સમાધાનો એકી સાથ કેવીરીતે થતા હશે ?

સમાધાન—દેવાધિદેવ શ્રી તીર્થંકરદેવનો પ્રભાવજ અચિંતનીય છે શ્રી તીર્થંકરદેવનુ જેવુ વચન દેશનામા નીકળવાનુ હોય તેવીજ શકાઓ ક્રોડો શ્રોતાઓને થાય અને તે શકાઓનો ખુલાસો દેશનામા વ્યક્ત થતી વાણીથી આપોઆપ થઇજ જાય સામાન્યકેવલીની દેશનામા તે તાકાત છે જ નહિ

પ્રશ્ન ૩૭૭—સૌધર્મ દેવલોક મનુષ્યલોકથી કેટલે છેટે છે ?

સમાધાન—અસખ્યાત ક્રોડાક્રોડ યોજન

પ્રશ્ન ૩૭૮—અભિગમ શ્રાવકો પોતાના છોકરાઓને સાધુ સાધ્વીને સોપતી હતા આ અધિકાર શેમા છે ?

સમાધાન—શ્રી આવશ્યકચૂર્ણિમા

પ્રશ્ન ૩૭૯—જઘન્યથી કેટલી ઉંમરવાળા અનુત્તર વિમાનમા જાય ?

સમાધાન—જઘન્ય થકી ગર્ભથી નવ વર્ષની વયવાળે જીવ અનુત્તર વિમાનમા જાય

પ્રશ્ન ૩૮૦—શાસ્ત્રમા ચિતા કેટલા પ્રકારની કહી છે

સમાધાન—उत्तमाह्नि आत्मचिंता, मोहचिंता च मध्यम अधमा कामचिंता च, परचिंताऽधमाधम ॥ १ ॥ ચિતા ચાર પ્રકારની કહેલી છે પહેલી આત્મચિતા તે ઉત્તમ છે બીજી મોહચિતા તે મધ્યમ છે ત્રીજી કામચિતા તે અધમ છે અને ચોથી પારકી ચિતા એ અધમાધમ છે

પ્રશ્ન ૩૮૧—દેવતા ક્યારે આહાર કરે ?

**સમાધાન**—મનોભક્ષિણો દેવા દેવતાઓ મનોભક્ષી છે આહારની ઇચ્છા થવા માત્રથી તેઓ ધરાઈ જાય છે

**પ્રશ્ન ૩૮૨**—બાદર હિંસાનો ત્યાગ કર્યા વિના સૂક્ષ્મ હિંસાનો ત્યાગ કરી શકાય?

**સમાધાન**—ના, ત્રસની હિંસાથી વિરમ્યા વિના સ્થાવરની હિંસાથી વિરમવાની વાતો કરવી એ દુનિઆને છેતરવાનો જ ધધો છે, જેમ કોઈ માણસ કહે કે મારે દીવસે ન ખાવું ( એટલે-કે રાત્રે ખાવુ ) તેવા પચ્ચખ્ખાણ આપો! અગર કોઈ મુસલમાન અનાજ ન ખાવું અને માસ ખાવુ તેવા પચ્ચખ્ખાણ માગે તો તેવા પચ્ચખ્ખાણ અપાય જ નહિ, કારણકે રાત્રિભોજનનો ત્યાગ કર્યા વિના દિવસે ખાવાના પચ્ચખ્ખાણ અને માસનો ત્યાગ કર્યા વિના અનાજ ખાવાના કરેલા પચ્ચખ્ખાણ તે પચ્ચખ્ખાણ નથી પણ ધર્મનો ઉચ્છેદ કરનારા જ પચ્ચખ્ખાણ છે તેવી રીતે ત્રસની હિંસા છોડ્યા વગર સ્થાવર સૂક્ષ્મનો ત્યાગ પણ તેવો જ સમજવો.

**પ્રશ્ન ૩૮૩**—દુખી જીવોને દેખીને જેને દયા ન આવે તેનામા સમ્યક્ત્વ હોય ખરૂ?

**સમાધાન**—ના, દુખથી રીબાતા પ્રાણીઓને દેખી જેને દયા ન આવે તેનામા સમ્યક્ત્વ હોય જ નહિ

**પ્રશ્ન ૩૮૪**—શ્રી તીર્થંકરનો જીવ અવધિ તથા મનપર્યવજ્ઞાન વગરનો હોય ખરો?

**સમાધાન**—ના, શ્રી તીર્થંકરનો જીવ દીક્ષા લીધા પહેલા અવધિજ્ઞાનવાળોજ હોય અને દીક્ષા લીધા પછી મન પર્યવજ્ઞાનવાળોજ હોય

પ્રશ્ન ૩૮૫—સયમના ભોગે અહિસા કરવા લાયક ખરી કે નહિ ?

સમાધાન—સયમના ભોગે અહિસા કરવા લાયક છે જ નહિ, જો તેમ હોય તો નદી આદિકમા સાધુઓથી ઉતરી શકાયજ નહિઃ ગ્લાનાદિકને માટે વરસતા વર્ષાદમા ગોચરી લાવી શકાય જ નહિ

પ્રશ્ન ૩૮૬—ભાવદયા વિના આવેલો સસારનો કટાળો તે નિર્વેદ કહેવાય કે નહિ ?

સમાધાન—ભાવદયા વગરનો આવેલો સસારનો કટાળો તે નિર્વેદ કહેવાય નહિ, પણ રાજા, ચક્રવર્તી વાસુદેવ, પ્રતિ વાસુદેવપણાના તથા દેવતાઈ સુખ વિગેરે, સસારમા ઉચ્ચમા ઉચ્ચ સુખના સ્થાન મળે તો પણ જેને ઉદ્વેગ જ રહ્યા કરે, આધિ વ્યાધિ ઉપાધિ જેને ડગલેને પગલે કાટાની માફક સા યા કરે અને દુ ખની ખાણરૂપ સસારથી કયારે છુટાય આવી ભાવદયા આવે ત્યારેજ નિર્વેદ કહેવાય

પ્રશ્ન ૩૮૭—કયા ગુણો ફરસે ત્યારે સમ્યગ્દષ્ટિ મનાય ?

સમાધાન—પચાશક સૂત્રમા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી કહે છે કે શુશ્રુષાદિ ગુણ સ્પર્શા સાભળવાની ઇચ્છા આદિ ગુણોને ફરસનારો જે આત્મા તે સમ્યગ્દષ્ટિ છે

પ્રશ્ન ૩૮૮—કઇ કરણીથી શ્રાવક કહેવાય ?

સમાધાન—સપત્તદંસણાઇ ઇત્યાદિ સમ્યગ્દર્શનાદિ પામ્યો હોય, ઉત્કૃષ્ટ આચાર વિગેરેને સાભળે અને કેવલ વિરતિ એ જ ધર્મ એમ માને તે શ્રાવક કહેવાય

પ્રશ્ન ૩૮૯—મોક્ષની બુદ્ધિએ ભાવ સાધુપણું આવ્યુ એમ જણાવવાની નિશાની કઈ છે?

સમાધાન—હા, છે! આ સર્વોત્કૃષ્ટ જૈન શાસન એજ અર્થ છે એટલુ જ નહિ પણ એ શાસનજ પરમાર્થ (પરમોત્કૃષ્ટ અર્થ) છે આવી માન્યતા થયા પછી બાકીની બધી દુનિયાદારીની વસ્તુઓને અનર્થકર, આત્માને ડુબાવનાર માને-આ ત્રણ (અર્થ, પરમાર્થ અને અનર્થરૂપ) પ્રકારની બુદ્ધિ મુખ્ય હોય અને સાધુપણું પળાતુ હોય તો તજ ભાવ સાધુપણાની નિશાની છે

પ્રશ્ન ૩૯૦—પહેલા પ્રીતિ થાય કે પ્રતિતી?

સમાધાન—પહેલા પ્રીતિ થાય અને પછી પ્રતીતિ થાય છે

પ્રશ્ન ૩૯૧—શ્રદ્ધામા શક્તિની ખામી ચાલી શકે?

સમાધાન—બીલકુલ નહિ! હજી આચરણમા શક્તિની ખામી નભી શકે છે, પણ દેવ, ગુરુ અને ધર્મ તત્ત્વની શ્રદ્ધામા શક્તિની ખામી લેશ પણ ચાલી શકેજ નહિ

પ્રશ્ન ૩૯૨—શાસ્ત્રમા અનાર્યનુ લક્ષણ કયુ છે?

સમાધાન—હા, જેને સ્વપ્નમા 'ધર્મ' આવા શબ્દો સાભળવામા ન આવે તે અનાર્ય છે એમ શાસ્ત્રકાર કહે છે

પ્રશ્ન ૩૯૩—ધર્મની કિંમત સમજાણી કયારે કહેવાય?

સમાધાન—જ્યારે પોતાની ભૂલને મોટુ રૂપ અપાય ત્યારેજ ધર્મની કિમત સમજાણી છે એમ કહી શકાય

પ્રશ્ન ૩૯૪—શ્રી જિનેશ્વરો, ચક્રવર્તીઓ, બલદેવો, વાસ

દેવો, પ્રતિવાસુદેવોના જીવો મનુષ્ય ગતિ તથા ત્રિર્યંચ ગતિમાથી આવીને તે તે પદવીધર થઇ શકે કે?

સમાધાન—ના! તે જીવો દેવલોક અગર નરક ગતિમાથીજ આવેલા હોય છે

પ્રશ્ન ૩૯૫—કઇ નરકથી નીકળીને ચક્રવર્તી થાય છે?

સમાધાન—પ્રથમ નરકથીજ નીકળીને ચક્રી થાય છે.

પ્રશ્ન ૩૯૬—વાસુદેવ, બલદેવ, અને તીર્થંકરો કઇ નરકમાથી નીકળીને થાય?

સમાધાન—द्वाभ्यामेवहरि बलास्त्रिभ्य पञतीथपा ॥ પહેલાની બે નરકોમાથી નીકળીને વાસુદેવ અને બલદેવ થાય અને પહેલાની ત્રણ નરકમાથી નીકળીને તીર્થંકર થાય

પ્રશ્ન ૩૯૭—બલદેવ અને ચક્રવર્તિ કયા દેવતા થઇ શકે?

સમાધાન—चतुर्विधा-सुराश्च्युत्वा, भवन्ति ल्य चक्रिण॥ ચારે પ્રકારના દેવતાઓ બલદેવ ચક્રવર્તી થઇ શકે

પ્રશ્ન ૩૯૮—કયા દેવતાઓ તીર્થંકર થઇ શકે?

સમાધાન—जिना वैमानिक पञ॥ દેવતાઓમાથી વૈમાનિક દેવતાજ તીર્થંકર થઇ શકે

પ્રશ્ન ૩૯૯—દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાનનુ સમવસરણ જ્યા પહેલા થયુ હોય ત્યા ફરી સમવસરણ થાય કે નહિ?

સમાધાન—પહેલા જ્યા સમવસરણ થયુ હોય ત્યા થાયજ એવો નિયમ નથી, પણ જ્યા પહેલા સમવસરણ ન થયુ હોય ત્યા તો થાય જ એવો નિયમ છે

**પ્રશ્ન ૪૦૦**—શ્રી તીર્થંકરદેવ કેટલા જોજનમા હોય તો સાધુસાધ્વીએ વાદવા જવુજ પડે ?

**સમાધાન**—આવશ્યકસૂત્રની ટીકામા લખે છે કે–બાર યોજન છેટે રહેલા તીર્થંકર દેવના દર્શન જો પોતે ન કર્યાં હોય તો તે સાધુસાધ્વીએ સમવસરણમા જરૂર જવુ જોઈએ. ન જાય તો પ્રાયશ્ચિત આવે

**પ્રશ્ન ૪૦૧**—રોચક સમ્યક્ત્વ ક્યારે કહેવાય ?

**સમાધાન**—જ્યારે જિનેશ્વર કથિત તત્ત્વોમા વાસ્તવિક રૂચી હોય ત્યારે તેને રોચક સમકિત કહેવાય છે

**પ્રશ્ન ૪૦૨**—કારક સમ્યક્ત્વનુ લક્ષણ શુ ?

**સમાધાન**—શાસ્ત્રમા કહેલા સદનુષ્ઠાનોની [illegible] તેવીજ ક્રિયા તેનુ નામ કારક સમ્યક્ત્વ અને તે અપ્રમત્ત ગુણ સ્થાનકે હોય છે

**પ્રશ્ન ૪૦૩**—દીપક સમ્યક્ત્વ શુ [illegible] અને એ કોને હોય ?

**સમાધાન**—દીપક સમ્યક્ત્વ દીવાનુ કામ કરે એટલે દીવો જેમ જેવી વસ્તુ હોય તેવી રીતે બીજાને બતાવી દે, પણ પોતે તો દેખે નહિ દીપક સમકિતવાળો શાસ્ત્રના જેવી રીતની વસ્તુ સ્થિતિ વિગેરે હોય તે કહે અને બીજાઓને શ્રદ્ધાવાળા કરે પણ પોતાના આત્મામા વસ્તુ તત્ત્વની શ્રદ્ધાઈ શુન્યપણુ હોવાથી અંધારુ હોય અને, એ દીપક સમકિત અભવ્ય મિથ્યાદષ્ટિને હોય છે

**પ્રશ્ન ૪૦૪**—શુ દીપક સમ્યકૃત્વનુ પણ દેવાળુ હોઈ શકે ખરૂ ?

**સમાધાન**—હા ! કમલપ્રભા નામના આચાર્ય ( જે પાછળથી સાવદ્યાચાર્ય કહેવાણા ) કે જેઓ ચૈત્યવાસીઓને માન્ય હતા, ને તે માટે તેઓએ તેઓને પ્રસગોપાત નિર્ણય માટે બોલાવ્યા બધા ચૈત્યવાસી વગેરે સ્હામા ગયા ત્યા ચૈત્યવાસિની ( યતિની ) નો સઘટ્ટો થયો, પછી સભામા બધાએ પૂછ્યુ કે ચૈત્યપૂજા વધે કે સાધુપણુ ? એ આચાર્યે જણાવ્યુ કે 'સાધુપણા કરતા ચૈત્યપૂજા કોઈ દીવસ પણ વધી શકે જ નહિ' આ રીતે ચોખ્ખો નિડરપણે શાસ્ત્રસિદ્ધ જવાબ દીધો વળી તેઓશ્રીને માટે એક ચૈત્ય કરવાની વિનતિના ઉત્તરમા જણાવ્યુ કે તમે કરવા ધારેલ દરેક જિન ચૈત્ય છે છતા સાવદ્ય એટલે પાપનુ સ્થાનક છે આવા મોટા મુશ્કેલીના પ્રસગમા આટલો શાસ્ત્રસિદ્ધ જવાબ આપવાથી તીર્થંકર નામ કર્મ બાધ્યુ, પછી ચૈત્ય વાસીઓએ પુછ્યુ —"પહેલા જે સાધ્વી પગે પડી હતી અને જે સઘટ્ટો થયો હતો તેનુ કેમ ? આમ ચૈત્યવાસીઓએ પુછ્યુ ત્યારે પોતાની ખામીને છુપાવવા માટે કહ્યુ —"ભાઈ ! આ જૈન-દર્શન સ્યાદ્વાદ છે, સઘટ્ટો થાય પણ ખરો ને ન પણ થાય આટલુ શાસ્ત્ર વિરુદ્ધ કહેવાથી તીર્થંકર નામકર્મના દળીમા વિખરાઈ ગયા અને કેઇ ચોવીશીઓ સુધી સસારમા રખડવુ પડયુ એટલે કે દીપક સમકિતવાળા મિથ્યાત્વિપણામા રહ્યા છતા સાચી પ્રરુપણા કરે, પણ પ્રસગ પડે પલટાઈ જનારા આવા સૂત્ર વિરુદ્ધ ભાષણ કરનારા તો તે સૂત્ર વિરુદ્ધ ભાષણ વખતે જ એલફેલ બોલી નાખે છે; કારણકે દીપક સમ્યકૃત્વમા પણ દેવાળુ હોય છે

**પ્રશ્ન ૪૦૫**—ચૈત્યવાસી સાધુઓ જે દહેરામા પૂજા વગેરે કરતા હોય તે દહેરા શુ સાવદ્ય ગણાય ?

**સમાધાન**—હા, તેવા દહેરા સાવદ્ય કહેવાય, જે માટે શ્રી મહાનિશીથસૂત્રમા કથન છે

**પ્રશ્ન ૪૦૬**—ધર્મની દેવદ્રવ્યોની જેટલી કિમત કરે તેને મિથ્યાત્વ લાગે ?

**સમાધાન**—હા

**પ્રશ્ન ૪૦૭**—મનકમુનિને દીક્ષા આપનાર ચાદપૂર્વી છે અને તેથી તેઓએ જ્ઞાનનો ઉપયોગ દઇને દીક્ષા આપી હશે પણ તમે આજે મનકમુનિના નામે તેવી બાલદીક્ષાઓ આપવા તૈયાર થાઓ છો તેનુ શુ ?

**સમાધાન**—ભાગ્યવાન ! જ્ઞાનનો ઉપયોગ દીક્ષા આપના પહેલા મૂકયો જ નથી, " છ માસનુ આયુષ્ય છે માટે તે પણ પામી જાય " એમ વિચારી પૂર્વમાથી ઉધૃત કરી દશવૈકાલીક તેના ( મનકના ) ઉદ્ધાર માટે રચ્યુ શાસ્ત્રમા આ બીના અને પ્રસગ વિવેકપુરસ્સર વાચવાથી માલમ પડે તેમ છે કે, દીક્ષા આપતા પહેલા ચૌદપૂર્વધર શય્યભવસૂરીશ્વરજીએ જ્ઞાનનો ઉપયોગ મૂકયોજ નથી

**પ્રશ્ન ૪૦૮**—તમારામા અને અમારામા ફક્ત કપડાનો જ ફેર છે ખરો કે નહિ ?

**સમાધાન**—વેષનો ફેર છે પણ તે બીનાને અલગ કરવા માત્રથી તમારા પર સાધુપણાનો આરોપ થઈ શકતો નથી વસ્તુત વિષયની ગહન ગુલામી તમે મુગે મોઢે ઉપાડી લીધી

છે અને અમે વિષયને હસ્તે મોઢે હાકી કાઢ્યા છે જો આ તફાવત નીકળી જાય તો તમારામા અને અમારામા ફેરજ નથી

**પ્રશ્ન ૪૦૯**—દશવૈકાલિકના પ્રથમ અધ્યયનમા ધર્મનુ ફલ જણાવના " देवावित नमसति ભાવાર્થ –દેવો પણ તેને પૂજે છે " આ શબ્દો લખવા માત્રથી ધર્મની કિંમત ઘટાડી છે એમ શુ નથી લાગતુ ?

**સમાધાન**—ના, કારણકે દશવૈકાલિકની રચના શા હેતુએ થયેલી છે એ વાત ધ્યાનમા લશો તો પ્રશ્ન ઉઠશે જ નહિ, અર્થાત્ તે શબ્દોથી આઠ વર્ષના બાલકને દેવોના આગમન પૂજન, સત્કાર આદિ લાભ દેખાડવા દ્વારાએ ધર્મમા સ્થીર કરે છે આ ઊપરથી દેવોનુ આગમન તે કાલમા હતુ એમ સાબીત થાય છે

**પ્રશ્ન ૪૧૦**—આજે પાશ્ચિમાત્ય સંસ્કારમા અમે કેમ તણાઈ જઈએ છીએ ? અને તેનુ કારણ શુ ?

**સમાધાન**—પ્રાચીનકાલમા જીવાદિનવતત્વ-દેવગુરુ અને ધર્મનુ સ્વરૂપ, દર્શન, પૂજન, આદિ ક્રિયાથી વાસિત થયા બાદ આર્થિક આદિ શિક્ષણ અપાતા એટલે મોટા પ્રમાણમા ધાર્મિક જ્ઞાન અને ઘરમા રાત્રે વડેરાઓ ગુરુ સમાગમથી મળેલા જ્ઞાનની ગોષ્ઠી સમસ્ત કુટુંબ આગલ કરતા હતા, અને તેથી આખુ ઘર ધર્મ રંગથી રંગાયેલુ રહેતુ હતુ, અને પછી સંસાર કાર્યમા પડે તો પણ કુમળી વયમા જામેલા સંસ્કારથી કંઈ પણ આત્મિક ગેરલાભ થતોજ નહોતો.

આજે આપણે ત્યા એ પ્રણાલિકા પ્રાય ઘસાઈ ગઈ છે અને મુસલમાન કોમમા એ પ્રણાલિકા પગભર છે તેથી પ્રાય

કોઈ મુસલમાન માજીસ્ટ્રેટ થયેલો હોય છતા ચાલુ કોર્ટે નિમાજ પઢયા વગર રહેશે નહિ એટલે બચપણમા કુરાન ભણ્યા વગરનો કોઇપણ મુસલમાન હશેજ નહિ આ દષ્ટાંતથી એટલો ધડો લેવાનો છે કે વર્તમાનમા નાના બચ્ચાને ધર્મના વાસ્તવિક જ્ઞાનથી રગી નાખવા જોઇએ, અને જો બાલપણમા ધાર્મિક સસ્કાર આપવાનુ કાર્ય માબાપ ઊપાડી લેતો આજે જૈન સમાજમા ઉગતી વયના બાળકો ભાવિમા માકુ સસ્થાના પ્રાણભૂત તેમજ શ્રાવક સમાજના પણ પરમ શ્રાવક બની જૈન ધર્મને દીપાવી શકે બચપણમા સસ્કાર બીલકુલ બગડવા જ ન જોઇએ તે માટે સપૂર્ણ કાળજી રાખવાની જરૂર છે

**પ્રશ્ન ૪૧૧**—શાસ્ત્રકારોએ ચારિત્ર અવસ્થાની ગણત્રી કયારથી ગણી છે ?

**સમાધાન**—ઘર-કુટુબ છોડીને સર્વ સાવદ્યના ત્યાગ અને દર્શનાદિ રત્નત્રયીની આરાધના રૂપ પ્રતિજ્ઞા અગીકાર કરે ત્યારથી અન્યથા એ વાત ન સ્વીકારીએ તો પરિણામ ચારિત્રના વર્તે તેને ચારિત્ર આવી ગયુ છે એમ માનવુ પડે જેમ ગૃહસ્થાવાસમા રહેલા પ્રભુ મહાવીર સાધુ વેષ વગર ઉત્તમ સાધુચર્યાને યોગ્ય આચારને પાળતા હતા તે વખત ચારિત્ર માનવુ પડશે, અને તેમ માનીએ તો તેજ વખતે મન પર્યવ આવવુ જોઈએ પણ મન પર્યવજ્ઞાન તો તે વખતે આવ્યુ નથી આ ઉપરથી ઊત્કૃષ્ટ કોટિના અધ્યવસાયથી વિભૂષિત થયેલા આત્માઓના ચારિત્રપર્યાય પણ પ્રભુમાર્ગની પ્રણાલિકાને સ્વીકાર્યા વગર સિદ્ધાતકાર મજુર રાખતા નથી

**પ્રશ્ન ૪૧૨**—પુરુષાર્થ એટલે શુ ?

સમાધાન—પુરુષાણા અર્થ -પુરુષની ઇચ્છા તેનુ નામ પુરુષાર્થ એ૮વે જગતના તમામ જીવોનુ ચાર પ્રકારે વર્ગી કરણ થઇ શકે છે અને તે ચાર પ્રકાર ધર્મ-અર્થ કામ અને મોક્ષ, અર્થાત્ કેટલાક જીવો ધર્મની ઇચ્છાવાળા, કેટલાક જીવો અર્થની ઇચ્છાવાળા, કેટલાક જીવો કામ ી ઇચ્છાવાળા અને કેટલાક જીવો મોક્ષની ઇચ્છાવાળા આથી જગતમા આ ચાર પ્રકારની ઇચ્છાવાળા જીવો દષ્ટિગોચર થશે અને વર્ગીકરણની અપેક્ષાએ આ ચાર પુરુષાર્થ છે

પ્રશ્ન ૪૧૩—પુરુષાર્થ માત્ર સેવનીય ખરો કે નહિ ?

સમાધાન—નહિ, કારણકે ઇચ્છા માત્ર સેવન કરવી અથવા ઇચ્છાને આધીન થવુ જ જોઇએ તવો સિદ્ધાત કોઇ પણ મતાનુયાયી સ્વીકારી શકતા નથી અર્થાત્ વર્ગીકરણ કરેલ વસ્તુઓ વિધાનરૂપ નથી જેમ કષાયની અપેક્ષાએ વર્ગીકરણમા ચાર પ્રકારના જીવો જગતમા ચાર કષાયવાળા જીવો છે વિગેરે

પ્રશ્ન ૪૧૪—પુરુષાર્થ પૈકી બેને સેવવા અને બેને તજવા અર્થાત્ મનગમતા લેવા અને અણુગમતાને ધકેલવા એ શુ તમારો સિદ્ધાત છે ?

સમાધાન—ના, દરેક દરેક પુરુષાર્થમા કેટલો લાભ અને કેટલી હાનિ છે, તે વિવેકપુરસ્સર તપાસવા બુદ્ધિપૂર્વક વિચારશે તો માલમ પડશે કે બેને સેવવા તે ઇષ્ટ છે અને બેના તે સ્વપ્ના પણ ન સેવવા તે જ હિતાવહ છે

પ્રશ્ન ૪૧૫—ચારમા સેવવા લાયક કયા ?

સમાધાન—ધર્મ અને મોક્ષ

પ્રશ્ન ૪૧૬—એ ચારે પુરુષાર્થનુ વાસ્તવિક સ્વરૂપ શુ

**સમાધાન**—બાહ્યસુખના સાધન તેનુ નામ અર્થ, બાહ્ય સુખનો ભોગવટો તેનુ નામ કામ, વાસ્તવિક સુખના સાધન તેનુ નામ ધર્મ અને વાસ્તવિક સુખનો ભોગવટો તેનુ નામ મોક્ષ. ઊપરના ચારે વર્ગને અનુસરતી ઈચ્છા તેનુ નામ પુરુષાર્થ જેમકે-અર્થ પુરુષાર્થ વિગેરે

**પ્રશ્ન ૪૧૭**—"નહિ સેવવા લાયકના સ્વપ્ના પણ સેવવા નહિ" એ જે તમે વારવાર કહો છો તો શુ તે સબંધીના સ્વપ્ન સેવવામા અને ઇચ્છા કરવામા પણ કર્મબધ થાય છે?

**સમાધાન**—હા! નહિ સેવવા લાયક એવા અર્થ-અને કામ એ પુરુષાર્થ એવા છે કે સાધન અને સાધન દ્વારાએ થતો ઉપયોગ બાજુએ રાખીએ તો પણ સાધન મેળવવાની ઇચ્છા પણ એવી જબરજસ્ત છે કે આત્માને ડૂબાડનાર છે જેને માટે બ્રહ્મદત્ત ચક્રવર્તીના પૂર્વભવની ચર્ચાનુ અવલોકન કરશો તો માલમ પડશે કે તે ભવમા તેણે માનક્ષપણની તપસ્યા કરેલી છે, ચક્રવર્તીની સ્ત્રી વદન કરવા આવેલી છે, એ તપસ્યા વેચીને સ્ત્રી રત્ન મેળવવાની મન કામના નિયાણુ કરાવી સાતમી નરકની સામગ્રી ભેગી કરાવી આપે છે નથી તો તે ભવમા સ્ત્રી રત્ન મળ્યુ, કે નથી તો તે ભવમા સ્ત્રી રત્નનો ભોગવટો કર્યો!!! ખરેખર! અર્થ કામની સાકળમા સકડા ચલોજ ગડે છે, એટલુ જ નહિ પણ તે સાકળમા માની લીધેલા સુખની ઈચ્છા કરવી તે પણ આત્માર્થીઓ માટે અત્યુત્કટ ભયકર છે!!!

**પ્રશ્ન ૪૧૮**—મોક્ષનુ સ્વરૂપ એક સરખુ છે છતા સિદ્ધના પદર ભેદ કેમ?

**સમાધાન**—મોક્ષ પામવાની તૈયારી અગર પામતી વખતની દશામા આ જીવ કઇ સ્થીતિમા હતો તેની ઝાખી માટે પન્નર ભેદનુ વિધાન છે વસ્તુત તે પન્નર ભેદ પૈકી એક જ ભેદમા એટલી બધી વિશિષ્ટતા દર્શાવી છે કે જેમા સમગ્ર જૈન શાસનની પારમાર્થિકતા સમજાઇ જાય છે પન્નર ભેદમા એક સ્વલિગ ભેદ છે સ્વ એટલે શુ ? સ્વ એટલે પોતાનુ અર્થાત આત્માનુ વાસ્તવિક લિગ=પ્રભુમાર્ગમા યથાસ્થિત વર્ણવેલી પ્રવજ્યા ગ્રહણ કરવી તે

પ્રશ્ન ૪૧૯—પ્રભુ પૂજનમા પ્રક્ષાલન માટે કાચુ પાણી વપરાય છે તેને બદલે ઉકાળેલુ પાણી કેમ ન વપરાય?

**સમાધાન**—શ્રી તીર્થંકર મહારાજના જન્માભિષેક વખતે યોજનો પ્રમાણના કરોડો કલશોથી કરેલો અભિષેક અચિત્ત પાણીનો હતો અને દીક્ષા અભિષેક વખતે પણ તેવોજ અભિષેક હતો માટે શ્રી જિનપૂજામા અચિત્ત જલ વપરાતુ નથી તેમજ અચિત્ત જલનો અભિષેક કરવાથી સમગ્રની વિરાધના થાય અને સચિત્ત જલથી અભિષેક કરતા કેટલાકની વિરાધના ન પણ થાય જેઓને સચિત્તને અડવાનો નિયમ હોય તેને અચિત્તથી અભિષેક કરવાનો હોતો નથી

પ્રશ્ન ૪૨૦—હરકોઈ વસ્તુ સબધી અભિપ્રાય આપવાનો હક કોને હોય ?

**સમાધાન**—વસ્તુ સ્વરૂપના જ્ઞાન વગર અભિપ્રાય આપવો તે અભિપ્રાય નથી પણ લવારો છે હમણા થોડા વખત પરની તમને ખબર હશે કે ઈગ્લીશ ભાષાના અણજાણ એવા જ્યુરરે હા ભણવા માત્રથી કેટલુ નુકશાન વેઠયુ હતુ.

પ્રશ્ન ૪૨૧—છ માસની પરીક્ષા શાસ્ત્રમા છે એ વાત ખરી છે ?

સમાધાન—હા, પણ એ પરીક્ષા હરેક આત્માને માટે નથી

પ્રશ્ન ૪૨૨—સાધુની પરીક્ષા કરવાનુ કામ શ્રાવકો કરે કે નહિ ?

સમાધાન—બાલવર્ગનો વિદ્યાર્થી સાતમી ચોપડીવાળાની પરીક્ષા કરી શકતો નથી

પ્રશ્ન ૪૨૩—પૂર્વકાલમા સાધુઓ જગલમા રહેતા હતા એ વાત સાચી છે ?

સમાધાન—જગદ્વંદ્ય તીર્થકરો જગલમા રહેતાજ નહોતા, તેમજ તે દેવાધિદેવો વસ્તીમા રહ્યા છે તેની સાક્ષી અનેક સ્થળોએ આગમમા છે જેમ જયતિ શ્રાવિકા શય્યાતરી હતી

પ્રશ્ન ૪૨૪—સ્વરૂપ સમજ્યા વગર હા ભણે તો વાધો શો ?

સમાધાન—સ્વરૂપનો અજાણ સોનાને પિત્તળ કહે પિત્તળને નાનુ કહે તો વાધો શો ? અર્થાત વાધો છે

પ્રશ્ન ૪૨૫—સ્વરૂપ સમજ્યા વગર જ્ઞાની ઉપર વિશ્વાસ રાખવો શુ ઉચિત નથી ?

સમાધાન—જે જ્ઞાની ઉપર વિશ્વાસ રાખીએ તે સ્વરૂપ સમજે છે એવો નિર્ધાર હોવાથી તે જ્ઞાની ઉપર વિશ્વાસ રાખવામા લવલેશ વાધો નથી જેમ જગમશહુર ચાર્ટર્ડ બેંક મો ટચ સોના ઉપરજ પોતાની છાપ મારે છે

પ્રશ્ન ૪૨૬—દેવવદનમાળામા ચૈત્રીના દેવવદનમા શ્રી જ્ઞાનવિમલસૂરિજી " દશ વીસ ત્રીસ ચાલીસ પચાસ " આ

પ્રમાણે પાચ જોડામા પાચ વાર ચડતા ચડતા લાવ્યા છે, તો તે કોઇ શાસ્ત્રમા છે કે પોતાની ઇચ્છાનુસાર છે ?

સમાધાન—તે બીના શ્રી શત્રુજયકલ્પમા છે

પ્રશ્ન ૪૨૭—કૃષ્ણ મહારાજા ક્ષાયક સમ્યક્ત્વના માલીક હોવા છતા બલભદ્રને અહીં મોકલી મિથ્યાત્વની વૃદ્ધિ કેમ કરાવી ? ક્ષાયક સમકીતી મિથ્યાત્વની વૃદ્ધિ કરાવે ખરા ?

સમાધાન—દેખાવ માટે એટલે નરક સબધી પીડા વગેરે દેખીને શત્રુઓ રાજી થતા હતા તેથી શત્રુઓને અગે બલભદ્ર પાસે મિથ્યાત્વીની વૃદ્ધિ કરાવી હતી

પ્રશ્ન ૪૨૮—વાદણા દેતા બીજી વાર આવસ્સહીઆએ નહિ બોલવુ તેનુ કારણ શુ ? આવસ્સહીઆએ એનો અર્થ તો વહારૂ-વૃત્તિમા આવશ્ય કાર્ય, વિ જે ક્રિયા તે હેતુવડે આસેવના પ્રત્યાદિક છે તો તે બીજી વાર વાદણામા આવસ્સહીઆએ કહેવામા શી હરકત છે ?

સમાધાન—કારણ પુરસ્સર નીકળવાનુ હોવાથી, અને બીજી વખત અવગ્રહમા રહેવાનુ હોવાથી આવસ્સીહાએ પદ ન કહેવાનુ ફરમાન ઉચિત જ છે

પ્રશ્ન ૪૨૯—ચોલપટ્ટા આગરણ એમ જે બતાવ્યુ છે તો ગૃહસ્થ આવે તો ચોલપટ્ટો ઉભો થઇને પણ લે તો પચ્ચખ્ખાણ ન ભાગે, એ અર્થ પ્રમાણે મુનિઓ આહાર કરતા નગ્ન રહેતા હશે કે કેમ ? અથવા ચોલપટ્ટા આગાર કયા ઉપયોગમા લેવો ?

સમાધાન—અપ્રાવરણના અભિગ્રહવાળા માટે આ "ચોલ પટ્ટા આગાર" ઉપયોગમા લેવાનો છે

**પ્રશ્ન ૪૩૦**—ઉપવાસના પચ્ચખ્ખાણમા સૂરેઉગ્ગે અબ ત્તઠ્ઠ અને એકાસણાદિમા ઉગ્ગેસૂરે એ બેમા ફેર શો ?

**સમાધાન**—સૂર્ય ઉદય પહેલા જે પચ્ચખ્ખાણ ધારી શકાય તેમા ‘ ઉગ્ગેસૂરે ’ અને સૂર્ય ઉદય પછી પણ ધારી શકાય તેમા “ સૂરેઉગ્ગએ ” કહેવાય છે

**પ્રશ્ન ૪૩૧**—દિવસના પૌષધમા ઓછામા ઓછુ પચ્ચ ખ્ખાણ કરવાની પ્રવૃતિ છે છતા કદાચ કોઈ બેસણુ કરે તો તેનાથી પૌષધ થાય કે નહિ ?

**સમાધાન**—તેને ( તપસ્યા ) લીધે જો પૌષધ રોકાય તોજ કરાવાય છે ?

**પ્રશ્ન ૪૩૨**—આજે પૌષધ કરનારને ઓછામા ઓછુ એકાં-સણુ જોઇએ કે બેસણુ, અગર છુટ્ટા હોય અને પૌષધ કરે તો પણ ચાલે ? શાસ્ત્રમર્યાદા શી છે

**સમાધાન**—છુટ્ટા ન હોવો જોઈએ એવી શાસ્ત્ર મર્યાદા છે

**પ્રશ્ન ૪૩૩**—સામાયક લીધા પછી બે ઘડી બેસવુ પડે છે પરતુ કદાચ કોઈને બે કલાક બેસવુ હોય ને એક જ સામાયકથી જ ચલાવવુ હોય તો ચાલી શકે કે નહિ ?

**સમાધાન**—ચાલી શકે અને કરેમિભતેમા “ જાવ સાહુ ” નો પાઠ અગીકાર કરે

**પ્રશ્ન ૪૩૪**—ધારણા વગર ત્રણ કલાક બેસી રહે તો ચાલી શકે ?

**સમાધાન**—ના, પાપમય કાર્ય પરિહરવાની અને રત્નત્રયી આરાધવાની પ્રતિજ્ઞા તો થવીજ જોઇએ

**પ્રશ્ન ૪૩૫**—પોસહ લીધા પછી સામાયક શા માટે ઉચ્ચરાવાય છે ?

**સમાધાન**—સામાયિકના લાભથી વચિત ન રહે તે માટે

**પ્રશ્ન ૪૩૬**—પોસહમા તમામ પાપકાર્ય બધ થાય છે છતા સામાયક ઉચ્ચરવાની જરૂર શી ?

**સમાધાન**—એકજ અનુષ્ઠાનમા બે વ્રતની સાથે આરાધના કરવાની જોગવાઈ શાસ્ત્રકારે રાખી છે

**પ્રશ્ન ૪૩૭**—દ્વારિકાનો દાહ કરનાર, દ્વિપાયન ઋષિ ઓગણીસમો તીર્થંકર સમજવો કે કેમ ? તીર્થંકર થવાના હોય તે પણ શુ આવુ પાપ કરે કે કેમ ?

**સમાધાન**—તીર્થંકર થવાના છે તે ઉપર્યુક્ત દ્વિપાયન નહિ પણ બીજા દ્વિપાયન છે, પ્રાય તીર્થંકરો તેવા પાપ કરવાવાળા હોતા નથી

**પ્રશ્ન ૪૩૮**—આવતી ચોવીશીમા શ્રી આણુદ શ્રાવકનો જીવ આઠમા પેઢાલ તીર્થંકર થશે એવુ જે લખ્યુ છે તે આણુદાદિ દશ શ્રાવકો તો દેવલોકમા ચાર પલ્યોપમનુ આયુષ્ય પૂરૂ કરી મહાવિદેહમા અવતરી દિક્ષા લઈ મોક્ષે જશે એમ જણાવ્યુ છે તો પછી તીર્થંકર થશે તે આણુદ કયા ?

**સમાધાન**—દશશ્રાવક પૈકીના આણુદ શ્રાવક તીર્થંકર થવાના નથી

પ્રશ્ન ૪૩૯—દેવતા મનુષ્યની સ્ત્રી સાથ સંભોગ કરી ઔદારિક પુદ્‌ગલો પરિણમાવી ગર્ભ ઉત્પન્ન કરી શકે કે કેમ?

સમાધાન—ઔદારિક પુદ્‌ગલો લઈ તે કાર્ય કરવાની [illegible] તાકાત તે દેવોમા છે

પ્રશ્ન ૪૪૦—વાસુદેવની બ્હોતેર હજાર સ્ત્રીઓ અને સુબાહુકુમારને ૫૦૦ પાચસો સ્ત્રીઓનો ભોગવટો [illegible] પુરુષો તમામ વૈક્રિય લબ્ધીવાળા પ્રાય નહોતા [illegible] સ્ત્રીઓ પાસે કેવી રીતે જઈ શકે? વાસુદેવ [illegible] આશ્ચર્ય છે તેનુ કેમ

સમાધાન—ઉપરની બીનામા વાસુદેવ [illegible] છે; તપથી જેમ લબ્ધિ થાય છે તેમ તપથી [illegible] આશ્ચર્ય શુ?

પ્રશ્ન ૪૪૧—તીર્થંકરનુ ફેરવ્યુ ફરે કે કેમ? [illegible]

સમાધાન—ના, ફરતુ જ નથી [illegible] અધર્મ રહે જ નહિ, કારણકે ધર્મના [illegible] પણ પલટો થઇ શકતોજ નથી ધર્મને [illegible] અને અધર્મને ધર્મ બનાવવાની તાકાત [illegible]

પ્રશ્ન ૪૪૨—"આસવા તે પરિસ્સવા [illegible] આસવા" અર્થાત્ નિર્જરાના કારણ તે [illegible] બંધના કારણ તે નિર્જરાના કારણ [illegible] ધર્મ અધર્મ રૂપ કેમ ન થાય?

સમાધાન—મહાનુભાવ! "[illegible] રાના કારણ" એજ શબ્દો પકડી [illegible]

પદાર્થ નહિ રહે, અને તે નહિ રહે એટલે બધના કારણો પણ શી રીતે બોલી શકાય! અને તેજ પ્રમાણે નિર્જરા પદાર્થ પણ નહિ રહે, અને નિર્જરાતત્વ ન માનીએ તો નિર્જરાના કારણ એ પણ કેમ કહેવાય! ત્યારે "આસવા ત પરિસવા" ઇત્યાદિનો પરમાર્થ ખોટો છે! એમ તમારા દીલમા થશે પણ તેનો પરમાર્થ જુદો છે એ સૂત્ર કહેવાની મતલબ એ છે કે જેમ એક વૈદને ઘેર ભીલ આવ્યો, અને તે બોલ્યો અરે! ભુડા વૈદ્ય તારૂ નખ્ખોદ જાય કે મારી આખો જાય છે જલ્દી દવા બતાવને!! વૈદ કોઈ બીજા કાર્યમા ગુથા એલ હોવાથી તેમજ તે વૈદ્ય કામમા અકળાયેલ હોવાથી અને ભીલની ગાળો સાભળીને ગુસ્સે થયેલો હોવાથી કહી દીધુ કે જા! જા! થોરીયાનુ દુધ આખે લગાવ જાડી બુદ્ધિના ધણી ભીલે થોરીઓ કાપીને દુધ આખમા લગાડયુ આખો મટી ગઇ અને આખો સાજી થઇ તેના બદલામા ભેટ માટે કેરીનો ટોપલો ભરી વૈદને ઘેર ગયો કેરીઓ આપી અને બનેલી હકીકત પણ કહી વૈદ્ય વિચારમા પડ્યો કે થોરીયાનુ દુધ અને તે દુધથી આખ સાજી બને શી રીતે? તેથી તે નિર્ણય કરીને તે ભીલ સાથે કાપી લાવેલા થોરીઆના સ્થાનને જોવા ગયો થોરીયો ઘીની બરણીમા ઉગેલો હોવાથી વિચાર્યું થોરીઆની ગરમી ઘીએ હરી લીધી, આ ઉપરથી આખની દવા થોરીયાનુ દુધ જ છે એમ કહેવાય નહિ મુખ્ય સ્વભાવે થોરીયાનુ દુધ અધાપો જ કરે પણ ઘીનો સંજોગ મળે તો દવારૂપ પણ થાય, તેવી રીતે મુખ્યતાએ કર્મબધના કારણો કર્મબધ કરે પણ બધના કારણોની સાથે- પરિણતિની શુદ્ધિ મળે તો જરૂર નિર્જરા થાય

નિર્જરાના કારણ જોડે બંધની પરિણતિ મળી હોય તો બંધ સજ્જડ કરાવે અને બંધના કારણ જોડે નિર્જરાની પરિણતિ મળી હોય તો સજ્જડ નિર્જરા કરાવે

પ્રશ્ન ૪૪૩—સયોગી કેવલી મોક્ષે જાય?

સમાધાન—ના, ત્રણે કાળમા સયોગી કેવલી મોક્ષે જતા નથી, ગયા નથી, અને જશે પણ નહિ આંખની પાંપણ હાલે ત્યા સુધી એકવિધ બંધક, છ, સાત કે અષ્ટવિધ બંધ હોય છે, અર્થાત્ આંખની પાંપણ હાલે ત્યાસુધી કર્મની આવક ચાલુ છે

પ્રશ્ન ૪૪૪—સમકિતી, ભવ્યો, દેશવિરતિ, સર્વવિરતિ મોક્ષે જાય?

સમાધાન—હા!-જાય, શુ ત્યારે સમકિતી અને ભવ્યો, દેશવિરતિ અને સર્વ વિરતિઓની સયોગી કેવલીઓ કરતા વધારે ઉચ્ચકોટીના છે? એ બીના તમારા મનમા આવશે તો તેમ નથી પણ સમકિતી, ભવ્ય, દેશવિરતિ, સર્વવિરતિ માટે જે નિયમ બાંધીએ છીએ તે તેની અંતિમ અવસ્થાને ધ્યાનમા લઈને મોક્ષનો ઉપચાર કરીએ છીએ, અને સયોગી અવસ્થામા ના કહીએ છીએ તે તેમની વર્તમાન અવસ્થા ધ્યાનમા લઈને વિચારણા કરીએ છીએ

પ્રશ્ન ૪૪૫—ચોથા ગુણઠાણાવાળો મોક્ષે જાય?

સમાધાન—ના, ચોથા ગુણઠાણે રહ્યા છતા મોક્ષે જા[illegible]

**પ્રશ્ન ૪૪૬**—સયોગી અવસ્થામા બધ છે તો અયોગી થવાનો વખત શી રીતે આવે ?

**સમાધાન**—તે ગુણઠાણામા તે યોગથી બધ છે તે અલ્પ છે પણ નિર્જરાનો નિર્મળ ઝરો વહે છે, તેથી શુદ્ધિ બહુ જોરશોરથી થાય છે તેર ગુણઠાણામા એવો એક પણ સમય નથી કે જે નિર્જરા અને બધ વગરનો હોય ! વિ નિર્જરાના પુર પ્રવાહથી સયોગી અવસ્થામાથી ખસી અયોગી થઇ શકે ત માનવામા લેશ પણ અડચણ નથી

**પ્રશ્ન ૪૪૭**—ચૌદમા ગુણઠાણામા બધ નહિ અને નિર્જરા ઘણી એ વાત ખરી છે ?

**સમાધાન**—હા, ગુણઠાણુ નિર્જરાથી ભરપૂર છે અને અતમા ( પાચ હ્રસ્વાક્ષરમા ) મોક્ષ

**પ્રશ્ન ૪૪૮**—ઉપસર્ગ એ બધનુ કારણ અને નિર્જરાનુ કારણ શી રીતે ?

**સમાધાન**—ઉપસર્ગ એ નિર્જરાનુ કારણ શ્રીવીરદેવને થયુ અને તે જ ઉપસર્ગ સગમને બધના કારણરૂપ થયો જે કરણી સમકિતીને નિર્જરારૂપ થાય તે જ કરણી પ્રત્યે રોષવાળ મિથ્યાત્વીને બધનુ કારણ થાય-અર્થાત્ ઉપસર્ગની જે ચીજ બધ અને નિર્જરાનુ કારણરૂપે પરિણમે છે તે પવિત્ર અપવિત્ર પરિણામને આધીન છે

**પ્રશ્ન ૪૪૯**—બધનુ કારણ તે નિર્જરાનુ કારણ ન થાય અને નિર્જરાનુ કારણ તે બધનુ કારણ ન થાય તે શી રીતે

**સમાધાન**—કર્મબધ કરવાના પરિણામરૂપ પરિણતિ

અપેક્ષાએ નિર્જરાના કારણો તે બધરૂપ થઈ જાય, અને નિર્જરાની પરિણતિની અપેક્ષાએ બધના કારણો નિર્જરારૂપ થઇ જાય.

પ્રશ્ન ૪૫૦—અણુસણુ અને જીનકલ્પાદિ હાલ છે કે નહિ ?

**સમાધાન**—નથી, ના કહેવામા નકારના બે પ્રકાર છે ૧ કરવાની શક્તી હોય કરે છતા થાય નહિ, ૨ શક્તિ ન હોય અને તેથી ન થાય તે શક્તિ નથી તેથી થાય નહિ પણ શક્તિ હોય અને કરે તો શાસ્ત્રકારને અડચણુ આવે છે એમ નથી અર્થાત્-અણુસણુ, જીન-કલ્પ, કેવલજ્ઞાન આદિ કરવાની શકિત આત્મામા છે ચક્રવર્તી નથી એટલે ચક્રવર્તીના ભાગ્યવાળો હાલ કોઇ નથી તેથી ચક્રવર્તી નથી, જેમ મોક્ષ નથી, કેવલજ્ઞાન નથી અને તે પામવા બેસો, મોક્ષ પામવા માટે પ્રયત્ન કરો તો શાસ્ત્રકાર હાથ રોક્તા નથી

પ્રશ્ન ૪૫૧—દિગબરો જીનકલ્પી ખરા કે નહિ ?

**સમાધાન**—ના, સ્થડિલની શકા થઈ શુદ્ધ જગ્યા ન મલે તો પાછા આવે, બીજે દિવસે શુદ્ધ જગ્યા ન મલે તો પાછા આવે એવી રીતે છ માસ સુધી શુદ્ધ જગ્યા ન મલે તો સ્થડિલ કર્યા વગર જીનકપીઓ પાછા આવે એવી રીતે હાલ તે દિગબરો રહી શક્તા નથી

ચોથો પહોર બેસી ગયો હોય તો ચોથે પહોરે કાટા પર પગ આવે તે વખતે કાટા પર પગ મૂકી કાઉસ્સગ્ગ ધ્યાનમા બીજા દિવસના બપોરના બાર વાગ્યા સુધી તે જીનકલ્પીઓ સ્થિર રહે છે અને ખરી રીતે જયા દિગબર સાધુઓ નાગા

કરે છે, જ્યા તે રહ્યા હોય ત્યા દિગંબર શ્રાવકો આજુબાજુ લાકડા સળગાવે છે, લાકડા સળગાવતા પગ પણ દાઝી જાય છે એવી વાતો પણ પ્રથમે આભળવામા આવી છે અર્થાત્-સ્થવિર કલ્પીના સામાન્ય આચાર પણ પાળી શકવાને શક્તિહીન એવાઓને જીનકલ્પી કહી દેવા તે કેવલ મૂર્ખાઈ છે

પ્રશ્ન ૪૫૨—જમાના પ્રમાણે વર્તવુ કે જમાનાની સામે વર્તવુ ?

**સમાધાન**—તમારા હિસાબે પણ જમાનાની સામે વર્તવુ કારણ કે શિયાળાના જમાનાએ ટાઢ મોકલી છતા પટારામાંથી શાલ, દુશાલા કેમ કાઢો છો ? ઉનાળાએ ગરમી મોકની છતા બુટ-છત્રી કેમ વાપરો છો ? તમે તમારી શારીરિક સ્થીતિના બચાવ માટે જમાનાની સામે ધસો છો એ તમારી કરણી જમાના સામે ધસવાની કબુલાત કરે છે, શિયાળા અને ચોમાસામા ગરમ કપડા શા માટે પહેરો છો ? તમો જમાનાની સામે ધસો છો, કે જમાનાને અનુકુળ વર્તો છો ? એ તમારા વર્તનને પૂછી જુઓ શરીર રક્ષણના ધ્યેયને અનુસરીને જમાનાની સામે ધસો છો જો આ નિયમ તમારે કબુલ છે **તો પછી ધર્મના સંરક્ષણ માટે અધર્મની સામે ધસતા કેમ કંપો છો ! ! !**

પ્રશ્ન ૪૫૩—આ તો તમે ઋતુકાલની વાત કરી ?

**સમાધાન**—ઋતુ એ કાલવાચક છે કે બીજી કોઇ ચીજ છે ? જમાનો એટલે તમારે કાલ કહેવુ છે, કે બીજુ કઇ ? અને જમાનો એટલે જો મગજનો પવન કહેવો હોય તો તમારી વાત તમે જાણો

**પ્રશ્ન ૪૫૪**—પોતાની સગવડ ખાતર મિથ્યાત્વીઓ વનસ્પતિકાયમા જીવ છે પણ તે જીવોને વસ્તુત સુખદુખ નથી એમ માને છે તો એ બીના ખરી છે ?

**સમાધાન**—ન્યાયની અદાલતમા ધનવાન કે નિર્ધન, મૂર્ખ કે બુદ્ધિમાન, બાલ-કે વૃદ્ધ, કુટુબવાળો છે કે વગર કુટુબવાળો, રોગી છે કે નિરોગી, એવો પ્રકાર તે ન્યાય જોઈ શકતો નથી, તેવી રીતે ધર્મના સ્વરૂપને, પુણ્યના સ્વરૂપને, પાપના સ્વરૂપને વાસ્તવિક રીતે ન્યાયની તુલનાથી તોલે, અર્થાત્ પરિશુદ્ધિરૂપ તુલનાથી તોલો તો માલમ પડશે કે તમારો આત્મા સુખદુખ અનુભવે છે તેમ તે વનસ્પતિના જીવો પણ અનુભવે છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચક્રવર્તીપણુ | હોવાથી | પાપ | માફ | થતુ | નથી, |
| ગરીબપણુ | ” | ” | ” | ” | ” |
| બુદ્ધિમાનપણુ | ” | ” | ” | ” | ” |
| ચોથો આરો | ” | ” | ” | ” | ” |
| પાચમો આરો | ” | ” | ” | ” | ” |
| પચેન્દ્રીયપણુ | ” | ” | ” | ” | ” |
| ચૌરેન્દ્રીયપણુ | ” | ” | ” | ” | ” |
| તેરેન્દ્રીયપણુ | ” | ” | ” | ” | ” |
| બેઇન્દ્રીયપણુ | ” | ” | ” | ” | ” |
| એકેન્દ્રીયપણુ | ” | ” | ” | ” | ” |

અર્થાત્—ન્યાયાસને બેઠેલો ન્યાયાધીશ અંતર અજોગો પર ધ્યાન આપતા નથી સગવડ ખાતર વનસ્પતિકાયમા જીવ છે પણ સુખદુખની લાગણી નથી એવુ કહેવુ તે તદ્દન ગેર વ્યાજબી છે

પ્રશ્ન ૪૫૫—ધર્મ કહેલો કે કરેલો?

સમાધાન—કરેલો નથી, અર્થાત્ નવો બનાવ્યો નથી વસ્તુત ઉપદેશદ્વારાએ ધર્મ કથન કરેલો છે

૧ દેશભેદે ધર્મ તે અધર્મરૂપ થઈ જતો નથી,

૨ કાલભેદે ધર્મ તે અધર્મરૂપ થઇ જતો નથી,

૩ કલ્પભેદે ધર્મ તે અધર્મરૂપ થઇ જતો નથી,

આથી અનાદિકાલથી એક સરખી પ્રરૂપણારૂપે ધર્મ ચાલ્યો આવેલો છે તેથી જ "जिनपन्नत" એટલે જીનેશ્વરે પ્રરૂપેલો ધર્મ છે પણ નવીન કરેલો નથી

પ્રશ્ન ૪૫૬—નિત્યતામા તમે બે સ્થાન કહો છો અને સર્વસ્થાન અશાશ્વત કહો છો તે શી રીતે?

સમાધાન—મહાનુભાવ! મધ્યસ્થાનો અશાશ્વત છે તે અપેક્ષાએ સર્વસ્થાન અશાશ્વત છે, બાકી અનાદિનુ એકેન્દ્રિય સ્થાન નિત્ય છે અને સિદ્ધનુ સ્થાન પણ નિત્ય છે

ના૦ વડોદરા સરકારની ધારાસભામા સરકારે રજુ કરેલો આર્યભાવના વિનાશક દીક્ષા સંહારક કાયદો ધારાસભામા અને જનતામા ચર્ચાઈ રહેલો હતો એવા કઠીન સમયમા પૂ આચાર્ય સાગરાનંદસૂરીશ્વરજી મહારાજા સાહેબે દીક્ષા સંબંધીનો જૈનાજૈન જનતાનો ભ્રમ ભાગવાના ઉદ્દેશથી દીક્ષા સંબંધી શંકાઓ પૂછવાનુ જાહેર પ્રજાને જણાવેલુ હતુ જનતા તરફથી એ સંબંધીના પ્રશ્નો જાહેર રીતે પૂછાય

હતા અને આચાર્યદેવે પોતાની અમોઘ સુધાવર્ષિણી શૈલીમા તે પ્રશ્નોના સરળ અને સુદર ઉત્તરો આપ્યા હતા. આચાર્યદેવના એ ઉત્તરો સાભળ્યા પછી કેટલાય કટ્ટરમા કટ્ટર દીક્ષા વિરોધીઓ પણ પોતાનો દીક્ષા વિરોધ મૂકી દઈ આચાર્યદેવશ્રીના વિચારો જોડે સહમત થયા હતા એ પ્રશ્નોત્તરો અત્યત ઉપકારક હોઈ તે અત્રે આપવામા આવે છે અને તેનુ પુરેપુરૂ મનન કરવાની ( સિદ્ધચક્રના ) તત્રી વાચકોને વિનતી કરે છે

પ્રશ્ન ૪૫૭—થોડા દિવસ પૂર્વે વડોદરા શહેરમા જાહેર હસ્તપત્રિકાઓ વહેચવામા આવી છે અને તેમા જણાવવામા આવ્યુ છે કે બીજા જૈન આચાર્યો અને આપની વચ્ચે દીક્ષાની વયના સમ્બન્ધમા બારેમાસારે મતભેદ છે તો પછી એ સ્થિતિમા આપને સાચા ગણવા કે બીજાને ?

સમાધાન—તમારી શકાનો ઉત્તર એ છે કે આ હેડબીલો જે તમો વડોદરામા વહેચાએલા જણાવો છો તે હેડબીલો તો જૈન સાધુઓ અને જૈનોને માહોમાહે લઢાવી મારી તેનો જગતને તમાશો બતાવવાનો એક પ્રયત્ન છે કોઇપણ આચાર્યે એવુ જાહેર કર્યું હોય તો તે મને બતાવો કે—" કોઇપણ સજોગોમા, કોઇપણ સ્થળે, કોઈપણ કારણ છતા આઠ વર્ષથી ઓછી વયવાળા બાળકને દીક્ષા ન જ આપી શકાય " અર્થાત્–જૈનાચાર્યોમા માહોમાહે મતભેદ છે એ વાત અદર અદર મતભેદ પડાવવાની બાજી છે પચાગી શાસ્ત્રો બધાના એકજ છે માટે આવી ચાલબાજીનો કોઈએ ભોગ થવુ નહિ બન્ને પક્ષ જન્માષ્ટ અને ગર્ભાષ્ટમ એ બન્ને વાતને કબુલ કરે છે

તેમજ અષ્ટ અને અષ્ટમનો ભેદ સમજે છે કોઇએ પણ કોઈપણ વાતને ખડિત કરેલીજ નથી

પ્રશ્ન ૪૫૮—શ્રી કુર્માપુત્રને કેવલજ્ઞાન થયુ હતુ તે છતા તેઓ સસારમા રહ્યા હતા તેનુ કારણ શુ ?

સમાધાન—શ્રી કુર્માપુત્રને કેવલજ્ઞાન થયુ હતુ તે છતા તેઓ સસારમા રહ્યા હતા, તેનુ કારણ એક હતુ કે તેઓ માતાપિતાની દીક્ષા થવાના હિતની ખાતર–માતાપિતાને પ્રતિ બોધવા માટે સસારમા રહ્યા હતા અર્થાત્—એ તેમનુ વ્યક્તિગત અને વિશેષ સજોગો વચ્ચેનુ કાર્ય હતુ આ રીતે એક વ્યક્તિનુ વ્યક્તિગત અને વિશેષ સજોગો વચ્ચેનુ કાર્ય તે કાઇ આખા જગતને માટે અનુસરવાનુ ઉદાહરણ છે એમ ન જ કહી શકાય, મેલેરીયાના તાવથી પીડાતા દરદીને કવચિત્ ડૉકટર ઇન્જેક્સન કે કોઇ રીતે સોમલ આપે તો શુ એમ સિદ્ધાન્ત બાધી શકાય ખરો કે તાવ આવે તો સોમલ ખાવુ ? તે જ પ્રમાણે આ ઉદાહરણ પણ સમજવાનુ છે કેવલજ્ઞાન એટલે જગતના સર્વ ભાવો જાણવાનુ જ્ઞાન

શ્રી સીમધરસ્વામીને પૂછવામા આવે છે કે કોઇ ભરત ક્ષેત્રમા તીર્થંકર, કેવની છે કે નહિ ?

જવાબ મલે છે કે–" ના ! પણ ગૃહસ્થાશ્રમમા કુર્માપુત્ર છે " આ "ના," કહેવાનુ કારણ વિચારો આ ઉત્તર ઉપરથી શ્રી સીમધરસ્વામી પણ ગૃહસ્થાશ્રમમા હોવાને લીધે વ્યાવહારિક રીતે કુર્માપુત્રની કેવલિતાની ના પાડે છે માબાપને ખતર કેવલીએ ફાયદો દેખી સસારમા રહેવાનુ રાખ્યુ છે તે કાઇ આદર્શ ગણી શકાય નહિ એવો જ બીજો દાખલો

બુદ્ધિએ જ આપી હતી ભવદેવની સ્ત્રી પણ એ જ કહે છે કે તમારા ભાઇએ તમારૂં હિત કર્યું છે

આ દીક્ષાને પણ અયોગ્ય કહે તે ભવદેવની સ્ત્રી નાગીલા કરતા પણ હલકાજ હોઇ શકે

પ્રશ્ન ૪૬૧—શાસ્ત્રો લખાયા કયારે ?

સમાધાન—પાચમા આરામા ભગવાન્ શ્રી મહાવીર દેવ પછી હજાર વર્ષે

પ્રશ્ન ૪૬૨—આજ્ઞા કયા આરામા હતી ?

સમાધાન—ચોથા આરામા આજ્ઞાઓ પરપરાએ મોઢે ચાલતી હતી તે ઉપર જણાવેલા કાલમા લખવામા આવી આ સઘળી સ્થિતિમા તત્ત્વ વિષે કાઇ પણ ભેદ ન હતો. જો તત્વમા ભેદ હોત તો આપણે નિષ્કટક ન રહ્યા હોત કારણ કે જૈન દર્શન સામે અન્ય દર્શનીઓનો વિરોધ મજબુત હતો

પ્રશ્ન ૪૬૩—તત્વમા ફેરફાર ન કરતા સમયોચિત ફેરફાર કરવા એમા ખોટુ શુ છે ?

સમાધાન—તત્વને કાયમ રાખીને ફેરફારો જરૂર થઇ શકે છે પણ તે ફેરફારો એવા જ હોવા હોવા જોઇએ કે જે તત્વના પોષક હોય, તત્વનો નાશ કરનારા નહિ જ

પ્રશ્ન ૪૬૪—ચોથો આરો અને પાચમો આરો એમા ફેર તો ખરો જ ને ?

સમાધાન—ફેર તો ખરો જ, પણ તે માત્ર કાળનો, પાપ, પુણ્ય આદિ તત્વો અને તેના કારણોમા ફેર બીલકુલ નહિ

પ્રશ્ન ૪૬૫—કાળને દ્રવ્ય ગણ્યુ છે તો તે કથનાનુસાર દ્રવ્યની અસર થાયને ?

સમાધાન—કાળની ક્રિયા જીવ અજીવ ઉપર થાય છે, પણ તે કઈ ક્રિયા ? વર્તના, પર્યાય, પરિવર્તન, વિગેરે કાર્ય વાહી થાય, પણ ધર્મને પોષક વસ્તુઓનો નાશ કરવાનો કે પલટાવવાનો સ્વભાવ કાળનો છે એ નિયમ છે જ નહિ

પ્રશ્ન ૪૬૬—તીર્થંકરો અમુક જ સમયમા થાય છે તેનુ કારણ શુ ?

સમાધાન—મધ્યકાળમા અગ્નિ આદિથી સયમસાધક પ્રાસુક પદાર્થો હોય છે અત્યારે પણ જ્યારે ઘી જેવા એકાત સ્નિગ્ધ પદાર્થો હોય છે તેમા અગ્નિ સળગતો નથી રૂ જેવા લુખ્ખા પદાર્થના સહકારથી સળગે છે એટલે પહેલો, બીજો અને ત્રીજો આરો એ અત્યત એકાન્ત સ્નિગ્ધ પદાર્થોનો યુગ છે તેથી એ સમયમા અગ્નિ સળગી શકે નહિ અગ્નિ સળગવાના સમય પર જ પ્રાસુક અન્નાદિની પ્રાપ્તિ સભવિત થાય છે તેથી જ તે જ વખતે સયમની યોગ્યતા અને તેને લીધે જ તેવા ચોથા આરા જેવા કાળમા જ તીર્થંકરો હોય એ વ્યાજબી જ છે

પ્રશ્ન ૪૬૭—પાચમા આરાનો કાલ એ બીજા ચાર આરાઓના કાલ કરતા સુકાળલે ખરાબ કાલ છે એ કાવમા જીવન કનિષ્ટ થશે અને તેથી સાધુપણુ આવના વાર લાગશે એમ કહે છે તે સાચુ છે ?

સમાધાન—નહિ જ ! શાસ્ત્રકારોએ તો દરેક કાલમા

દીક્ષા માટેનો સમય એક જ સરખો જન્માષ્ટ કે ગર્ભાષ્ટમથી રાખેલો છે

**પ્રશ્ન ૪૬૮**—દ્રવ્ય, ક્ષેત્ર, ભાવ અને કાલની દૃષ્ટિએ વિચારવાનુ ખરૂ કે નહિ ?

**સમાધાન**—અલબત્ત એ દૃષ્ટિએ વિચાર કરવામા આવે જ છે

**પ્રશ્ન ૪૬૯**—દીક્ષાનો કાલ દરેક આરામા જુદો જુદો હોય ખરો ને ?

**સમાધાન**—ક્રોડપૂર્વનુ આયુષ્ય છે, તેમા દીક્ષાનો કાલ છેવટનો જન્મ આઠને ગર્ભાષ્ટમ વર્ષનો રાખેલો છે, તો હવે એ હિસાબે મનુષ્યનુ જીવન જ્યારે સો વર્ષનુ છે ત્યારે નો તમારી ગણત્રીએ દીક્ષાનો કાલ પૂરા એક દિવસનો પણ થાય નહિ

**પ્રશ્ન ૪૭૦**—દ્રવ્ય, ક્ષેત્ર, અને કાલની દૃષ્ટિએ જોવાનુ જૈન શાસ્ત્રમા કહ્યુ છે ?

**સમાધાન**—હા, પણ ધર્મને દ્રવ્ય, ક્ષેત્ર, કે કાલની અસર પહોચી શકતી જ નથી, એ કોઇપણ ચીજ ધર્મને બાધ નહિ કરી શકે અને કોઈપણ રીતે જો ધર્મને કોઇપણ વસ્તુની હાની થવાનો સભવ હોય તો એ સકટ સાધુએ સહન કરી લઇ ધર્મને બચાવી લેવો જોઇએ દ્રવ્યાદિને બ્હાને પણ ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ

**પ્રશ્ન ૪૭૧**—વ્યવહાર ધર્મમા અમુક વ્યવહાર અમુક સમયે જ કરવાનો હોય છે, તો તે પ્રમાણે દીક્ષાને પણ કેમ લાગુ ન પડે ?

**સમાધાન**—શાસ્ત્રકારો સ્પષ્ટ જણાવે છે કે તીર્થ જ્યા સુધી પ્રવર્તે છે ત્યા સુધી જન્મથી આઠ વર્ષ અને ગર્ભાષ્ટમે પણ દીક્ષા આપી શકાય છે શાસ્ત્રના બીજા નિયમોના પાલન પૂર્વક દીક્ષા આપી શકાય તે પણ વયનો નિયમ જાતિસ્મરણ-અવધિજ્ઞાન કે કુલ સસ્કારથી તેવી સમજણ ન મળી હોય તેવાને માટે છે

**પ્રશ્ન ૪૭૨**—કયા સૂત્રમા આપ જણાવો છો તેવુ વિધાન છે?

**સમાધાન**—નિશીથચૂર્ણી ખડ બીજો, પત્ર ૨૮

**પ્રશ્ન ૪૭૩**—તીર્થકરદેવોનુ જીવન ઘડા લાયક એટલે કે તે બીજા માણસોને માટે અનુકરણ કરવા લાયક ખરૂ કે નહિ?

**સમાધાન**—તીર્થકરદેવોનુ જીવન બીજા જીવોને માટે જરૂર અનુકરણ કરવા લાયક છે જ, એમા જરા પણ શકા નથી પરતુ અહીં એ વાત યાદ રાખવાની ખાસ જરૂર છે કે એમનુ સઘળુ જીવન એટલે કે જીવનની સઘળી અવસ્થાઓ અનુકરણ કરવા લાયક નથી જ તીર્થકરો જે ઉપદેશ, આજ્ઞા વગેરે આપે છે તે સયમ લઈને કેવળીદશાને પામ્યા પછીજ આપે છે ગૃહસ્થાશ્રમનેજ તેમણે ઉત્તમ માન્યો હોત તો પછી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સયમ શા માટે લેત? એના ઉપરથીજ માલમ પડી આવે છે કે તીર્થકરોએ પણ સસાર કરતા સયમજ સારો માન્યો છે આથી સાબીત થાય છે કે તીર્થકરદેવોનુ ગૃહસ્થાશ્રમનુ જીવન અનુકરણ કરવા યોગ્ય છે એમ માની લેવાનુ નથી તેમણે પણ ઘર એ સાવદ્ય માન્યું છે અને તેથી જ તે છોડી દીધુ છે ઉપાધ્યાય શ્રી યશોવિ

જીએ પણ બાવીસ તીર્થંકરના ઘરવાસને રાગમય જણાવી સજ્ઝાયમા હેય તરીકે જણાવેલ છે

પ્રશ્ન ૪૭૪—તીર્થંકરદેવોએ ગૃહસ્થાશ્રમમા અને સયમ લીધા પછી જુદી જુદી આચરણાઓ કરી છે; તે બન્ને આચરણાઓ આચરવા લાયક તો ખરી જ ને? ગૃહસ્થાશ્રમ પણ ખોટો તો નથી જ ને?

સમાધાન—ગૃહસ્થાશ્રમ એ સાવદ્ય હોવાથી ખોટો છે એ સિદ્ધાત છે; એટલે ગૃહસ્થાશ્રમનુ અનુકરણ મોક્ષ માટે તો નહિ જ મોક્ષ મેળવવાને માટે ગૃહસ્થાશ્રમ જરૂરી છે એમ કહી શકાય નહિ

પ્રશ્ન ૪૭૫—ગૃહસ્થ એટલે સસારી માણસ મોક્ષ મેળવી શકે છે, ને જો ગૃહસ્થ પણ મોક્ષ મેળવી શકે છે તો પછી સયમની શી જરૂર છે?

સમાધાન—ગૃહસ્થપણાનો ત્યાગ જરૂરી છે એવુ ન માનનારને મોક્ષ નથી એમ બેશક કહી શકાય છે, જે આરભ સમારભનો ત્યાગ કરે છે તેને જ મોક્ષ મળે છે, અને ગૃહસ્થ આરભ સમારભનો ત્યાગ, તે કરવા, તપાસવા ધારે, કિન્તુ કરતો ને કરવા ધારતો જ નથી તેને મોક્ષ નહી મળી શકે એમ કહેવાને વાધો નથી

પ્રશ્ન ૪૭૬—બહારથી ત્યાગ કર્યા વિના ત્યાગી જેવો થાય એટલે કે સસારમા રહે ખરો, પણ રાગ દ્વેષાદિને જીતી લે, તે ( રાગ દ્વેષ ) વિનાનો થાય અને મન જીતે તો તેને મોક્ષ મળે ખરો કે નહિ?

સમાધાન—એ રીતે મોક્ષ નહિ મળી શકે સસારમ

રહીને મન છૂટી શકે એ બનવુ સહેલુ નથી વળી જે સસારમા છે તે આરભ સમારભના કાર્યોને છોડી શકેજ નહિ અને જ્યા સુધી આરભ સમારભના કાર્યો ન છોડે ત્યા સુધી મોક્ષ ટી પણ મળી શકે જ નહિ એ શાસ્રીય મુખ્ય પ્રરૂપણા છે

પ્રશ્ન ૪૭૭—જેને ત્યાગ શુ તેનો વાસ્તવિક ખ્યાલ નથી, તેવો બાલક સસાર છોડે એમ કહેવુ શુ અયોગ્ય નથી ? વાસ્તવિક ત્યાગ આવે ત્યારે જ દીક્ષા લઇ શકાયને ?

સમાધાન—એ સઘળી વાતો સસ્કાર પરત્વે છે આપણા માથી ઘણા પચાસ વર્ષના થશે તો પણ તરી શકવાના નથી, જ્યારે ખારવાનો પાચ વર્ષનો છોકરો પણ તરતા જાણે છે તેનુ શુ ? જૈનકુલમા સસ્કારજ એવા હોય છે કે તે બાલક હોય તો પણ એમ સમજી શકે છે કે મારાથી દીક્ષા લીધા પછી માતા-પિતા પાસે નહિ જવાય, નાટક સીનેમા નહિ જોવાય, કાચા પાણીને નહિ અડાય, આ વસ્તુ સઘળા બાળકો જાણે છે અને એ જાણીને જેઓ તેને ત્યાગે છે તેનામા વાસ્તવિક ત્યાગ નથી એમ કેમ કહેવાય ?

પ્રશ્ન ૪૭૮—આ બધો જે ત્યાગ છે તે હાર્દિક ત્યાગ તો નથી જ ને ? તે માત્ર ગાડરીયા પ્રવાહ જેવો છે એમ શુ નથી લાગતુ ?

સમાધાન—આ સઘળો ત્યાગ બાલક સમજે છે એટલે તે હાર્દિક ત્યાગ જરૂર હોઇ શકે । સમજપૂર્વકના ત્યાગને તે હાર્દિક નથી એમ કહેવાનુ કાઇ કારણજ નથી

પ્રશ્ન ૪૭૯—બાલકને માબાપ દીક્ષા લેવાની રજા

આપે, બાલક દીક્ષા લેવાની હા હ્દે આટલા ઉપરથી શુ તે બાલકને દીક્ષા આપી દેવી અને તે હાર્દિક ત્યાગ માનવો એ શુ યોગ્ય છે ?

**સમાધાન**—પાચસો છોકરાને ભેગા કરો અને પછી તેમાથી સઘળાને પૂછો કે તમારે દીક્ષા લેવી છે ? ઘણા મોટા ભાગના છોકરાઓનો જવાબ એ મળશે કે "ના" ત્યાગમા છોકરાઓ સમજતા ન હોય તો પછી મોટા ભાગના છોકરા ના શાથી કહે છે વારૂ ? જો તેમનામા સમજપણુ ન હોય તો તેઓ ના ન કહે જે ના કહેનારા મોટા ભાગના છોકરા ઓનુ ના કહેવાપણું કબુલ હોય તો એનો અર્થ એ છે કે એવા છોકરાઓને પણ સમજણ છે તો પછી તેમાથી બે ચાર છોકરા સમજણુપૂવક ત્યાગ લેવાને તૈયાર થાય તેને એમ શી રીને કહી શકાય કે તેનામા સમજણ નથી ? એટલે ઉપર જણાવ્યા પ્રમાણેની દીક્ષા તે શાસ્રોક્ત દીક્ષા છે

**પ્રશ્ન ૪૮૦**—પણ બાલક-છોકરો લાલચ ખાતર હા પાડી દે તો શુ ?

**સમાધાન**—જો લાલચ હોય તો પેલા પાચસોએ પાચમો સઘળા શા માટે હા ન પાડે ? અને સાધુપણામા તો લાલચ નથી, તેમા તો તમારા હિસાબે સકટ છે—આચાર વિચારો પાળવાના છે એ વાત એકે એક જૈન બાળક જાણે છે

**પ્રશ્ન ૪૮૧**—બાલક બધુ હા કહેશે, પણ પચમહા વ્રતની પ્રતિજ્ઞા લે તે સમયનુ શુ ? સ્રી શુ છે ? સસારી ઓને માટે સ્રીનુ સુખ એ શી વસ્તુ છે એ જાણ્યા વિના બાલક તે સબધીનુ વ્રત ઉચ્ચારે એ યોગ્ય છે ?

**સમાધાન**—એ તો ઉલટુ વિશેષ સારૂ છે બાલક જે બાબત સમજતોજ નથી, તે બાબતનો ત્યાગ એ તો તેને આનંદ છે, તેથી તો ઉલટુ તે ચારિત્ર વધારે સારી રીતે પાળી શકશે ત્યાજ્ય વસ્તુઓનો અનુભવ કરવોજ જોઇએ એવો નિયમ છે જ નહિ

**પ્રશ્ન ૪૮૨**—૭ વર્ષનો નાનો બાલક જે સ્રી પુરુષના વ્યવહાર સમજતો નથી, તેને પરસ્રીના ત્યાગની બાધા આપી શકાય?

**સમાધાન**—સાભળીને કે કોઇ હેતુથી બાલકો સાત વ્યસનોનો ત્યાગ કરે તે યોગ્ય છે ને તેવુ શાસ્ત્રકારોએ ચોકખુ કહ્યુ પણ છે આ પ્રશ્નનુ સમાધાન ઘણી વખત અપાયે છે વધુ ખુલાસા માટે પ્રવચન સારોદ્ધારનિશીથચૂર્ણી વગેરેમા તે પ્રમાણ સાફ છે વચને જોવી

**પ્રશ્ન ૪૮૩**—દીક્ષાની યોગ્યતા તરીકે દીક્ષા માટે વિવેક બુદ્ધિ હોવી જોઇએ, એ ખરૂ છે?

**સમાધાન**—પાપનુ કાર્ય ન કરવુ એવી, પાપના ત્યાગની વિવેકબુદ્ધિ હોવી જોઇએ

**પ્રશ્ન ૪૮૪**—આવી વિવેક બુદ્ધિ બાલકોમા હોય છે?

**સમાધાન**—અનુભવથી જાણી શકાય છે કે બાલકોમા આવી વિવેકબુદ્ધિ હોઇ શકે છે એ અસભવિત તો નથી જ

**પ્રશ્ન ૪૮૫**—દીક્ષાનો અને તેની વયનો પ્રશ્ન અત્યારે ભારે ચર્ચાસ્પદ બન્યો છે એ સજોગોમા જો આપનો પક્ષ સાચો છે, તો પછી આપ જાહેર રીતે તેની ચર્ચા કેમ કરતા નથી? અને મધ્યસ્થ નીમીને આ બાબત શામાટે પતા

સમાધાન—જાહેર રીતે ચર્ચા કરવાને માટે જ અમે જાહેરને સૂચના કરી છે કે અમુક દિવસોમા આ વિષયમા શકા ધરાવનારા જમે તે માણસ આવે અને પોતાની શકા પૂછી તનો ખુલાસો મેળવે દીક્ષા સબધમા અમે અમારો નિર્ણય બહાર પાડ્યો છે હવે જે પક્ષ કે સમુદાયને અમારો નિર્ણય માન્ય નહિ હોય તેમણે પોતાના તરફથી શકા સમાધાનનો ક્રમ બહાર પાડવો જોઈએ પછી ભલે તટસ્થ નીમી ખુલાસો થાય અમે જાહેર કર્યું છે કે ૮ થી ૧૬ વર્ષના બાલકને તની ઇચ્છા અને તેના વાલીઓની સમતિથી દીક્ષા આપી શકાય, અને સોળ કરતા વધારે ઉમર થઇ એટલે દીક્ષાર્થીની ઇચ્છા હોય તો તેને દીક્ષા આપી શકાય, પછી ભલે તેના કુટુબીઓનો વિરોધ હોય! અમારે આ વાત શાસ્ત્ર દ્વારાએ સાબીત કરવાની છે અને તેમ કરવા અમે તૈયાર છીએ તે જ પ્રમાણે આ સિદ્ધાતના વિરોધીઓ પોતે જે વાત રજુ કર તે તેમણે શાસ્ત્રદ્વારાએ સાબીત કરવાની છે

આ બાબતમા એવી પ્રતિજ્ઞા જાહેર રીતે થવી જોઇએ કે જો અમે અમારી વાત એટલે અમોએ જણાવેલો સિદ્ધાત શાસ્ત્રથી સાબીત ન કરી શકીએ, તો અમારે અમારો મત ફેરવવો, અને પ્રતિપક્ષીઓ જો તેમની વાત સાબીત ન કરી શકે અથવા અમારી શાસ્ત્રસગત વાત તોડી ન શકે તો તેમણે પોતાનો મત ફેરવવો, આવી પ્રથમ પ્રતિજ્ઞા થવી જોઇએ પછી તટસ્થ નીમીને જ્યા જ્યા વિરોધ જણાય તેવા તત્ત્વોનુ નિરાકરણ કરવા અનેક વખત આગળ પણ આહ્વાનો થયા છે અને હજી પણ આહ્વાન કરીએ છીએ શાસ્ત્રોના અમે જે અર્થ કરેલા છે તે યોગ્ય નથી એમ કોઇ કહેતુ હોય, તો ત્યા તટસ્થની

જરૂર, જ્યા શાસ્ત્રના સખ્યાબધ પુરાવા હોય, ત્યા તટસ્થની જરૂર શી? છતા તો અમોએ અમારૂ મતવ્ય જાહેર રીતે જણાવેલુ છે જેમને એ ખોટુ લાગતુ હોય તેમણે રૂબરૂ આવીને જણાવવુ જોઇએ કે આ વાત શાસ્ત્રાધારે ખોટી છે

પ્રશ્ન ૪૮૬—પ્રવચન સારોદ્ધારમા બાલને દીક્ષા ન આપી શકાય તેમ જણાવેલ છે, તો અહી બાલનો અર્થ શો?

સમાધાન—પ્રવચન સારોદ્ધાર મૂલની અદર અઢાર દોષો જણાવ્યા છે તેમા ટીકાકારે બાલની વ્યાખ્યા કરતા પણ જન્માષ્ટ અને ગર્ભાષ્ટમનુ માન જણાવ્યુ છે ન્યાયશાસ્ત્રમા દોષ માટે બાન કોણ કહી શકાય? વ્યાકરણમા નિષ્ણાત હોય, પણ ન્યાયની એક લીટી પણ ભણ્યો ન હોય, તે ન્યાયશાસ્ત્રને માટે બાલક છે ભાષાનો ધુરધર પડિત હોય, પણ જૈન શાસ્ત્રો જાણતો ન હોય તો તે જૈન શાસ્ત્રોના અધ્યયન માટે બાલક છે તે જ પ્રમાણે પ્રવચન સારોદ્ધારમા દીક્ષા માટે આઠ વર્ષથી ઓછી ઉંમર હોય તેમજ ગર્ભથી સાત પુરા ન થયા હોય ત્યા સુધી બાલક ગણી અયોગ્ય ગણ્યો છે

પ્રશ્ન ૪૮૭—એ આઠ વર્ષ તે ગર્ભથી કે જન્મથી?

સમાધાન—અહી આઠ વર્ષ જન્મથી કહેલ છે, કેમકે તેની નીચે સર્વવિરતિ કે દેશવિરતિની પ્રાપ્તિ પ્રાય હોતી નથી સાથે જ જણાવ્યુ છે કે ગર્ભથી સાત પુરા થઇને આઠમુ શરૂ થાય નહિ ત્યા સુધી તેને દીક્ષાને અયોગ્ય ગણાય, તેથી જન્મથી આઠ વર્ષ ગર્ભથી આઠમુ શરૂ થાય ત્યારે તે બાલ દોષમા ગણાય નહિ

પ્રશ્ન ૪૮૮—જાવસાહુ પજ્જુવાસામિ એવો પાઠ શ્રાવક

સામાયિક કરતા સર્વ સ્થાને બોલી શકે કે કોઈ નિયત સ્થાને બોલી શકે ?

**સમાધાન**—ઉપાશ્રયે કે કોઈ પણ સ્થાને જ્યા સાધુ મહારાજની વિદ્યમાનતા હોય ત્યા વ્યાખ્યાદિમા તે પાઠ બોલવાનુ શાસ્ત્રીય વિધાન છે ?

પ્રશ્ન ૪૮૯—શ્રાવકને સ્નાનનુ વિધાન કયા શાસ્ત્રમા છે ?

**સમાધાન**—શ્રાદ્ધદિન કૃત્યમા છે તે આ પ્રમાણે-फासुण्ण तु नीरेण इयरेण गलियेणय સ્નાન માટે પ્રાસુક એવા પાણીથી અગર તે ન મળતા ગળેલા પાણીથી સ્થાન કરવાનો વિધિ જણાવે છે ગૃહસ્થ પોતાના સ્નાનમા જેમ બને તેમ ઓછુ જળ વાપરવાવાળો હોવાથી ત્યા આગળ પ્રાસુકતાના અન્વેષણને સ્થાન છે, પણ અભિષેકમા જળની અલ્પતા ઉપર ખ્યાલ નહી રાખવાનો હોવાથી પ્રાસુકતાના અન્વેષણને સ્થાન નથી

પ્રશ્ન ૪૯૦—અપ્રાવરણના અભિગ્રહથી શુ સમજવુ ?

**સમાધાન**—વસ્ત્ર કે કામળી કંઈપણ ઓઢવા પહેરવાને ન રાખતા, તે ન રાખવાનો કે તે ન વાપરવાનો અભિગ્રહ કરે, તેનુ નામ અપ્રાવરણ અભિગ્રહ કહેવાય છે

પ્રશ્ન ૪૯૧—દીક્ષા માટે બાલક અયોગ્ય છે અને મનુષ્ય સોલ વર્ષ સુધી બાલક છે, એવુ શાસ્ત્રમા જણાવેલુ કહેવાય છે, તો પછી તમે શામાટે એ શાસ્ત્રને માન આપતા નથી ?

**સમાધાન**—જેઓ એમ કહેતા હોય કે શાસ્ત્રોમા સોલ વર્ષ સુધીનાને બાલક ગણેલો છે, તેઓ કાતો શાસ્ત્રો જાણતા

નથી અને જો શાસ્ત્રો જાણના હોય તો જાણીને જુદુ બોલે છે કોઈ પણ જૈન શાસ્ત્રમા સોલ વર્ષ સુધીનો મનુષ્ય બાલક છે અને તેથી તે દીક્ષાને માટે નાલાયક છે" એમ કહ્યું હોય તો તેવો પાઠ જાહેર કરવાની હુ ચેલેન્જ આપુ છુ પ્રવચન સારોદ્ધાર, નિશીથચૂર્ણી ભાષ્ય, વ્યવહાર ભાષ્ય આચાર દિન કર, ગુરૂતત્વ નિશ્ચય, પચવસ્તુ અને બીજી અનેક જગા ઉપર સ્પષ્ટ રીતે જણાવેલુ છે કે દીક્ષા માટે આઠ વર્ષ ની અદરનો બાલક તે જ બાલક છે અને તેમાજ બાલદોષ જણાવાયો છે સીત્તેર વર્ષનો ડોસો પોતાના ૫૦ વર્ષના છોકરાને બાલક કહે, તેથી કાઈ પચાસ વર્ષનો પુરુષ બાલક ગણાતો નથી શાસ્ત્રની મર્યાદા પ્રમાણે શ્રુત ભણેલો હોય પણ સોલ વર્ષનો નહિ હોય, તો તેને શાસ્ત્રે સ્વતત્રપણે સમુદાય લઈને વિહાર કરવાની આજ્ઞા આપી નથી એટલે સોલ વર્ષ અને આચાર પ્રકલ્પ ભણેલા માટે વિહારની વિધિ રાખી છે અર્થાત્ તેથી સોલ વર્ષનો બાલક કહેવાય તેવુ કોઈ પણ જગો પર નથી

પ્રશ્ન ૪૯૭—કયા શાસ્ત્રમા આ પ્રમાણે છે તેનુ પ્રમાણ આપી શકો ખરા કે ?

સમાધાન—શા માટે નહિ ? આચારાગસૂત્ર પૃષ્ઠ ૨૧૩ (અહીં આચાર્ય મહારાજે પુસ્તકનો પાઠ કાઢી અર્થ સમજાવ્યો હતો ) આ પ્રમાણે તો જે ભણેલો ( ધાર્મિક ઠરાવેલા સાહિત્યો ) હોય અને સોલ વર્ષનો હોય તેને સમુદાય લઈને સ્વતત્રપણે વિહાર કરવાની આજ્ઞા આપી છે, તો પછી તેવાઓની દીક્ષા ક્યારે થાય, તેનો તમે જ વિચાર કરો !

પ્રશ્ન ૪૯૩—વ્યાવહારિક કાર્યોમા પણ સોલ વર્ષ સુધી નાને તો બાલકજ ગણવામા આવેલો છે, તો પછી દીક્ષા જેવા મહાન્ કાર્ય ના પણ સોલ વર્ષનો ગાવક તે બાલક નહિ ગણાય?

સમાધાન—દીક્ષા શા માટે છે તેનો વિચાર કરો! દીક્ષા એ સસારમા અથવા પાપમા પડવા માટે છે કે તેનાથી પાછા હઠવા માટે છે કે તેનાથી પાછા હઠવા માટે છે?

દુનીયા તો પાપમા ટેવાએલી છે એટલે તેને પાપ છોડવું એ અઘરૂ લાગે, પણ તે જ સ્થિતિ જૈનોના બાળકોની નથી. જૈનનો નાનો બાળક હોય તે પણ આયબીલ ઉપવાસાદિ કરી શકે છે જ્યારે અન્ય જાતિના વૃદ્ધોને જૈન પદ્ધતિનો એક અપવાસ કરવો પણ ભારે પડે છે તે જ રીતે જૈનના બાલકને પાપનો ત્યાગ કરવો એમા કઠણ શુ છે? વળી વ્યાવહારિક કાર્યોમા પણ સોલ વર્ષ સુધીનાને બાલકને ગણ વામા આવ્યો છે, તે છતા માબાપની સમતિથી એ વ્યવહાર કરી શકે છે ને! દુનિયાદારીમા પણ સ્વતત્રપણે વ્યવહારને માટે અધિકારી ગણ્યો નથી પણ માબાપની સમતિથી ગણ્યો છે વેદાતીઓમા પણ જુઓ માબાપની ઇચ્છા છોકરાને વેદ પારગામી બનાવવાની હોય તો તે ઇચ્છા છોકરાની પણ ગણી લેવામા આવે છે અને તેથી નો જનોઇ માટે ગર્ભ પચમ રાખવામા આવ્યુ છે છોકરા છોકરીના વિવાહ લગ્ન થાય છે, તેમા પણ માબાપની ઇચ્છાથી જ થાય છે દત્ત અપાય છે તે પણ માબાપની ઇચ્છાથી જ અપાય છે તે પછી આઠથી સોળ વર્ષના બાલકને પણ શા માટે માબાપની સમતિથી દીક્ષા ન આપી શકાય? દત્તકમા તો આખી જી

ોની જોખમદારી છે, અરે જીદગીનો વીમો છે, તે છતા તે ા-બાપની મજુરીથી જ થાય છે ને !

**પ્રશ્ન ૪૯૪**—પણ હવે તો તેમા એ ફેરફાર થાય છે ! ? આ સુધારાના કાળમા શુ સુધારો નહિ થાય ?

**સમાધાન**—તમેજ બતાવો કે સુધારો ક્યા થયો છે ? માજ વડોદરાની વાત લ્યો ! મહારાજા સયાજીરાવને શ્રીમતિ ાસુનાબાઇ, એમણે દત્તક લીધા, તે ના૦ સયાજીરાવે અને ફ્રેટીશ સત્તાએ પણ કબુલ રાખ્યુ જ ને ! વિવાહની વાત લ્યો ાાબાપ વિવાહ કરે તે શું સરકાર માન્ય નથી રાખતી ! ાનલગ કે સોલ વર્ષની અદરના બાલકોનો વ્યવહાર તેમની ારજી અને માબાપની સમતિથી ચાલી શકે છે

**પ્રશ્ન ૪૯૫**—દત્તક અને સાધુ બને સરખા છે ?

**સમાધાન**—દત્તકપણા કરતા તો સાધુપણુ એ ઉત્કૃ ષ્ટહેની વસ્તુ છે સગીરપણાનુ એટલે સગીરનુ તો દત્તકપણામા બેશક અહિત જ થાય છે પચાસ લાખની પિતાની મિલ્કત કોય એવા કુટુબનો છોકરો દત્તક તરીકે જાય અને ત્યા મે કત ઓછી હોય છે તો તે સગીરનું નુકસાન જ છે, જ્યારે સાધુપણામા તેવુ કાઇ નથી

**પ્રશ્ન ૪૯૬**—પણ આવા કોઇ દાખલાઓ, તમો આપી શકશો ? વળી બાલકને સાધુ બનાવવામા વાલીની પરવાનગી યોગ્ય છે ?

**સમાધાન**—હા, ભાઇનો વશ વગેરે રાખવા ખાતર આવા દાખલાઓ મારવાડ મેવાડાદિ દેશોમા ઘણા બને છે ગુજરાતમા તેવા દાખલા નથી બનતા એટલે તમોને અહીં

નવાઈ લાગતી હશે દત્તક એ સસારી વિધાન છે તે છના દત્તક ગએલાને મધળા હક્કો છોડવા પડે છે નામ બદલાઈ જાય છે, એટલુ જ નહિ પણ ખરા બાપને ત્યા લાખોની મિ કત હોય અને પોતે જે ગૃહસ્થને ત્યા દત્તક ગયો હોય ત્યા કદાચ દરિદ્રતા આવી હોય, તો પણ દરિદ્રતા સહન કરવી પડે છે અને તેનો પિતાની મિ કતમા કાઇ જ હક્ક પહોચતો નથી આ રીતે અમદ્ય નુકસાન થાય છે, એ ભોગવવુ પડે છે સગીરને પણ ઈચ્છા તેમા એ વાનીની જ ! હવે સાધુપણાની વાત કરો પાપનો પ્રતિકાર કરવાનો હક્ક દરેકને છે જે માણસ ચોરી, લૂટ, ધાડથી પોતાનો બચાવ ન કરી શકે, તે માણસ બીજાનો બચાવ ન જ કરી શકે જીવ દુ ખ ક્યારે ભોગવે છે ! સમય આવે ત્યારે બાલકને સુખ દુ ખના જ્ઞાનની પૂરી સમજ નથી છતા એની અસર તેના ઉપર થએલી સ્પષ્ટ દેખાય છે એને કોઈ ટાકણી ઘોચો તો એ રડે છે શાતિમા હોય તો રમે છે આ ઉપરથી એક વાત એ સાબીત થાય છે કે બાલક સુખ દુ ખનો હલ્લો સમજી ન શકતો હોય તો પણ તે દુ ખની અસર પામી રડે છે એ રડવા રમવામા એ ફેર છે ટાકણી ઘોચાય ત્યારે, ભૂખ લાગે ત્યારે, કોઈ ચીજ ન મળે ત્યારે કે મ કોડો કરડે ત્યારે બાલક રડે છે, પણ એ દરેક રડવામા ફેર છે એટલે જ સાબીત થાય છે કે બાલકમા પણ તીવ્ર-મ દ-દુ ખની લાગણી છે અને તે જન્મથી જ બેઠેલી છે પછી ભલે તે બાલક એ સુખ દુ ખના કાયદા ગેરકાયદા ન સમજતો હોય ! કોણે દુ ખ ઉત્પન્ન કર્યું તે ભલે એ બાલક ન જાણતો હોય તો પણ તેને દુ ખની અસર જન્મથીજ થાય છે, અને દુ ખનો હલ્લો પણ જન્મથીજ

છે હવે દુખ શાથી આવે છે ? જો તમે આસ્તિક હો તો તો કબુલ કરવુ જ પડશે કે જ મતા વાર બાલકને જે દુખ આવે છે તે પૂર્વ જન્મના કર્મના કારણે આવે છે અર્થાત્ પાપોથી દુખ પરિણમે છે ભલે બાલક કારણ ન જાણતો હોય તો પણ તેને દુખ આવે છે તે કર્મના કારણથીજ તો એ હલ્વાને રોકવો કે દૂર કરવો અને તે કયે સમયે ?

સભામાથી–હરકોઇ સમયે

બરાબર ગમે તે સમયે એ દુખ રોકાય તો રોક્વુ જ જોઈએ તેજ પ્રમાણે જેનાથી દુખ રોભાય તેણે પણ તે રોકવું જ જોઈએ, પછી ભલે રોકનારને એ દુઅનુ જ્ઞાન અનુભવથી થયુ હોય, સાભળવાથી થયુ હોય, કે કોઈના કહેવાથી થયુ હોય પણ તેણે એ દુખને આવતુ રોકવુ જ જોઈએ એ ખરૂ જ માનો કે તમોને વીંછી કરડ્યો નથી, પણ તમે સાભળ્યું છે કે વીંછીના ડખની વેદના જ્વલત છે, છોકરાને ખબર નથી કે વીંછી કરડે તેનુ આવુ દુખ છે, છતા પણ તમે છોકરાને કહેશો કે–" ભાઈ ! વાછીથી દૂર રહે " એ કરડશે તો અગ્નિ બળશે પછી કોઇ વેગા છોકરો રમ્મારનો વીંછી દેખશે તો તેથી પણ તે ડરશે જ ડરશે, વીંછી તો ખોટો છે ત્યારે બાલક ડર્યો કેમ ? જવાબ એ છે કે આત્માની લાગણીથી અણસમજણો છતા, એ બાલક વીંછીથી ડર્યો, તેમા આપણે બાલકના આત્માની જ લાગણી માની છે, તો પછી તે પાપથી ડરે તો એ તે બાલક છતા તેના આત્માની લાગણીથીજ ડરે છે એમ શા માટે નહિ માનવુ ? એવી રીતે અયોગ્ય પદાર્થ તરફનો ભય જોઇ બાલક તેનાથી ખસે તો એ ખસવુ તેનુ પોતાનુ માની

તેને ખમવા દેવામા આવે છે, તો પછી યોગ્ય વસ્તુ તરફ, બાલ- અનુરાગ રાખે તો એ અનુરાગ તેનો પોતાનો નથી એમ માની શા માટે તેને એ વસ્તુની પાસે જતો રોકવો? કીડી જતી હોય તો તમે તમારા નાના બાલકને પણ બ્હાના બતાવી તેના પર પગ મૂકતો રોકો છો ને? જૈનોના બાલક અઢાર પાપસ્થાનક સમજે છે, તો પછી વીંછીના દ્રષ્ટાંત મુજબ શા માટે તે એ પાપસ્થાનકથી ખસી શકે નહિ? જરૂર ખસી ચકે, અને જેમ તમે બાલકને કીડી પર પગ મૂકતો, તે સમજતો નથી છતા અટકાવો છો, તો પછી શા માટે તમો તેને પાપસ્થાનક પર જતો તમે અટકાવી પણ ન શકો? જરૂર અટકાવી શકો છો

પ્રશ્ન ૪૯૭—પણ સાહેબ! બધા ખસનારા (પાપથી ખસનારા) આવા સસ્કારવાળા બાલકો હોય?

**સમાધાન**—૫૦૦ બાલકોમાથી બધાજ દીક્ષા ન લે એ શુ બતાવે છે? એનો અર્થ એજ છે કે જેનામા આવા સસ્કારો હશે તેજ બાલક દીક્ષા લેશે ૫૦૦ બાલકોમાથી જેમ બધા જ બદમાશો ન થાય એ કુદરતી છે, કદાચ થોડાજ તેવા થશે, તે જ પ્રમાણે તેમાથી થોડાક ધર્માત્મા કે સાધુએ થાય એ પણ કુદરતી છે થોડા જ બાલકો દીક્ષા લે છે અને બાકીના નથી લેતા એનો અર્થ જ એ છે કે જેનામા તેવા સસ્કારો હોય તે જ દીક્ષા લે, બાકીના નહિ અર્થાત્ દીક્ષા લેનારા બાલકમા તેવા સસ્કારો છે એ કબુલ કરવુ જ પડશે.

પ્રશ્ન ૪૯૮—દીક્ષા લેનારા બાલકમા અમુક પ્રકારના સસ્કારો હોવા જ જોઇએ એ વાત તો આપ પણ કબુલ કરો

છો, તો જે બાલકો દીક્ષા લે છે તેમનામા શુ તેવા સસ્કારો હોય છે ?

સમાધાન—ગયા પ્રશ્નોમા મે ઉદાહરણ આપ્યુ છે તેનો તમે વિચાર કરશો તો આ પ્રશ્નનો ઉત્તર તમે મેળવી શકશો એમ સમજો કે અમુક સ્થળે ૫૦૦ બાલકોનો જથ્થો છે એ પાચસો બાલકોને તમે પૂછશો કે-તમારે દીક્ષા લેવી છે ? તો આ પાચસો બાલકોમાથી પાચ પદર બાળકો જ હા પાડશે અને બાકીના ના પાડશે એ હા પાડનારા બાલકોમા દીક્ષા માટે જોઇતા સસ્કારો રહેલા જ હશે અને એવા સસ્કારો જેનામા મૂળભૂતપણે રહેલા હશે તેજ બાલક દીક્ષા લેવા માટે તૈયાર થશે

પ્રશ્ન ૪૯૯—દીક્ષા લેવા યોગ્ય સસ્કારો હશે એ વાત આપણે કબુલ રાખીશુ, પરતુ જેનામા એવા સસ્કારો હોય, તેઓ મોટા ગૃહસ્થો પણ દીક્ષા લઇ શકતા નથી, તો પછી નાના બાલકો તેવા સસ્કાર હોવા છતા કેવી રીતે દીક્ષા લઈ શકે ?

સમાધાન—તમે મોટી ઉંમરવાળાનો દાખલો આપ્યો છે, એ ઘણુ જ સારૂ કર્યું છે વારૂ જેઓ મોટી ઉંમરવાળા છે શાસ્ત્રો ભણેલા છે અને શાસ્રમા શ્રદ્ધાવાળા છે, તેઓ પણ એમ તો કહે જ છે કે જગતમા જે કાઇ મેળવીએ છીએ તે સઘળુ ત્યાગવા યોગ્ય છે ! ત્યાગવા યોગ્ય છે એમ મુખથી તો કહે છે પરતુ ત્યાગી શકતા નથી, આમ થવાનુ કારણ એ છે કે જગતને ત્યાગવા યોગ્ય માનવા છતા તેઓ માલ, સ્ત્રી, ધન, ધામ વગેરેના બધનમા પુરાએલા હોવાથી તેઓ ત છોડી શક્તા નથી, ત્યારે બીજી તરફ બાલકોને કાઈ બધન જ હોતુ

નથી એટલે તેમને માયાની જાળમાથી છૂટા થવામા કશી પણ મુશ્કેલી નડતી નથી

પ્રશ્ન ૫૦૦—આપનુ કથન હવે અમોને પણ પ્રમાણભૂત જેવુ લાગે છે ખરૂ, પરન્તુ ઉપરના ઉત્તરમા આપે જે વાત ચર્ચી છે તે દૃષ્ટાન્તના ઉદાહરણ આપીને સમજાવી શકશો?

સમાધાન—હા જુઓ કલ્પના કરો કે એક સુદર વાડી છે વાડીમા ગાયો વાછરડા અને બકરીઓ છે ગાયો મોટી હોવાથી તમને ખીલે બાધી રાખેલી છે વાછરડા તથા બકરી ઓને છુટી રાખવામા આવી છે હવે અકસ્માત તે વાડીમા આગ લાગે છે અને બધા ઢોરો નાસભાગ કરવા માડે છે આ નાસભાગમા જેમને ગળે દોરડા બાધેલા છે તે ગાયો નાસી જઇ શકવાની નથી અને વાછરડા ને બકરીઓ કે જેમને ગળે દોરડા બાધ્યા નથી તે સહેલાઈથી નાસી જઇ શકે છે! ગાયો નથી નાસી જઈ શકતી એનો અર્થ શુ એમ કરવો યુક્ત છે કે તેઓ આગ લાગી છે એ ઇષ્ટ માને છે અને તેમને બળીને મરી જવુ ગમે છે! નહિ જ!! આગમાથી ભાગી જવાની ઇંતેજારી તો તેમની એ પુરેપુરી છે, પરતુ તેઓને બધન હોવાથી તે છૂટી જઇ શકતા નથી જ્યારે વાછરડાને બકરીઓ બધન ન હોવાથી છૂટી જઇ શકે છે એ જ ન્યાયે મોટા માણસો પણ સસાર જાળમાથી છૂટવા તો માગે જ છે, પરતુ તેઓ ખીલે બધાએલાની માફક માયાથી બધાયેલ હોવાથી નાસી જઇ શકતા નથી જ્યારે બાલકો છૂટા હોવાથી તેઓ વહેલા છૂટા જઇ શકે છે આ ઉપરથી પણ એ જ અનુમાન નીકળે છે કે **બધન તોડીને છૂટા થવા કરતા જેમને એવા બધનો નથી તેમને છૂટા થવામા જ વધારે સરળતા રહેલી છે**

ગેરલાભ લો છે? તમે પોતે બીડી પીઓ છો પણ બાળકોને નથી પાતા તો શુ બાલબુદ્ધિનો ગેરલાભ લો છો કે બાળકો ઉપર ઉપકાર કરો છો ?

પ્રશ્ન ૫૦૨—માસ મદિરા નથી આપવામા આવતા તેનુ કારણ તો એ છે કે તે નીતિ વિરૂદ્ધ છે, ને તેથી તે બાળકોને નથી આપવામા આવતા તે ઉપકાર છે એમ કહુ તે તેનો આપની પાસે શો ઉત્તર છે ?

સમાધાન—નીતિ વિરૂદ્ધ છે એમ કોઈ માને છે? ફક્ત હિંદુઓ!! મુસલમાનો, પારસીઓ, ખ્રીસ્તિઓ એને નીતિ વિરૂદ્ધ નથી માનતા, ત્યારે શુ તેમની દૃષ્ટિએ પણ એમ ઠરે ખરૂ કે તમે એ વસ્તુઓ બાળકોને નથી આપતા તેથી તેમની બાલબુદ્ધિનો ગેરલાભ લ્યો છો ? નહિ જ !!

પ્રશ્ન ૫૦૩—માસ મદિરા તો સામાન્ય વસ્તુ છે પણ દીક્ષા તો સર્વોત્તમ વસ્તુ છે તો પછી તેના સબધમા વિચાર થવો જોઇએને ?

સમાધાન—શાસ્ત્રાધારે થવો જોઇએ તે પ્રમાણે થાય છે બાળક સોનુ શુ છે, તેની શી કિંમત છે તે શા ઉપયોગમા લેવાય છે તે જાણતો નથી, છતા માબાપ શામાટે બાળકને સુવર્ણના આભૂષણો આપે છે? તેજ રીતે દીક્ષા એ સર્વોત્તમ ચીજ છે એમ માનીને એ ચીજ બાળકને આપતા હોય તો તેમના ઉપર એ આક્ષેપ કેવી રીતે મૂકી શકાય કે તેઓ બાલ બુદ્ધિનો ગેરલાભ લે છે વળી બીજો દાખલો લ્યો એક શ્રીમત બાપનુ બાળક છે તેના હાથમા સોનાની બહુ મુલ્યવાળી

પહોચી છે તે બાળક સોનુ શુ છે, તેનુ વજન કેટલુ છે, ઇત્યાદિ કોઈપણ વિગત જાણતો નથી તો હવે એ બાળક તે ચીજની મહત્તા નથી જાણતો માટે આપણે શુ તે ચીજ પુચવી લઇશુ ? નહિજ તેજ પ્રમાણે બાળકનો આત્મા એ કિંમતી ચીજ છે બાળકને એ આત્માની મહત્તા ન હોય તો પણ એ આત્માનુ કલ્યાણ થાય એમ કરવાનીજ માબાપની ફરજ છે, નહિ કે અન્યથા વર્તવાની !

**પ્રશ્ન ૫૦૪**—આપે જે ઉદાહરણો અને ઉત્તરો આપેલા છે તે બધા યુક્તિ સંગત છે પરંતુ તે છતા દીક્ષા ગમતી નથી એનુ શુ કારણ ?

**સમાધાન**—એનુ કારણ કર્મ અજીર્ણના રોગીને દૂધ પાક પણ અરૂચીકર લાગે છે માટે શુ કોઈ કહી શકશે કે દૂધપાક મીઠો નથી ? દીક્ષા યોગ્ય લાગતી હોય છતા તે ન રૂચતી હોય તો તે એના દુષ્કર્મનોજ પરિપાક સમજવો જોઈએ

**પ્રશ્ન ૫૦૫**—આપ એમ કહો છો કે સોળ વર્ષ સુધીની ઉંમ ના બાળકોને વાલીઓની મમતિપૂર્વક દીક્ષા આપી શકાય એ શાસ્ત્રાધારે છે બીજા સાધુઓ તેથી વિપરીત વસ્તુ તુજ પ્રતિપાદન કરે છે, તો અમે જઇને એ સાધુઓને સમજાવીએ તેના કરતા આપ સઘળા ભેગા થઇનેજ એ બાબતમા યોગ્ય નિકાલ શા માટે કરતા નથી ?

**સમાધાન**—જે સાધુઓ મારા ઉપર જણાવેલા સિદ્ધા તથી ઉલટી વાત કહેતા હોય તેને તમે જઇને મળો અને તેમને મારી પાસે લઇ આવો, અગર તેમની પાસેથી સમા

ધાન લાવો, બાકી મે તો દરેક પ્રકારની દરેક વ્યક્તિને શકા સમાધાન માટે અહીં આવવાની સૂચના કરી જ છે

પ્રશ્ન ૫૦૬—પરતુ આપને એમ નથી લાગતુ કે આ કાર્યમા આપ બધા સાધુઓ તૈયાર હો ત્યારેજ એ કામ બની શકે ?

સમાધાન—અમે તો દરેક પળે તૈયારજ છીએ પન્યા સ૭ રામવિજયજીએ પણ વાટાઘાટ ચલાવીને અહીં સાથે બેસવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો છે હવે વસ્તુ એ છે કે જેઓ અમારાથી જુદો સિદ્ધાત ધરાવતા હોય તેમણે નકામી નિદા કિવા વિરોધ ન કરતા અહી આવીને પોતાના સિદ્ધાતો અમોને સાબીત કરી આપવા જોઇએ અને અમારા સિદ્ધાતોનુ તેમણે ખડન કરી નાખવુ જોઇએ તે સિવાય નાહક આક્ષેપો કરી હુ કલેશ વધારવા માગતો નથી હુ તો નીચેના બે મુદ્દાઓ સાબીત કરવા સર્વદા તૈયાર છુ (૧) સોલ વર્ષની ઉમર સુધીના મા-બાપ કિવા વાલીની રજા સાથેની દીક્ષા શાસ્ત્રીય છે અને (૨) સોલ વર્ષ થયા પછી કોઇની પણ રજા વિનાની દીક્ષા શાસ્ત્રીય છે

પ્રશ્ન ૫૦૭—આપ સાધુ હો અને સાધુતાનુ પોષણ કરો છો તેમ અમે ગૃહસ્થ છીએ અને સામાજિક હિતની દૃષ્ટિએ આજન્મ સગા સ્નેહીઓની રજા દીક્ષા માટે આવશ્યક માનીએ છીએ તો પછી આ માન્યતામા આપ સાચા હો તો અમે પણ શા માટે સાચા નથી ?

સમાધાન—જો એમજ હોય તો દીક્ષા વિરોધીઓએ એમ ખુલ્લુ કહી દેવુ જોઇએ કે અમે તો અમારા સામાજિક સ્વાર્થ

માટે દીક્ષાનો તથા બાલદીક્ષાનો વિરોધ કરીએ છીએ, બાકી શાસ્ત્રાધારે તો અમારી વાત સત્તરઆના ખોટી છે, જેઓ એમ ખુલ્લુ કહી દે છે તેમની સાથે કાઇ દલીલ કરવાની રહેતીજ નથી

**પ્રશ્ન ૫૦૮**—નવજીવન પ્રકાશન મદિરે જે "મહાવીર ચરિત્ર" બહાર પાડયુ છે તેમા અનેક સ્થળે દીક્ષાઓ થયાનો ઉલ્લેખ આવેલો છે પરતુ તે સઘળી દીક્ષાઓમા સમતિ લેવામા આવી છે, તો પછી આજે શા માટે સમતિ ન લેવાવી જોઇએ

**સમાધાન**—સમતિ ન લેવી જોઇએ એમ આજ પણ કોઇ કહેતુજ નથી અમારૂ કહેવાનુ તો એટલુજ છે કે સગીરની ઇચ્છા અને સગીરના વાલીની રજાએ સગીર દીક્ષા લઇ શકે છે, અને બીન સગીરની ઇચ્છાએ તેના સગા-સબધીની જા હો કિવા ન હો તો પણ તે એ દીક્ષા લઇ શકે છે તમોને એવી ઉવટુ કહેનારને પૂછજો કે **સોલ વર્ષની અદરના સગીરની અને વાલીની ઇચ્છાવડે જે દીક્ષા અપાએલી હોય તે દીક્ષા માટે અને સોલ વર્ષ પછી સ્વેચ્છાએ પણ સગા-સબધીની રજા વિના અપાએલ દીક્ષાને શાસ્ત્રે જૈનમત વિરોધિની દીક્ષા ગણી હોય અને તેવા કાર્ય માટે સાધુઓને પ્રાયશ્ચિત કરવાનુ જણાવ્યુ હોય તો તેવો પાઠ શોધી આપો કોઇ શાસ્ત્રમાથી આવો પાઠ શોધી આપને અને તે પાઠ નિરપવાદ હશે, તો તે જ ક્ષણે હુ મારા સિદ્ધાતો પડતા મૂકીશ**

**પ્રશ્ન ૫૦૯**—આપે જે બાલદીક્ષાઓ આપી છે તે સઘળી માબાપ અને વાલીઓની સમતિપૂર્વક અપાએલી છે?

**સમાધાન**—હા! અને તેના પુરાવા માટે કેટલાક સાધુઓ પણ અત્રે બેઠેલાજ છે

**પ્રશ્ન ૫૧૦**—તો મહેરબાની કરીને એ સમતિના દસ્તાવેજો રજુ કરશો ?

**સમાધાન**—આ પરિસ્થિતિ માટે દસ્તાવેજ કરવાની કે માબાપની લેખી સમતિ લેવાની જરૂર નથી શાસ્ત્રકારોએ લેખિત સમતિ લેવાનુ ઠરાવ્યુ હોત તો તેમ કરતાએ અમોને વાધો ન હતો, પણ તેમણે તેમ ઠરાવ્યુ નથી અને જે રીતે તેમણે ( શાસ્ત્રકારોએ ) સમતિ લેવાનુ ઠરાવ્યુ છે તે રીતે તો અમે સમતિ લઇએ છીએ

**પ્રશ્ન ૫૧૧**—એક માણુને દીક્ષા લીધી, ત પછી તેની સ્ત્રી પતિ વિરહથી વ્યભિચાર કરે, અને માબાપ પોષણ કર નારાના અભાવે લુટફાટ કરે તો એ દુષ્કર્મનો બધ દીક્ષા લેનારાને પણ લાગે ખરોજ ને ?

**સમાધાન**—ઉત્તર સહેલો છે ધારો કે એક માણસ આજે પરણે છે, કાલે ખૂન કરે છે, પરમ દિવને સજા થાય છે અને ક્રમશ ફાસીએ જાય છે આ વ્યક્તિની પત્ની દુરા ચાર સેવે અને તેના માબાપ લુટ કરી પોતાનુ ગુજરાન ચલાવે છે તો એ પાપનો બધ કે તે ગુનેહગારો તે અગરાને માનશો કે ખૂન કરનારને ?

**પ્રશ્ન ૫૧૨**—નશીબમા હોય તેમજ થાય !

**સમાધાન**—ત્યારે તમે એમજ કહેવા માગો છોને કે જગતના વ્યવહારમા એક માણસ પોતાના કુટુબ પ્રત્યેની ફરજ ન બજાવી શકે તેનો વાધો નહિ, બલ્કે અહીં નશીબનુ નડતર આગળ કરો છો ? માત્ર તે ધાર્મિક કામ કરતા પોતાની

પરિવાર તરફની ફરજ ન બજાવે, તો તે સબધમા તમોને વાધો રહેલો છે

હુ આ ઉપરથી જેઓ સત્યને જોનારા છે તેમને એ બતાવવા માગુ છુ કે **દુનિયાદારીની ફરજો બજાવવાની વાત માત્ર એક દીક્ષાને અટકાવવા માટેના હથીયાર તરીકે વપરાય છે અને લોકોને તેથી ખોટે માર્ગે દોરવવામા આવે છે**

**પ્રશ્ન ૫૧૩**—મ મારી ગુનોહ થાય અને ગુનેહગારને કોર્ટ સજા કરે તે સજા ગુનેહગાર ભોગવે છે, પરતુ તે છતા તેની અસર આખા કુટુબને ભોગવવી પડે છે, અને આખુ કુટુબ દુ ખમા આવી પડે છે, એ ખરૂ, પણ દીક્ષા જેવા પવિત્ર કાર્યને માટે પાછળ રહેલા માણસો દુ ખમા આવી પડે તે શુ વાસ્તવિક છે ?

**સમાધાન**—એ માત્ર તમારા મનની ભ્રમણાનોજ પ્રશ્ન છે સરકારી ? ગુનોહ કરે અને તેમા ઘરના કર્તાહર્તાને સજા થાય તેવે પ્રસગે પાછળના માણસોનો વિચાર શા માટે કરવામા આવતો નથી ? અને માત્ર દીક્ષા પ્રસગે પાછલો વિચાર કરવાની શાથી જરૂર પડે છે ? કર્તાહર્તા ગૃહસ્થ દીક્ષા લે અને એની ગેરહાજરીમા ઘરના માણસોને દુ ખ વેઠવુ પડે છે એમા સામાન્યરીતે વિચારીએ તો તેઓએ આનદ માનવો જોઇએ દુન્યવી વાત છુપાવવી ન જોઇએ જગતમાની વસ્તુ સમજો-છોકરો બેરીસ્ટર થવા ઈગ્લેંડ જાય છે માબાપને એ છોકરાને માટે મોટી મોટી રકમો મોકલવી પડે છે ત્યારે તેઓ કાઈ ઓછુ આર્થિક દુ ખ વેઠતા નથી પણ એ દુ ખ આનદપૂર્વક વેઠે છે, તો પછી છોકરો આત્માનુ કલ્યાણ કરવા નીકળી પડે અને

અપૂર્વ પદ મેળવવાના પ્રયાસો કરે તો તેની પાછળ રહેલા કુટુંબીઓએ પણ શા માટે એ દુખ આનંદપૂર્વક ન વેઠવું

**પ્રશ્ન ૫૧૪**—માબાપો દીક્ષા લેવા માટે ના કહેતા હોય તો સંતાનોએ શું કરવું ? શું તેમના ઉપરવટ થઈને પણ દીક્ષા લેવી ?

**સમાધાન**—બાપ છોકરાને એમ કહે કે અમુક શેઠના ઘરમાં દિવાનખાનામાં ફલાણા કબાટમાં સોનાની લગડી મૂકી છે તે ધીમે રહીને ઉઠાવી લાવ ! બોલો હવે માબાપની આજ્ઞા છોકરાએ માનવી કે નહિ માનવી ? માબાપની આજ્ઞા છોકરાએ માનવી એ પ્રમાણ ! પણ આજ્ઞા તેજ છે જેમાં પવિત્રતા છે અપવિત્ર આજ્ઞા એ આજ્ઞાજ નથી એટલે તેવી અપવિત્ર આજ્ઞા માનવાને છોકરાઓ બંધાએલા નથી બાપે ચોરી કરવાની આજ્ઞા કરી, પરંતુ એ આજ્ઞા હિત કરનારી નથી માટે સંતાને તે ન પાળવી, તેજ પ્રમાણે **માબાપની દીક્ષા ન લેવાની આજ્ઞા હોય છતાં પણ તે આજ્ઞા પવિત્ર આજ્ઞા નથી માટે બાળકો તે ન પાળે એમાં કશુંજ ખોટું નથી શાસ્ત્રે જણાવેલી ઉમરે બાળક માબાપની આજ્ઞા ન હોય છતાં દીક્ષા લે એ પ્રમાણ છે**

**પ્રશ્ન ૫૧૫**—દલીલ ખાતર એવું માનો કે ચોરી કરવાની આજ્ઞા તે બાપની આજ્ઞા છે એમ માની છોકરાએ પાળવી, અને તેથી ઉપજતા દુખો સહન કરી લેવા એ શું યોગ્ય છે ?

**સમાધાન**—નીતિની દૃષ્ટિએ તમે કોને ઉત્તમ ગણશો ? માબાપની આજ્ઞાએ ચોરી કરનાર સંતાનને કે ન કરનાર સંતાનને ? અર્થાત્ આજ્ઞા ન માની ચોરી ન કરનાર સારો છે એમ કબુલવુંજ પડે છે

**પ્રશ્ન ૫૧૬**—શુ આજ્ઞા ઉત્થાપીને પણ ચોરી ન કરી ગુનોહ વતો બધ કરે તે શુ ઉત્તમ ન કહેવાય ?

**સમાધાન**—હા, ઉત્તમ કહેવાય જેમ ત્યા ચોરી ન કરીને વડીલોની આજ્ઞાને ઉથાપનારો ઉત્તમ છે, તે જ પ્રમાણે અહીં પણ પાપ ન કરનારો અને પાપીને અટકાવી દેનારો ઉત્તમ નથી એમ તમે શા ઉપરથી કહેશો ? અહીં પણ એમજ માનવુ પડશે કે દીક્ષા લઇ પાપને રોકનારો એ જ ઉત્તમ છે

**પ્રશ્ન ૫૧૭**—તમે દીક્ષાના સબધમા ખુલાસાઓ આપો છો તે યુક્તિયુક્ત છે, પણ જેને સસાર ગમતો હોય તેને સાધુ જીવનમા ધકેલી દેવામા અમારૂ મન માનતુ નથી એટલો માત્ર વાધો છે, તે માટે આપ શુ કહો છો ?

**સમાધાન**—આ પ્રશ્નનુ સમાધાન તો તમે પોતે જ છો તમને સસાર ગમે છે તો પછી અમે કયા તમોને બલાત્કારે સાધુના વસ્ત્રો પહેરાવવા માગીએ છીએ ! અમારૂ કહેવુ તો એટલુજ છે કે જેને જે ગમે તે રસહગીથી કરવા દો અને તે ઉપર પ્રતિબધ ન મૂકો સસારમા રહેવુ હોય તેને ત્યા રહેવા દો અને સાધુતા ધારણ કરવી હોય તેને તે ધારણ કરવા દો સાધુતા અને સસાર એ બેની વચ્ચેનો રસ્તો પ્રસ્છા ઉપર ખુલ્લો રાખો ત્યા પોલિસ બેસાડનો એ પાપ છે એટલુ જ મારૂ કથન છે

**પ્રશ્ન ૫૧૮**—આઠ વર્ષ નીચે પણ અવસ્થા ભેદ જણાવેલા છે તેનુ શુ ?

**સમાધાન**—આઠ વર્ષની પહેલા ત્રણ ચાર વર્ષે દીક્ષા

આપે, તો તે અયોગ્ય છે અને તેને માટે જ શાસ્ત્રે એવી દીક્ષા આપનારાને માટે પ્રાયશ્ચિત કહ્યુ છે, પણ આઠ વર્ષે દીક્ષા આપનારને માટે તેવું કહ્યુ નથી, એથી પણ અમારી વાતજ સાબીત થાય છે

પ્રશ્ન પ૧૯—અયોગ્ય દીક્ષા આપવામા આવી હોય તો તેનુ પ્રાયશ્ચિત કોને લાગે છે ?

સમાધાન—ગુરુનેજ

પ્રશ્ન પ૨૦—જેઓ એમ માને છે કે દીક્ષાની વય ૧૬ ની ટુકાવીને ૮ વર્ષની રાખી છે તેનુ શુ ?

સમાધાન—એવી રીતે વય ટુકાવવામા આવીજ નથી વળી અત્યારના મુનિઓ પાસે ધારાસભા, ન્યાયાસન કે એવી બીજી કોઇ પણ સત્તા નથી આથીજ એટલે તેઓ દીક્ષા સબધી નવા કાયદા ઘડીજ ન શકે શાસ્ત્રે જે કહ્યુ હોય તેનેજ અનુસરવાનુ મુનિઓ માટે તો નિર્માણ થયેલુ છે શાસ્ત્રકારો ત્રિકાલજ્ઞાની હતા, અને તેથીજ તેમણે શાસ્ત્રો રચ્યા હતા એ શાસ્ત્રોને માન આપવુ એજ આપણુ તો કર્ત્તવ્ય છે

પ્રશ્ન પ૨૧—કોઇ એમજ માનતુ હોય કે દીક્ષાની વય ઘટાડીને પૂર્વધર મુનિઓએ આઠ વર્ષની રાખી છે, તો એ શકાનુ આપ શું સમાધાન આપો છો ?

સમાધાન—એનુ સમાધાન સ્પષ્ટ છે ! તમોએ જે રજુ કરી છે, તે "દીક્ષાનું શાસ્ત્ર" એ નામની આખી ચોપડી ઉથલાવી જાઓ પણ તેમા કોઇ સ્થળે દીક્ષાની વય ટુકાવ્યાનો

પાઠ છે ? કાલિકાચાર્યે પાચમની ચોથ કરી તેનો શાસ્ત્રીય પાઠ બે જગ્યાએ છે દીક્ષાની વય ટુકાવવાના સબધમા એવો પાઠ હોય તો તે રજુ કરો !'

પ્રશ્ન ૫૨૨—શાસ્ત્રમા તો આયુષ્ય ૧૨૦ વર્ષનુ છે અને અત્યારે તો પચાસ વર્ષનુ આયુષ્ય છે તેનુ શુ ?

સમાધાન—તેનો ઉપાય નથી ! પણ એ યાદ રાખવાનું છે કે કરોડપૂર્વનુ આયુષ્ય હતુ તો પણ શાસ્ત્રકારે દીક્ષાની વય તો આઠ વર્ષનીજ રાખી હતી ૧૨૦ વર્ષનુ આયુષ્ય થયુ તો પણ દીક્ષાની વય એજ રાખી છે અને તેજ દષ્ટાતે આજે આયુષ્ય પચાસ વર્ષનુ હોય તો પણ એજ આઠ વર્ષ કાયમ છે !

પ્રશ્ન ૫૨૩—મનુષ્યને સ્વતત્ર કયારે ગણી શકાય ?

સમાધાન—સોળ વર્ષે ધર્મશાસ્ત્રોએ મનુષ્યની સ્વતત્રતા કબુલ રાખી છે, અર્થાત્ સોળ વર્ષની ઉંમર થયા પછી તે મનુષ્ય સ્વતત્ર રીતે દીક્ષા લે તે માટે વિરોધ કે વાધો ગણવામા આવ્યો નથી જૈન ધર્મશાસ્ત્રમા અને એનાજ સમકાલિન અજૈન ધર્મશાસ્ત્રોમા એવા સેકડો ઉદાહરણો છે કે જેમા સોળ વર્ષ પછી સ્વતત્ર રીતે મા-બાપની સમતિ વિના પણ દીક્ષા અથવા સન્યાસ લેવાયો છે આ ઉપરથી સાબીત થાય છે કે સોળ વર્ષની વય પછી દીક્ષા લેવી હોય તો તેવો દીક્ષાભિલાષી, એ દીક્ષા-કાર્યને માટે સ્વતત્ર છે

પ્રશ્ન ૫૨૪—"દીક્ષાનુ શાસ્ત્ર" એ નામના ગ્રથમા પાના ૪ ઉપર એમ લખ્યુ છે કે ઉમરનુ પ્રમાણ બધ બેસતુ

કલ્યાણની પ્રાપ્તિ માનવી યોગ્ય, હતી, પણ તેમ ન માનતા શાસ્ત્રોમા સ્થાન સ્થાન પર आणाए आराहित्ता आणाइ धम्मो आणामाराहन्तो ઇત્યાદિ કથનોથી સ્પષ્ટપણે આજ્ઞા એટલે ભગવાનના કથનનુ આલબન લઇ તદનુસાર વર્તન કરનારજ ભગવાનનો સાચો આરાધક છે તથા તે જ મોક્ષને માટે યોગ્ય પણ છે, એમ જણાવ્યુ છે તેનો અર્થ શો ?

**સમાધાન**—પ્રથમ તો ભગવાનનુ વર્તન શ્રી જિનેશ્વર ભગવાને કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી જણાવ્યુ હતુ ત્યારેજ તે શ્રી સઘે જાણ્યુ હતુ તે સિવાય ભગવાનનુ વર્તન સઘળી જાણી શકાયુ ન હતુ બીજુ માત્ર બાહ્ય વર્તનજ ભગવાનના કથન સિવાય જણાય ખરૂ, પણ આતર વર્તન તો શ્રી સર્વજ્ઞ પ્રભુના કથન સિવાય જાણી શકાયજ નહિ, માટે જે કથન ઉપર આધાર રાખે છે તેજ શ્રી સઘ સાચો આરાધક છે ત્રીજુ મોક્ષનુ કારણ એકલુ જ બાહ્ય વર્તનનુ અનુકરણ નથી, પણ આત્મ પરિણતિ પણ મોક્ષનુ કારણ છે અને તે જેમ ભગવાન સર્વજ્ઞના ઉપદેશથી જાણી શકાય છે, તેવી રીતે મોક્ષ પ્રાપ્તિના કારણભૂત સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, એ બે તો સર્વજ્ઞ ભગવાનના ઉપદેશ સિવાય જાણી શકાય જ નહિ માટે ભગવાન સર્વજ્ઞની આજ્ઞા દરેક શ્રીસઘ વ્યક્તિને સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર દ્વારાએ શાશ્વત સુખમય મોક્ષ પ્રાપ્ત કરવા માટે અવશ્ય ત્રિવિધે આરાધવાની જ હોય છે, પણ ભવ્ય આત્માઓએ ધ્યાનમા રાખવાનુ છે કે સર્વે તીર્થકરો પણ તેજ શ્રી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રય દ્વારા મોક્ષની પ્રાપ્તિ કરે છે અને તે જ માર્ગનો ભવ્ય જીવોને ઉપદેશ મોક્ષ

પ્રાપ્તિને માટે કરે છે માટે ભગવાન તીર્થંકરોની કથની અને કરણીમા કાંઈ ફરક નથી

**પ્રશ્ન ૫૭૮**—શ્રી જિનેશ્વર ભગવાનની બાહ્ય ચારિત્રની અપેક્ષાએ તો કથની અને કરણી એક સરખી હોય તો પછી ચારિત્ર પ્રવૃત્તિમા તો શ્રી શ્રમણસંઘે ભગવાન સર્વજ્ઞોના વચનો અને વર્તન તરફ જ જોઇ અનુકરણ કરવુ ચોગ્ય ગણવુ જોઈએ અને ભગવાન્ મહાવીરની માફક જે વર્તમાન સાધુઓ વર્તે નહિ તેઓને જૈન સાધુ તરીકે શુ ન માનવા ?

**સમાધાન**—ભગવાન જિનેશ્વરમહારાજનુ ચરિત્ર ઉત્તમોત્તમ હોવાથી અવશ્ય શ્રીસંઘને અનુકરણ કરવા ચોગ્ય તો છે પણ જેઓ તેવા નિરતિચાર ચારિત્રને ન પામી શકે તેવાઓને માટે તે પામવાના રસ્તા તરીકે શ્રી જિનેશ્વર મહારાજે જે જે સાધ્વાચાર તથા શ્રાવકાચાર બતાવેલ છે તે તે પ્રમાણે વર્તનારો શ્રી જિનેશ્વરના વર્તનનુ અનુકરણ કરવામા અશક્ત, તેનુ ધ્યેય રાખ્યા છતા શ્રી જિનેશ્વર મહારાજે જણાવેલા માર્ગે ચઢવા પ્રયત્ન કરે ને તે બધામા પણ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને આતરપરિણતની માફક શ્રી જિનેશ્વર ભગવાને કથિત માર્ગનુ અવલંબન ભવ્ય જીવો ગ્રહણ કરે છે, તથીજ ભગવાન શ્રી હરિભદ્રસૂરિજી દ્રવ્યપચ્ચખ્ખાણને પણ ભાવ પચ્ચખ્ખાણનુ કારણ જણાવતા जिनोक्तमितिसद्भक्त्या અર્થાત્ જિનેશ્વર ભગવાને મોક્ષ માર્ગ તરીકે આ કહેલ છે એમ માનીને કરેલુ દ્રવ્યપચ્ચખ્ખાણ પણ ભાવચારિત્રનુ કારણ છે એમ જણાવે છે

ભગવાન જિનેશ્વરો પણ તેવુજ વર્તન કરે છે કે જે

મોક્ષમાગવાલને અનુકૂલ હોય અને તેથીજ મહાવીર પ્રભુએ પાત્રમા પારણુ કર્યુ, વસ્ત્ર ધારણ કર્યુ, એટલુજ નહિ પણ પાણી વિગેરે સાધુઓને લાયક કેવલજ્ઞાનથી અચિત્ત જાણ્યા છતા પોતાનુ અનુકરણ કરનાર વ્યવહારથી ચૂકી જાય માટે સાધુઓને અનશન વિગેરે કરવા દીધા, વ્યવહારથી વિરુદ્ધ એવા પદાર્થોની આજ્ઞા ન કરી, આ અને બીજી પણ અનુકરણ કરવાની હકીકત નીચેના પાઠો જોવાથી સાબીત થશે

१ अष्टाध्ययनप्रतिपादितोऽर्थ सम्यगेव वर्द्धमानस्वामिना विहित इति, तत्प्रदर्शन च शेषसाधूनामुत्साहार्थं, तदुक्तम्–तित्थयरो चउणाणी सुरमहिओ सिज्झिअव्वयवमि । अणिगूहिअवल-विरिओ सव्वत्थामेसु उज्जमइ ॥ १ ॥ किं पुण अवसेसेहिं दुक्खक्खयकारण । सुविहिएहिं । होति न उज्जमियव्व सप च्चवायमि माणुस्से ॥ २ ॥ आ प १० पचवस्तुगाथा ९४१–९४२

२ एव तु समणुचिन वीरवरेण महाणुभावेण । ज अणुचरिउ धीरा सिवमचल जन्ति निव्वाण । २८४ एवम्–उक्तविधिना भावोप्रधान ज्ञानादि तपो वा वीरवर्द्धमानस्वामिना स्वतोऽनुष्ठितगतोऽन्येनापि मुमुक्षुणतदनुष्ठेयमिति गाथार्थ ॥ आ प ३०१

३ आविर्भूतमन पर्यायज्ञानोऽष्टप्रकारकर्मक्षयार्थं तीर्थप्रवचनार्थं चोत्थाय सख्याय–ज्ञात्वा तस्मिन् हेमन्ते मार्गशीर्षदशम्या प्राचीन गामिन्या छायाया प्रव्रज्याग्रहणसमनन्तरमेव रीयतेस्म विजहार ॥ आ प ३०१

४ सुरपतिना भगवदुपरि देवदूष्य चिक्षिपे, तत् भगवताऽपि निसङ्गाभिप्रायेणैव धर्मोपकरणमृते न धर्मोऽनुष्ठातु मुमुक्षुभिरपरैं शक्यत इति कारणापेक्षया मध्यस्थवृत्तिना तथैवावधारित ॥ आ प ३०१

५ से बेमि जे य अईया जे य पडुप्पन्ना जे य आगमेस्सा अरहंता भगवंतो जे य पव्वइया जे य पव्वयन्ति जे अ पव्वइस्सन्ति सव्वे ते सोवहिधम्मो देसिअव्वोत्तिकट्टु तित्थधम्मयाए एसाऽणुधम्मिगत्ति एग देवदूसमायाए पव्वइसु वा पव्वयंति वा पव्वइस्सन्ति वेति । अपिच–गरीयस्त्वात् सचेलस्य, धर्मस्यान्यैस्तथा गतैः । शिष्यस्य प्रत्ययाच्चैव, वस्त्रं दध्रे न लज्जया ॥ १ ॥ इत्यादि ॥ आ प ३०१

६ एप चयाविधिरनन्तरोक्तोऽनुक्रान्त —अनुचीर्णं माहणेणत्ति श्रीवर्द्धमानस्वामिना मतिमता विदितवेद्येन बहुश –अनेकप्रकारमप्रतिज्ञेन–अनिदानेन भगवता–ऐश्वर्यादिगुणोपेतेन, एवम्–अनेन यथा भगवतानुचीर्णनान्ये मुमुक्षवोऽशेषकर्मक्षयाय साधवो रीयन्ते–गच्छन्तीति ।

७ एप —अनन्तरोक्त शस्त्रपरिज्ञादेरारभ्य योऽभिहित सोऽनुक्रान्त –अनुष्ठित आसेवनापरिज्ञया सेवित, केन ? श्रीवर्द्धमानस्वामिना मतिमता–ज्ञानचतुष्टयान्वितेन बहुश –अनेकशोऽप्रतिज्ञेन–अनिदानेन भगवता–ऐश्वर्यादिगुणोपेतेन, अ

वद्भक्तमाधूनामपि तत्प्रसक्ते, न च तच्चरितमनालम्बनीयम्, अन्यथा परिणताप्कायादिपरिहार आचरणनिषेधार्थं कथ स्यात्?, श्रूयते हि एकदा स्वभावत परिणत तटागोदरस्था प्काय तिलराशि स्थण्डिल्देश च दृष्ट्वाऽपि भगवान् महावीरस्तत्प्रयोजनवतोऽपि साधूस्तत्सेवनार्थं न प्रवर्तितवान्, मा एतदेवासच्चरितमालम्ब्य सूर्योऽयास्तेपु प्रवतय त्तु, साधवश्च मा तथैव प्रवर्तं तामिति । अष्टकजि अ ३ पा १६

१८ धर्मांग दानम्, भगवता प्रवृत्तत्वात्, शीलवद्विति भव्यजनस-म्प्रत्ययार्थमित्यर्थ, नानवदासेवितमालम्बनीय भवतीत्यावेदितम्, तत्र चैव प्रयोग –यद्भगवदासेवित तद्यतिना सेवनीय शीलमिव । अष्टकजि अ २७ पा ८७

१९ तीर्थकृद्देव-वधमानजिन एव ज्ञात दृष्टान्त तीर्थकृज्ज्ञात तत् आलोच्य विभाव्य, यथा भगवता वधमानस्वामिना प्रथम–समवसरणे समागतामभव्यपर्षद वर्जयित्वाऽन्यत्र निशिष्टा धर्म-देशना कृता एवम-येनानुचितदेशादिक स्वपरोपकाराभाव च वर्जयित्वाऽयत्र वादोऽनन्तरोक्तत्रिविध कार्य ।

વળી દરક પ્રતિક્રમણ કરનાર શ્રી વીરપ્રભુએ છ માસી તપ કર્યો એમ કહીને જ કાઉસ્સગ્ગમા ચિંતન છે દીક્ષા વખતે સવત્સરીદાનને અનુસારે દેવાતુ દાન વાર્ષિક ત૨ ભગવાન શ્રી ઋષભદેવજીએ કર્યું તેને અનુસરીને થતુ વાર્ષિક તપ તેમજ કલ્યાણકમા કરેલા તપો જેવા કરાતા તપો, વળી આચાર્ય

મહારાજ જે સૂત્રના અર્થો કહે છે તે બધુ ભગવાન્ તીર્થંકરોનું અનુકરણીય વર્તન ગણીનેજ છે

તા ક —ઉપરનો લેખ વાચનારે એ ધ્યાનમા રાખવુ કે ભગવાન્ જીનેશ્વરોનુ વતન મોક્ષમાર્ગને અનુકુળજ હોય તેથી તેનુ અનુકરણ દરેક મોક્ષાભિલાષીએ કરવાનુ જણાવ્યુ તેથી જે કર્મોદયથી થયેલી ભગવાનની પ્રવૃત્તિ ગભમા નિશ્ચલ રહેવુ માતા પિતા જીવતા સુધી ચારિત્ર ન લેવુ મેરૂ કપાવવો, લગ્ન કરવુ પુત્રીનો જન્મ વિગેરે છે તેનુ અનુકરણ કરવાના વિચારો પણ સમ્યગ્દૃષ્ટિ કરે નહિ આ લેખનો ફાવતો ઉપયોગ ન થાય એ માટે એ પણ સમજવુ કે ભગવાનનુ ક્ષયોપશમ કે ક્ષયજન્ય વતન અનુકરણીય છે અને ભગવાનની આજ્ઞા પણ તેરીજ માન્ય કરવાની અને તે શ્રદ્ધા, જ્ઞાન અને વર્તનથી અમલમા મેલવાની છે

**પ્રશ્ન ૫૨૯**—રાત્રિએ અને દિવસના સમયે કોઇ પણ વખતે સામાયિક થઇ શકે છે કે નહિ ?

**સમાધાન**—જરૂર થઇ શકે છે સામાયિક એ એવી વિધિ છે કે તને રાત્રિનો અથવા દિવસનો બાધ આવતો નથી, ગમે તે સમયે સામાયિક કરવુ અને તેનો લાભ મેળવવો એ સરલ અને પદ્ધતિસરનુ છે

**પ્રશ્ન ૫૩૦**—ભગવાન્ મહાવીરદેવને પારણુ કરાવવાની ભાવનામા જીરણ શેઠ એટલી હદે પહોચ્યા કે તેમણે દેવદુદુભિ ન સાભળી હોત તો કેવલજ્ઞાન થઇ જાત, તો આ ભાવના કયા ગુણસ્થાનકની ?

**સમાધાન**—એ ભાવના પાચમા ગુણસ્થાનકની છે, કારણ કે તેથી તો તે બારમે દેવલોક ગયા

પ્રશ્ન—૫૩૧—મનને ઇન્દ્રિય ગણી શકાય કે નહિ? પાચ ઇન્દ્રિયમા એનુ સ્થાન કયા અને કેવી રીતે?

સમાધાન—મન એ ઇન્દ્રિય નથી, પણ નોઇન્દ્રિય છે, પરતુ તેથી એમ માની લેવાની જરૂર નથી કે મન શક્તિ હીન છે, અથવા તે કાઇ કામજ કરતુ નથી શરીરની સઘળી ઇન્દ્રિયોમા મનનો વ્યાપાર ચાલુ છે, અને શરીરની સઘળી ઇન્દ્રિયોમા મન પ્રવર્તે છે માત્ર સ્વપ્ન, સકલ્પ, ધારણા એ ત્રણ વસ્તુમાજ મન એકલુ પ્રવર્તે છે શ્રી નદી સૂત્ર અને શ્રી તત્વાર્થસૂત્રમા મનને નોઇન્દ્રિય નેમ૮ અતી ન્દ્રિયરૂપે વ્યપદેશ કરેલ છે

પ્રશ્ન ૫૩૨—જે સુખાવરણીય કર્મ નથી તો પછી આત્માનો અનત સુખ સ્વભાવ કયા કર્મથી રોકાયેલો રહે છે?

સમાધાન—મહાશક્તિસપન્ન આત્માના હાથમા સોય આદિ અલ્પ સાધન હોવાથી ભેદવા લાયક પાટડાને તે ભેદી શક્તો નથી, ચક્ષુને ચશ્માની માફક, તેવીજ રીતે શાતા અને અશાતા વેદનીય, તે સુખ સ્વભાવને મર્યાદિત કરનાર છે

પ્રશ્ન ૫૩૩—દુનિયામા સુખ તરીકે જે કાઇ ઓળખાય છે, તે સુખ શુ કસ્તુરીઆની ભ્રમણા અનુસાર આત્માના સુખનોજ આભાસ છે કે બીજુ કાઇ?

સમાધાન—અલ્પ શક્તિવાળા સાધનથી કાર્યમા આવતી અલ્પ શક્તિની માફક શાતાવેદની અશે ઉપકારરૂપ ને અશાતા તે વિપર્યાસરૂપ (વિકારરૂપ) છે

પ્રશ્ન ૫૩૪—શ્રાવકો સચિત્તને નહિ અડકવાનો નિયમ કરી શકે છે ખરાકે? અને જો તેઓ તેવો નિયમ કરી શકે

તો પછી શુ પ્રભુપૂજામા સચિત્ત પાણીને અડી શકે અને તેનો ઉપયોગ કરી શકે ?

**સમાધાન**—શ્રાવકો સચિત્ત પાણીને નહિ અડકવાનો નિયમ કરવામા તો પુરતા વ્યાજબી છે, તેઓ સચિત્ત પાણીને નહિ અડકવાનો નિયમ લે તેમા તેમને કાઇ પણ દોષ નથી, પરતુ તેથીજ તેઓ પ્રભુપૂજામા પણ અચિત્ત પાણીનો ઉપયોગ કરે એવી તેમને છૂટ છે એમ માનવાની જરૂર નથી સચિત્ત પાણીને નહિ અડકવાનો નિયમ લીધા પછી પ્રભુપૂજામા પણ અચિત્ત પાણીને અડકવાનો પ્રતિબધ છે અને તેથીજ સાતમી પ્રતિમામા ધૂપ દીપાદિની પૂજા કરાતી નથી

**પ્રશ્ન ૫૩૫**—કરેમિભતે 'જાવસાહુ'નો પાઠ બાગી કાઢ કરી બે સામાયિક જેટલો સમય લે અને બે સામાયિક છુટા કરે તેમા કાઇક ફરક ખરો ?

**સમાધાન**—લાભની અપેક્ષાએ ફરક છે, કારણ કે વ્યાખ્યાન આદિ જેવા નિયત વખતમા 'જાવસાહુ'ના પાઠથી વધારે લાભ છે

**પ્રશ્ન ૫૩૬**—તીર્થ કર ભગવાનના સમવસરણમા અભવ્યોને આવવાનો અને વ્યાખ્યાનાદિ સાભળવાનો અધિકાર ખરો કે નહિ ?

**સમાધાન**—તીર્થ કર ભગવાનના સમવસરણમા અભવ્યોને આવવાનો અધિકાર છે, અને દેશનાને શ્રવણ કરવાનો પણ અધિકાર છે, પરતુ તે સાથે એટલી વાત યાદ રાખવાની છે કે જે વ્યાખ્યાન અથવા બીજો જે ઉપદેશ ત્યા અપાય તે ઉપદેશ અભવ્યોને તથ્યરૂપે પરિણમતો નથી

**પ્રશ્ન ૫૩૭**—જે જીવો અભવ્ય છે તે જીવોને શુકલ લેશ્યા થાય ખરી કે નહિ ?

**સમાધાન**—અભવ્ય જીવોને પણ શુકલલેશ્યા થઇ શકે છે અને તેથી જ તેને પરિણામે તેઓ ગ્રૈવેયક સુધી જઇ શકે છે

**પ્રશ્ન ૫૩૮**—સિદ્ધચક્રના ગયા વર્ષના ત્રીશમા અંકના ૪૫૪ મા પાનામા ૯ થી ૧૧ સુધીની લીટી એવી છે કે "અજીવપણુ એ પારિણામિક ભાવ છે ? એ લીટીઓનો અર્થ શો સમજવો ?

**સમાધાન**—એ લીટીઓનો અર્થ કેવળ સરળ અને સાદો છે અને તેમા કહેવાનો એ ભાવ રહેલો છે કે અજીવમા ચેતનારહિતપણુ છે તે અકૃત્રિમ અને અનાદિ છે

**પ્રશ્ન ૫૩૯**—આપે સિદ્ધચક્રના પાછલા એક અંકમા જણાવ્યુ હતુ કે પ્રત્યનીક થવાથી ભાવ ચારિત્રનુ બીજ નાશ પામે છે તો શુ ફરીથી નવા બીજની જરૂર પડે છે ખરી ?

**સમાધાન**—પ્રત્યનીક થવાથી ભાવચારિત્રનુ બીજ નાશ પામે છે એ તદ્દન વાસ્તવિક છે અને તેથીજ જરૂર નવા બીજની જરૂર પડે છે

**પ્રશ્ન ૫૪૦**—અંક ૨૦મો, પાને ૪૫૮મે જણાવ્યુ છે કે મોક્ષમા મન ન રહે તો ભલે, પણ બીજી કશી પણ પ્રવૃત્તિમા મન ન જાય તો તદ્ભવમા મોક્ષ મળે છે, તો પછી એ સમયે મનની પ્રવૃત્તિ શી હોય છે ?

**સમાધાન**—નિર્વ્યાપારપણુ એ [illegible]
અને તેથી જ મોક્ષ મળે [illegible]
તેને કદાપિ પણ મોક્ષની [illegible]

**પ્રશ્ન ૫૪૧**—અંક ૨૦મો, પા ૪૬૩ મે જણાવ્યું છે કે જેઓ કુલસંસ્કારથી દીક્ષાના રહસ્યને જાણે છે તેવાઓને ગર્ભાષ્ટમથી નીચેની વયે પણ દીક્ષા આપી શકાય એ શું વાસ્તવિક છે ?

**સમાધાન**—હા, કારણ કે પંચવસ્તુમાં એમ જણાવવામાં આવ્યું છે કે આઠથી નીચે ચારિત્રના પરિણામ થઈ શકતા નથી તેથીજ ગર્ભાષ્ટમની નીચેની વયનો પંચવસ્તુમાં નિષેધ કર્યો છે નિશીથચૂર્ણિ, પંચવસ્તુ, પ્રવચનસારોદ્ધાર અને ધર્મબિંદુમાં 'ગર્ભાષ્ટમની વયે પણ દીક્ષા આપવી એ વાસ્તવિક છે' એમ જણાવવામાં આવ્યું છે, **શ્રી યુક્તિપ્રબોધ**માં એમ જણાવ્યું છે કે ઉદ્દેશથી થતી દીક્ષા માટે ગર્ભાષ્ટમ એ જઘન્ય વય છે એથીજ **ગર્ભાષ્ટમની વયથી ઓછી ઉમરનાઓને પણ પૌષધ આદિ જૈન ધર્મના દરેક અનુષ્ઠાનો કરવાનો સંપૂર્ણ અધિકાર છે એમ સિદ્ધ થાય છે**

**પ્રશ્ન ૫૪૨**—ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજાશ્રીએ બાવીસ તીર્થંકરોને ગૃહવાસ રાગમય જણાવીને તેને હેય ગણવાનું જણાવ્યું છે, તો બીજા બે તીર્થંકરોનો ગૃહવાસ હેય તરીકે માનવો ખરો કે નહિ ? અને જો ન માનવો તો શા માટે ન માનવો ?

**સમાધાન**—બાવીસ તીર્થંકરોનો ગૃહવાસ હેય તરીકે જણાવ્યો છે અને બે તીર્થંકરોનો ગૃહવાસ હેય તરીકે જણાવ્યો નથી, તેનું કારણ એ છે કે એ બે તીર્થંકરો શ્રી મલ્લીનાથજી અને શ્રી નેમિનાથજી બાલ બ્રહ્મચારી હતા, તેથી શ્રી યશોવિજયજી મહારાજે એમ જણાવ્યું છે કે એ બે તીર્થંકરોનો

**પ્રશ્ન ૫૪૫**—સિદ્ધચક્રના ૨૧ મા અંકમા આગળના વધારાના પૃષ્ઠોમા પર્યુષણા સબંધીની જે ચર્ચા છે તેમા લખવામા આવ્યુ છે કે અસ્વાધ્યાય હોવાથી નહિ વચાય, અને પછી લખવામા આવ્યુ છે કે અસ્વાધ્યાયનો બાધ ગણુવામા આવ્યો નથી, તો એમા સાચુ શુ સમજવુ ?

**સમાધાન**—સર્વ કાલિકસૂત્રોના સ્વાધ્યાયમા ગ્રહણાદિકની અસ્વાધ્યાય કહેલી હોવાથી કલ્પસૂત્ર પણ કાલિક હોવાથી તેને અસ્વાધ્યાયમા વર્જવુ જોઇએ, અને તેથી જ્યારે જ્યારે ગ્રહણ વિગેરે વિગેરે હોય ત્યારે બીજા કાલિકોની પેઠે કલ્પસૂત્રને પણ અસ્વાધ્યાયમા વાચવાનો બાધ આવે છે અને તેથી પણ પર્યુષણામા અવશ્ય વાચવાનુ આવશ્યક ગણી તે વખતે કલ્પ સૂત્રના વાચનમા ન વર્જી શકાય તો બાધ ગણ્યો નથી

**પ્રશ્ન ૫૪૬**—સિદ્ધચક્ર પાક્ષિકના પહેલા વર્ષના અંક ૨૧ માના પાના ૪૭૮ ઉપર એવો ઉલ્લેખ જોવામા આવે છે કે પહેલા ગુણઠાણા કરતા ચૌદમે ગુણસ્થાનકે અસખ્યાત ગુણા કર્મો ખપાવવાના છે, તો એનો અર્થ શ્યો ? શુ ચૌદમે ગુણઠાણે કર્મો વધી જાય છે ?

**સમાધાન**—ચૌદમે ગુણસ્થાનકે કર્મો વધ્યા નથી પહેલા ગુણસ્થાનક કરતા ચૌદમા ગુણસ્થાનકવાળો અસખ્યાતગણા કર્મો તોડે છે એ અપેક્ષાએ તે લખાણ છે

**પ્રશ્ન ૫૪૭**—એજ અંકના પાના ૪૯૨ મા એવો ઉલ્લેખ કરેલો જોવામા આવે છે કે કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચદ્રાચાર્યસૂરીશ્વરજી મહારાજા અને ગુણસ્થાનકક્રમારોહણુકાર નિગોદમા મિથ્યાત્વ માને છે એટલે એને ગુણસ્થાનક

ગણી શકાય કે નહિ? અને જો ગુણસ્થાનક ન ગણી શકાય તો એ ગુણસ્થાનકની બહાર ગણવા જોઇએ?

સમાધાન—ભદ્રકપણાના યોગેજ મિથ્યાત્વને ગુણસ્થાનક માનનારા નિગોદ આદિમા મિથ્યાત્વ માનશે પણ ગુણસ્થાનક નહિ માને

પ્રશ્ન ૫૪૮—એજ અકના ૪૮૨ મા પાના ઉપર એવુ લખેલુ જોવામા આવે છે કે "પહેલે ગુણઠાણે અશુદ્ધ વ્યવહાર વાળો નર્કમા નહિ જાય" એનો અર્થ શુ?

સમાધાન—તેનો અર્થ એ છે કે તે ગુણઠાણે રહેલા અશુદ્ધ વ્યવહારવાળા જીવો માટે નરકને યોગ્ય સામગ્રીજ નથી, અને તેથી તે નરકે ન જાય એ સ્વાભાવિક છે

પ્રશ્ન ૫૪૯—ચૌદમે ગુણસ્થાનકે સાતમી નરકના કર્મ હોય ખરા કે?

સમાધાન—ના ચૌદમે ગુણસ્થાનકે સાતમી નરકના કર્મ હોતા નથી જો એ ગુણસ્થાનકે સાતમી નરકના કર્મો ન જ હોય તો પછી એ કર્મો કર્મની કયી શ્રેણીમા આવે તેનો પ્રશ્ન જ રહેવા પામતો નથી!

પ્રશ્ન ૫૫૦—પુણ્યકર્મો નિકાચિત હોય કે નહિ?

સમાધાન—હોય છે

પ્રશ્ન ૫૫૧—ભોગાવલી કર્મ એટલે શુ?

સમાધાન—મોહનીય કર્મ અને ભોગાવલી બાકી એટલે મોહનીય કર્મ બાકી સમજવુ

પ્રશ્ન ૫૫૨—એક મનુષ્ય છે તે લૌકિક ફળની ઇચ્છા

રાખીને લૌકિક ફળો પામવા માટેજ સુદેવની આરાધના કરે છે તો તેની એ આરાધનામા મિથ્યાત્વ રહેલુ છે એમ માની શકાય કે નહિ ?

**સમાધાન**—કોઈ મનુષ્ય લૌકિક ફળની ઇચ્છા રાખીને લૌકિક ફળો પામવા માટે જ સુદેવની આરાધના કરતો હોય તો તેને આપણે મિથ્યાત્વી કહી શકતા નથી ! જો તેને તત્વની પ્રતિતી હોય અથવા તે સુદેવોને માનનારો હોય તો લૌકિક ફળની ઇચ્છાપૂર્વકની તેની આરાધના એ દ્રવ્યક્રિયા ગણી શકાય, પણ મિથ્યાત્વ કહી શકાય નહિ

**પ્રશ્ન ૫૫૩**—જ્ઞાન થયા પછી રાગદ્વેષ થાય તો એ જ્ઞાન તે જ્ઞાનજ નથી, વાસ્તવિક જ્ઞાન થાય તો એ જ્ઞાનનુ એ પરિણામ આવવુ જ જોઈએ ક વર્તન સુધરે એનો અર્થ શુ ?

**સમાધાન**—એનો અર્થ સમજવો બહુજ સરલ છે જ્ઞાન એ ચીજ એવી છે કે ત્યા રાગ અને દ્વેષ સભવતા જ નથી જેમ કોઇ માણસ પોત હાથવડે હિસા કરી રહ્યો હોય અને મોઢે એમ કહે કે 'હુ જૈન ધર્મને પાળનારો છુ ' તો તેની અહિસાવૃત્તિ તેનુ પ્રત્યક્ષ કાર્ય કબૂલ રાખી શકે નહિ, તે જ પ્રમાણે રાગ દ્વેષ એ પ્રત્યક્ષ વસ્તુઓ જ્યા હોય ત્યા તેને જ્ઞાન કહી શકાય નહિ પાણી પડવાથી તેનુ સ્વભાવસિદ્ધ એ પરિણામ આવવુજ જોઈએ કે વૃક્ષ પ્રફુલ્લિત થાય તેજ પ્રમાણે જ્ઞાનનુ એ પરિણામ પણ થવાની જરૂર છે કે તેથી વર્તન સુધરે, સૂર્ય ઉગે અને પ્રકાશ ન પથરાય એ શકય નથી તેજ પ્રમાણે જ્ઞાન થાય અને કાર્યો ન સુધરે એ પણ શકય નથી

**પ્રશ્ન ૫૫૪**—અશક્તિ અથવા આસક્તિને લીધે જીનાજ્ઞા

હોય અને તે પ્રભુજીને મુકુટ કુંડળ આદિ ભેટ ધરવા માગતો હોય તો એ ભેટ ધરી શકે ખરો કે નહિ ?

**સમાધાન**—ભેટ ધરી શકે છે

**પ્રશ્ન ૫૬૧**—ઉપર જણાવેલો માણસ જે કાંઇ ભેટ વિગેરે ધરે તે સંઘના આગેવાનોએ સ્વીકારવી ખરી કે નહિ ?

**સમાધાન**—ઉપર પ્રમાણે જણાવેલી ભેટો સ્વીકારવી ઘટિત છે અને તે સ્વીકારવામા કોઈ પણ જાતનો દોષ લાગતો નથી

**પ્રશ્ન ૫૬૨**—જ્ઞાતિ બધારણો અને ધાર્મિક બધારણો એ બન્નેમા મેળ ખરો કે નહિ ?

**સમાધાન**—જ્ઞાતિના બધારણોમા અને ધર્મના બધારણોને પરસ્પર મેળ છે પણ તે કેટલીક બાબતમા છે અને કેટલીક બાબતમા નથી અભક્ષ્ય અને અપેય જેવી વસ્તુઓના ત્યાગ માટે એ બન્નેને મેળ ખરો પરતુ તમા એ યાદ રાખવાની જરૂર છે, અને એક વસ્તુ ભૂલાવી ન જોઇએ તે વસ્તુ એ છે કે જ્ઞાતિના બધારણો પહેલા અને ધર્મના બધારણો તેને અનુસરતા જ એમ નથી જ પરતુ ધર્મના બધારણો પહેલા હોઈ તેને અનુસરતાજ બધારણો જ્ઞાતિએ ઠરાવેલા છે અને તેવા જેટલા બધારણો છે તેમા બનેને પુરો મેળ છે

**પ્રશ્ન ૫૬૩**—જૈન ધર્મને માનનારો પછી તે ગમે તે જ્ઞાતિનો છે ( દશો, વીશો, પાચો, ભાવસાર, નીમો, લાડવા, આદિ ) તે માણસ જૈન ધર્મની ક્રિયાઓમા ભેદભાવ વિના ભાગ લેવાને માટે હકદાર ખરો કે નહિ

**સમાધાન**—આત્મભાવમા તો પૂર્ણ હકદાર છે, પરતુ વ્યવહારોને પણ ધ્યાનમા લેવા તો જોઈએ કારણ કે કેટલાક વ્યવહારો પણ ધર્મની ધારણાથી ઘડાયા છે

**પ્રશ્ન ૫૬૪**—શુ મગધમા ઉત્પન્ન થયેલી ભાષાનુ નામ માગધી છે એ વાત ખરી છે ?

**સમાધાન**—ના માગધાના ઇય માગધી ! કે માગધા ? भट्टा मङ्गलपाठका અર્થાત્ સૂર્યોદય વખતે રાજા મહારાજાઓ પાસે મગલસૂચક શબ્દ બોલનારા અને રાજાઓની પેઢી પર પરાના ઇતિહાસોને જાણનારાઓની ભાષા તેનુ નામ માગધી ( અઢાર દેશ મિશ્રિત ભાષા ) છે

**પ્રશ્ન ૫૬૫**—સત્યવ્રત ને બદલે મૃષાવાદવિરમણવ્રત કેમ રાખ્યુ ?

**સમાધાન**—સત્ય બોલવુ એ વ્રત તો જગતમા કોઇ પાળી શકે જ નહિ, તેમજ વ્યવહાર ભાષા અસત્યામૃષા એટલે સાચી પણ નહિ અને જુઠી પણ નહિ એવી બોલાય છે માટે સાચી વાત બોલી નાખવી તે સામાન્યત અશકય છે સમવસરણસ્થ જીવના સર્વભાવ પ્રભુ જાણે છ છતા તે બધા બોલી નાખે નહિ આથી જુઠુ બોલવાથી વિરમવુ એ વ્રત રાખ્યુ અર્થાત્ જુઠુ બોલવુ નહિ

**પ્રશ્ન ૫૬૬**—એક બાઇની પૂર્વાવસ્થા વ્યભિચારમા ગયેલી છે, પણ ધર્મ પામ્યા પછી ગુરુ પાસ આલોચના લે છે, ત્યાર બાદ ખોરાકી પોશાક માટે સસરા પર ફરિયાદ માડે છે એ ભરણ પોષણ આપવાની બાબતમાથી છટકી જવા માટે આલો ચના દેનાર ગુરુને સાક્ષીમા લાવે તો ગુરુ શાક્ષીમા શુ બોલે ?

**સમાધાન**—બાઇની પૂર્વચર્યાના પુરા માહિતગાર છતા

ગુરુ કહી શકે કે મારા ધર્મના હિસાબે હુ તે સબધમા કહી શકતો નથી, અર્થાત્ મૃષાવાદ વિરમણવ્રત હોવાથી જુઠુ ન બોલવુ પણ સાચુ બોલી નાખવુ તે નથી, એ પણ આ દષ્ટાતથી સાબિત થાય છે

**પ્રશ્ન ૫૬૭**—હિસા કરવાથી ધર્મ થાય છે એમ માનીને જેઓ હિસા કરે છે તેમનામા અને ધર્મ કાર્યો કરતા જે હિસા થઇ જાય છે તેવી હિસા કરનારાઓમા શુ ફેર છે? અને જો તેમની વચ્ચે ફેર હોય તો એ તફાવત કઈ રીતે છે?

**સમાધાન**—તમે જે બે પ્રકારો દર્શાવો છો તે બન્ને પ્રકારોમા આસમાન જમીનનો ફેર છે જેઓ ધર્મને માટે હિસા કરે છે તેઓ તો એવી સમજણ ધરાવનારા છે કે જેમ હિસા વધારે થાય છે તેમ વધારે ધર્મ થાય છે। ધર્મને માટે વરસમા ઠરાવેલે દિવસે જેઓ ગાયો, બળદો, બકરા, ઇત્યાદિ પ્રાણીઓનો વધ કરે છે તેઓ એમ માને છે કે જેમ વધારે હિસા થાય છે તેમ વધારે ધર્મ થાય છે આવી માન્યતા રાખીને જેઓ હિસા કરે છે તેઓ હિસા પરત્વે લક્ષ રાખતા હોવાથી એ હિસાને માટે તેઓ ભાગીદાર છે હવે બીજો પ્રકાર વિચારો। આચાર્યમહારાજ, સાધુમહારાજ, આવવાના હોય ત્યારે એ સમાચાર સાભળીને સકલ સઘ તેમને લેવાને માટે જાય છે એ પ્રસગે પણ પગ તળે અળસીયા, કથુઆ ઝીણા જીવ, કીડીઓ વિગેરે આવે છે, લીલી લિલોતરીનો કચ્ચરઘાણ વળી જાય છે, કાચા પાણીનો હિસાબ રહેતો નથી અને એ રીતે હિસા થાય છે છતા અહિ ધર્મ રહેલો છે અહિ ધર્મ રહેવાનુ કારણ એ છે કે અહિ જે હિસા થાય છે તેમા હિસા

કરવાનુ લક્ષ્ય નથી પરતુ લક્ષ્ય ધર્મનુજ છે, આજ કારણથી અહિંસા અને ઈશ્વરને રાજી રાખવા થતી હિંસા એ બેને સરખી ગણી શકાય જ નહિ જેઓ આ બને પ્રકારની હિંસા સરખી માને છે તેઓ હિંસા શબ્દનો પરમાર્થ (પરમ-અર્થ, ખરો અર્થ, મુખ્ય અર્થ, પરમાર્થ એટલે વાસ્તવિક અર્થ) સમજી શકતા જ નથી પહેલો વર્ગ સાફ સાફ રીતે એમ માને છે કે જેમ જેમ વધારે હિંસા તેમ તેમ ધર્મ વધારે, જેમ જેમ ઓછી હિંસા તેમ તેમ ધર્મ ઓછો બીજો પ્રકાર એવો છે કે તેમનુ હિંસા પરત્વે લક્ષ્ય નથી દહેરે જવુ, સાધુઓને વળાવવા જવુ વ્યાખ્યાન સાભળવા જવુ વગેરે કાર્યોમા હિંસા થાય છે ખરી પરતુ આ શાસનમા ધર્મને અગે હિંસાનુ કર્તવ્ય નથી ભગવાનની પ્રતિમાજીને જેમ વધારે ફૂલો ચઢા વ્યા તેમ વધારે જીવો મરી ગયા માટે ત્યા વધારે ધર્મ થયો છે એમ આ શાસન માનતુ નથી આથીજ ઉપર જણાવેલા બને પ્રકારોમા ફેર છે, એ સિદ્ધ થાય છે

**પ્રશ્ન ૫૬૮**—'સાધુ' પદની વ્યાખ્યા કરતા તમે જ્ઞાન અને ક્રિયા એ બેમા ક્રિયા એટલે ચારિત્ર મુખ્ય છે એમ જણાવો છો અને એ માટે તમે નિર્યુક્તિકાર ભગવાનનુ સૂત્ર બતાવો છો કે चरणगुणट्ठीओ साहू પરતુ તેમા મુખ્યતા ચારિત્રની છે એ શા ઉપરથી સાબિત કરો છો?

**સમાધાન**—સામાન્યત એ સૂત્રનો અર્થ તો એટલો જ નીકળશે કે "ચારિત્ર અને જ્ઞાન ગુણમા રહેલો સાધુ" પણ જો તમે એ સૂત્રના અર્થની ઉંડાણમા ઉતરશો તો તમારી શકાને તમે પોતે પણ ટાળી શકશો જે સૂત્ર તમે જણાવો છો તેમા चरण શબ્દ પહેલા કેમ છે અને गुण શબ્દ પછી કેમ

? એના સમાધાનના તમે એમ કહેશો કે અલ્પ સ્વરવાળો શબ્દ પહેલો આવે અને વધારે સ્વરવાળો શબ્દ પછી આવે, પણ તેજ સાથે એનો પણ ખ્યાલ રાખવાનો છ કે અધિક પૂજ નીય હોય તેજ પહેલો આવે છે અને ઓછી પૂજ નીકતા વાળોજ પછી આવે છે, એજ રીતે ચરણ એ અધિક પૂજ નીય હોવાથી તે પદ પહેલુ આવ્યુ છે અને ગુણ એ ઓછી પૂજનીકતાવાળુ હોવાથી ત પઠીથી આવે છે વ્યવહારમા પણ તમે જોશો કે વધારે આવશ્યકતાની સાથે પૂજનીક વસ્તુજ પહેલી આવ છે "બાપ દીકરો" "મા દીકરી" "શેઠ નોકર" આ સઘળા સામાજિક શબ્દો છે પરતુ તમે તેમાએ ઝીણવટથી તપાસશો તો તમોને માલમ પડી આવશે કે જેનુ મહત્વ વધારે છે તેજ શબ્દ પહેલો આવે છે અગ્રેજોમા પણ એમજ છે તેમના સાહિત્યમા પણ વિશેષ મહત્તાવાળો શબ્દ પહેલો અને બાકીના પછી આવે છે એ ન્યાયે ચારિત્ર શબ્દ પહેલો આવેલો હોઈ તેમા મહત્તા વધારે અને તત્પશ્ચાત્ જ્ઞાન શબ્દ આવેલો હોઇ તની પૂજનીકતા ઓછી સાબિત થાય છે અર્થાત્ નિર્યુક્તિકારે ચારિત્રવાચક શબ્દ પહેલો મુકીને ચારિત્રની અધિકતા વ્યક્ત કરી છે

**પ્રશ્ન ૫૮૯**—કચરો લગાડીને તે સાફ કરવો અર્થાત્—કપડા કાદવમા બોળવા અને પછી તે ધોવા-ધોઇ નાખવા તેના કરતા કપડાને કાદવ નજ લાગવા દેવો એ વધારે સારૂ છે તો પછી શા માટે તીર્થંકર નામ કર્મ બાધીને તે ખપાવવુ તેના કરતા એ નજ બાધવુ તે શુ બેહેતર નથી ?

**સમાધાન**—ના, કારણ કે આ પ્રશ્ન પૂછતા પહેલા

તીર્થંકર નામકર્મ શા મુદ્દાથી બંધાય છે તેનો વિચાર કરવો જોઈએ તીર્થંકર નામકર્મ એ કચરો નથી પરંતુ કચરાને સાફ કરનારો ઉંચા પ્રકારનો સાબુ છે તે કપડામા નાખવામા આવે છે તે પણ ત્યા હમેશ માટે રાખી મુકવામા આવતો નથી અર્થાત્-સાબુ કાઢી નાખવાનો છે એમ જાણીને સાબુને ન ખાય છે પરંતુ એ સાબુને પણ ધોઇ નાખવામાજ આવે છે સાબુને ધોઇ નાખવાનો છતા કચરો સાફ કરવાના ઉદ્દેશથી તે નાખવો જરૂરી છે, તેજ પ્રમાણે તીર્થંકર નામકર્મની પણ સ્થિતિ છે જગતના જીવો કઠણ કર્મના કચરાથી રંગાએલા છે, તેમનો કચરો ધોવાને માટે તીર્થંકર નામકર્મરૂપી સાબુ દેવા ધિદેવે ત્રીજા ભવમા ઉપયોગમા લીધો છે, એથી જગતનો કચરો સાફ થાય છે અને જેમ સાબુ પણ કચરાને સાફ કરતો હોવા છતા છેવટે તેને પણ ધોઇ નાખવો પડે છે તેવી રીતે તીર્થંકર નામકર્મની પણ દેશનાદિદ્વારાએ ક્ષય થવાની સ્થિતિ છે

**પ્રશ્ન ૫૭૦**—તીર્થંકર નામકર્મ હોય તો મોક્ષ નહિ અને મોક્ષ હોય તો તીર્થંકર નામકર્મનો ઉદય નહિ, તો પછી જે સમયમા તીર્થંકરદેવો મોક્ષે જાય છે તે સમયમા તો તીર્થંકર નામકર્મનો ઉદય નથી તો પછી તીર્થંકરદેવનુ મોક્ષક યાણક કેમ માનો છો ?

**સમાધાન**—**कड़े माने कडे विगलिज्ज माने विगलिए** એ વચનના નિયમથી તીર્થંકર નામકર્મના ઉદયના છેવા સમયે મોક્ષ માનીએ તો મોક્ષક યાણક માનવામા અડચણ નથી

**પ્રશ્ન ૫૭૧**—આદ્ય તીર્થંકર ઋષભદેવે પુત્રોને રાજ્ય વહેંચી આપ્યુ ચરમ તીર્થપતિ મહાવીર મહારાજાએ દેવદૂષ્ય આપ્યુ, સર્વ તીર્થંકરોએ સાંવત્સરિક દાન દીધા, તો પછી

એ દાન લઈને તેનો ભોગવટો કરનાર દેવદ્રવ્યના ભોગી ખરા કે નહિ ?

**સમાધાન**—નહિ જ ! જેઓ તે દ્રવ્યનુ દાન લે છે તેઓ દેવદ્રવ્યના ભોગી ગણી-શકાતા નથી દેવદ્રવ્યની વ્યાખ્યા સાભળવાથી તમારો આ પ્રશ્ન સહજ દૂર થઈ શકશે

**પ્રશ્ન ૫૭૨**—જો દેવદ્રવ્યની વ્યાખ્યા શાસ્ત્રાધારે જાણી શકવાથી શકા ટળતી હોય તો તે વ્યાખ્યા જણાવવાની વિનતી છે

**સમાધાન**—જિનેશ્વરોની ભક્તિ, પૂજા, બહુમાન માટે, આશાતના ટાળવા માટે, શરીરના અગ ઉપાગની રચના માટે, એકઠુ કરાતુ દ્રવ્ય તે દેવદ્રવ્ય છે

**પ્રશ્ન ૫૭૩**—से उदयो केवलिणो એ પદનો અર્થ શો ?

**સમાધાન**—તીર્થ કર નામકર્મનો ઉદય કેવલીપણામા હોય છે એ ઉપરના શબ્દોના સ્પષ્ટ રીતે થતા અર્થ ઉપરથી જ જાણી શકાય છે

**પ્રશ્ન ૫૭૪**—તીર્થ કર નામકર્મનો ઉદય કેવલીપણામા છે તો પછી ભગવાન માતાના ગર્ભમા આવ્યા તે વખતે દેવેન્દ્રોએ તીર્થ કર માનીને સ્તવ્યા, વાદ્યા અને પૂજ્યા, ઈન્દ્રાસનો ચલાયમાન થયા, જ ન્મ થયા બાદ પણ તીર્થ કર માનીને મેરૂશિખર પર દેવદેવેન્દ્રોએ, ઈ દ્રાણીઓએ, ભક્તિપુરસ્સર સ્નાત્ર મહોત્સવાદિ કર્યા, લોકાતિકોએ ધર્મતીર્થ પ્રવર્તાવવા માટે ઉદ્ઘોષણા કરી, તીર્થ કર માનીને દીક્ષા મહોત્સવ દેવે દ્રોએ અને નરેન્દ્રોએ કર્યા વગેરે બિનાઓ શાસ્ત્રમા પ્રસિદ્ધ છે,

અર્થાત્-ચ્યવનની શરૂઆતથી તીર્થંકર માનનારા પાચ કલ્યાણક તરીકે આરાધનારા આપણે કેવલીપણામા તીર્થંકર નામ કર્મનો ઉદય છે એ કેવી રીતે માની શકીએ ? અને જો તે વાત સાચી ઠરે તો બાકીના ચ્યવન, જન્મ, દીક્ષા, આદિમા તીર્થંકરપણુ માની શકીએ કે નહિ ?

**સમાધાન**—શાસ્ત્રના આપેક્ષિક વચનો વ્યવસ્થા પૂર્વકના છે તે સમજવાને માટે બુદ્ધિ ખર્ચવી પડશે, ચ્યવનથી માડીને બધા કલ્યાણકોમા તીર્થંકર નામકર્મનો ઉદય છે એ વાત પણ સાચી છે પરતુ શાસ્ત્રકારનો મુદ્દો એ છે કે ચ્યવનના કલ્યાણકારી અવસરમા પ્રકૃષ્ટ પુણ્યસભારનો ઉદય થાય છે અને તે પ્રબળ પુણ્યનો સપૂર્ણ ભોગવટો કેવલીપણામા થાય છે અર્થાત્ તે મુદ્દાએ તીર્થંકર નામકર્મ બાધ્યુ છે

**પ્રશ્ન ૫૭૫**—સમ્યગદષ્ટિ, દેશવિરતિ પ્રતિમાધારીઓ ક્રોડપૂર્વ સુધી ચારિત્ર પાળવાવાળા જે નિર્જરા કરે તેના કરતા અનખ્યાતગુણી નિર્જરા સમ્યક્ત્વ પામતી વખતે હોય તે શુ ? ચોથે-પાચમે-છઠ્ઠે ગુણઠાણે રહેલો જે કર્મ તોડે તેના કરતા સમ્યક્ત્વ પામતી વખતે અસખ્યાતગુણા કર્મ તોડે એ શુ ? આ તો ચોથા પાચમા છઠ્ઠા ગુણઠાણાની મહત્વત્તા ઘટાડો છો એમ નથી સમજાતુ ?

**સમાધાન**—દુનિયાદારીની અપેક્ષાએ સમજો એક દરિદ્રી મનુષ્ય છે કે જેને પૈસાનુ શાક લાવવુ હોય તો પાચની પાને તેને હરદમ આસુ ઢાળવા પડે છે તેવા દરિદ્રને ભાગ્યશાળી પરોપકારી મળ્યો, મળતા તેણે ચોપડો દેખાડયો અને ચોપડામા રહેલી નજરે ન પડે તેવી એક લાખની રકમ બતાવી

**સમાધાન**—હૃદયમા ધર્મ સબધી લાગણી હોય તેવાઓને શિખામણ તરતજ લાગે છે

**પ્રશ્ન ૫૭૯**—વચન ને વિચારમા ફેર શો ?

**સમાધાન**—પાપસ્થાનકને રોજ વચન દ્વારાએ આલોવો છો છતા પાપને પાપરૂપ માનવાના વિચારથી હજુ રગાયા નથી બે હજાર થયા, પાચ હજાર થયા, દશ હજાર, વીસ હજાર, લાખ, બે લાખ થયા અગર થાય તે વખત પાપ વધ્યુ, અગર પાપ વધે છે એમ લાગતુ નથી; કારણ વચન વિચારની સામ્યતાથી કેવો લાભ છે તે સમજાયો નથી અર્થાત આ બન્નેનો યથાર્થ ફરક તપાસ્યો નથી

**પ્રશ્ન ૫૮૦**—પાપ બે પ્રકારના કયા ?

**સમાધાન**—ઘાતિ અને અઘાતિ, જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહનીય અને અતરાય એ ઘાતિ, અને તે સિવાયના બાકીના ચાર અઘાતિ પાપ છે

**પ્રશ્ન ૫૮૧**—એ બે પાપની શક્તિ કેટલી ?

**સમાધાન**—અઘાતિ પાપો પુદ્ગલને પોક મુકાવે છે પણ ઘાતિ પાપો તો આત્માને પોક મુકાવે છે

**પ્રશ્ન ૫૮૨**—દર્શનાવરણીય, જ્ઞાનાવરણીય, મોહ, અતરાયરૂપ ચાર ઘાતિ કર્મ અશે પણ હિત કરતા નથી, પણ ચાર અઘાતિકર્મ કઈક અશે લાભ કરી દે છે એ શુ ?

**સમાધાન**—લાબુ આયુષ્ય, ઉત્તમ સઘયણ, ઉચ્ચ ગોત્રમા ધર્મની સામગ્રી પામવાના સજોગો થાય એ રીતે ચાર અઘાતિ કર્મો કઇક અશે લાભદાયી છે, પણ ઘાતિ તરફથી તો લેશ પણ લાભ નથી

**પ્રશ્ન ૫૮૩**—નિયાણુ એટલે શુ ?

**સમાધાન**—નિયાણુ એટલે આત્મહિતકાર્યનો શત્રુ

**પ્રશ્ન ૫૮૪**—દીક્ષા લેનારાઓ કટાગીને શુ નિયાણા કરે છે ?

**સમાધાન**—હા, સાધુ થનારાને ઘરના પ્રતિબધનાથી એટલુ વેઠવુ પડેલુ હોય છે કે જેથી મરતી વખતે તેઓ નિયાણુ કરે કે કુટુબ ન હોય ત્યા જન્મુ, રિદ્ધિ સિદ્ધિ સજોગો ન હોય ત્યા જન્મુ, કે જેથી નિર્વિઘ્ને દીક્ષા લઇ શકુ આ નિયાણુ કરવુ તે પણ હિતાવહ તો નથીજ પ્રભુ મહાવીર ભગવાન કહે છે કે તે નિયાણુ કરનારને ધાર્યો સજોગ મળશે, પણ નિયાણાને લીધે તેને મોક્ષ તો તે ભવમા નહિજ મળે, કારણ કે તે નિયાણુ મોક્ષને માટે નહિ, પણ દીક્ષા માટે કર્યું છે, અર્થાત્ આત્મા ઉપર મજબુતી ન રહી પણ કુદરત ઉપર મજબુતી રાખવા માટે તેણે આ નિયાણુ કર્યું

**પ્રશ્ન ૫૮૫**—સુલસાએ પુત્રોની માગણી દેવ પાસે કરી એ અઘટિત ખરૂ કે નહિ ?

**સમાધાન**—ના, કારણ કે એ વાત તમે અદ્ધરથી લાવ્યા છો સમ્યક્ત્વીની માગણીઓની રીતિ પણ અજબ હોય છે પ્રથમ દેવ હાજર થયો તે વખતે કહ્યુ છે કે તારી પાસે આપવાની જે શક્તિ છે તેની મને ન્યૂનતા નથી, જે ન્યૂનતા છે તે આપવા તુ શક્તિમાન નથી જ્યારે દેવે કીધુ કે દેવ દર્શન નિષ્ફળ ન હોય માટે કઇક માગ ત્યારે પણ તેણે જણાવ્યુ છે કે તેમના ( મારા પતિના ) સતોષની ખાતર તુ તારૂ કથન સફળ કર

**પ્રશ્ન ૫૮૬**—અનાદિ હોય અને છેડો ન હોય એ બન્ને પણ અનાદિ હોય અને છેડો પણ હોય એ બન્ને ખરૂં ?

**સમાધાન**—મિથ્યાત્વ અજ્ઞાનાદિ એ અનાદિના છે એ વાત ખરી પણ તેનો છેડો છે, એટલે નાશ પામી શકે છે જ્ઞાનાદિ અનાદિના છે છતાં તેનો અંત નથી

**પ્રશ્ન ૫૮૭**—તીર્થંકરો ક્ષાયક સમ્યક્ત્વના ધણી હોય એ વાત સાચી છે ?

**સમાધાન**—હા, તીર્થંકરો ક્ષાયક સમ્યક્ત્વના ધણી હોય પણ દેવલોક યા નરકમાંથી આવીને માતાની કુક્ષિમાં આવે તે વખતે, અગર જન્મ ધારણ કરે તે વખતે, અગર તે પછી પણ ક્ષાયિક સમ્યક્ત્વવાળા હોય તેવો નિયમ નથી, પણ ક્ષપક શ્રેણી માંડતી વખત જરૂર ક્ષાયિક થઈ જાય, બાદ ક્ષાયિક સમ્યક્ત્વના ધણી કહેવામાં લેશભર અડચણ નથી

**પ્રશ્ન ૫૮૮**—"સમ્યક્ત્વ હોય તો વ્રતાદિનું ગ્રહણ જ (જકારપૂર્વક) ન્યાયયુક્ત છે એવા અર્થવાળું સૂત્ર શ્રી ધર્મબિંદુમાં છે, તો શું સમ્યક્ત્વ ન હોય ત્યાં સુધી અગર તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી અનુવ્રતાદિક ગ્રહણ કરવા કે આપવા નહિ ? અને લીધેલા હોય તો તે શું નકામાં ગણવા ?

**સમાધાન**—ધર્મબિંદુનું સૂત્ર અનુવ્રતાદિક લેવાદેવાની ઇચ્છાવાળાને સમ્યક્ત્વની જરૂરિયાત જણાવવા માટે છે તેમજ કર્મક્ષયોપશમના અનુક્રમને જણાવવા માટે છે, એટલે કે પ્રથમ દર્શન મોહનીયનો ક્ષયોપશમાદિ થઇને જ અપ્રત્યાખ્યાનાદિનો ક્ષયોપશમાદિ થઇ દેશવિરતિ આદિ પ્રાપ્ત થાય છે, પણ તેટલા માત્રથી વ્રતો ન જ અપાય કે ન જ લેવાય એવા વ્રતના

નિષેધ માટેનો અર્થ કરાય નહિ કેમકે સમ્યક્ત્વના દશ ભેદોમા ક્રિયારૂચિ સમ્યક્ત્વનુ સ્વરૂપ જણાવતા શાસ્ત્રકારો કહે છે કે ચારિત્રાદિક અનુષ્ઠાનો કરતા જ સમ્યગ્દર્શન ઉપજે તેનુ નામ તે ક્રિયારૂચિસમ્યક્ત્વ-અર્થાત્ સમ્યક્ત્વની ઉત્પત્તિ પહેલા પણ ચારિત્રક્રિયાનો અસભવ નથી, વળી માર્ગ પ્રવેશને માટે દ્રવ્યસમ્યક્ત્વનો આરોપ કરીને પણ વ્રતો આપવાનુ શાસ્ત્રકારો કહે છે ચોથા અણુવ્રતના પરવિવાહકરણ નામના અતિચારમા કન્યાદાનનુ ફળ ઇચ્છનાર મુગ્ધમનિને પણ અનુવ્રતો દેવાય એમ જણાવે છે તેમજ સમ્યક્ત્વરહિતપણે અનતા ચારિત્રના લિગ કર્યા, અને તેથી ગ્રૈવેયક સુધીના દેવલોકના સુખોને અનુભવ્યા એમ જણાવવાથી સ્પષ્ટ થાય છે કે મિથ્યાદષ્ટિપણામા પણ કરેલા વ્રતોથી પાપ કે દોષ ન લાગતા પુણ્યબધ જરૂર થાય છે જો કે આત્મકલ્યાણને માટે સમ્યક્ત્વની પ્રથમ જરૂરીયાત છે, એમા બે મત હોઇ શકે જ નહિ

પ્રશ્ન ૫૮૯—આશસા અને નિયાણામા ફેર શો ?

**સમાધાન**—શ્રી અર્થ દીપિકાકાર સલેષણાના અતિચારોમા રાજા થવુ, દેવેન્દ્ર થવુ ઇત્યાદિક ઇચ્છાઓને આશસા પ્રયોગ નામનો સલેષણાનો અતિચાર જણાવે છે, અને નિયાણાને જુદો પાડી તેને તો ઉપલક્ષણથી લે છે વળી સજ્જ્ઞાનયોગ સિવાયના સર્વ ધર્મને ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી સાશસ ધર્મ કહે છે સમ્યગ્દર્શન થયુ એટલા માત્રથીજ મોક્ષને પરમ સાધ્ય માને, તેવી રીતે અર્થકામને પરમ સાધ્ય નહિ માને, પણ અર્થકામની ઇચ્છા રહિતને જો સમ્યગ્દર્શનવાળા માનવા જઇએ તો દેશવિરતિ તથા અવિરતિસમ્યગ્દ્રષ્ટિગુણઠાણામા

રહેવાઓને અર્થકામની આશાસા વગરનાજ માનવા પડે અને જો અર્થકામની આશસા કે ઇચ્છા ન જ હોય તો તેઓને પરિગ્રહમા કે આરભમા આસક્ત હોવાનુ હોય જ નહિ, અને તેમ ન હોય તો તે ચારિત્રપરિણામજ ગણાય, અર્થાત્ સમ્યક્ત્વની સાથે અર્થકામની આશસા કે આકાક્ષા ન જ હોય એમ કહી શકાય જ નહિ જો કે સમ્યક્ત્વી અર્થકામને અનર્થ રૂપ તો માનતો હોવો જ જોઇએ પણ તેથી તેની આકાક્ષા વગરનો થઇ જાય એવો નિયમ શાસ્ત્રકાર જણાવતા નથી નિયાણામા તો ઇચ્છાની તીવ્રતમ દશા હોવાને લીધે શાસ્ત્રકારો મિથ્યાત્વમા જઇ પડવાનુ જણાવે છે

દરેક નિયાણાવાળાને તે ભવે કે અન્ય ભવે મિથ્યાત્વ જ હોય એવો નિયમ નથી, કારણ કે વાસુદેવો નિયાણાવાળા હોવા છતા સમ્યક્ત્વવાળા હોય છે, અને નવ નિયાણામા બધે મિથ્યાત્વનો નિશ્ચય જણાવેલ નથી આથી સ્પષ્ટ છે કે આશસા અને નિયાણુ વર્જવા લાયક જરૂર છે, પણ તે બન્ને એક જ રૂપ જ છે, કે તે હોય તો મિથ્યાત્વ જ હોય એવો નિયમ કરી શકીએજ નહિ

**પ્રશ્ન ૫૯૦—**ધર્મ વેચીને નિયાણું કરનારાને નિયાણા મુજબ ન મળે તો તે નિયાણુ કેમ કહેવાય ?

**સમાધાન—**આજે કોઇ કરેલ ધર્મકરણીઓ વેચી સર્વાર્થ સિદ્ધ વિમાનની માગણી કરે અને બીજા ભવે ન મળે તેટલા માત્રથી નિયાણુ નથી એમ તો ન કહેવાય ? અર્થાત્ ઇચ્છાની તીવ્રતમ દશાએ નિયાણુ કર્યું તે તો કર્યું અને તેથી થના ફળની વાત તો જુદી જ ચીજ છે

**પ્રશ્ન ૫૯૧**—ભગવાન્ મહાવીરદેવ ઘરમા બે વરસ રહ્યા, ત્યાગને અનુસરતી ક્રિયામા રહ્યા છતા તે બે વરસ ગૃહસ્થ પર્યાયમા કેમ ગણ્યા ?

**સમાધાન**—મહાનુભાવ ? સૂત્રના ઉચ્ચારણપૂર્વક લેવાતી ત્યાગની પ્રતિજ્ઞા તેઓએ લીધેલી નહિ, જેથી તે પર્યાય ગૃહસ્થપણામા ગણ્યો છે, આથી શાસ્ત્રકારો પ્રતિજ્ઞા પુરસ્સરની ક્રિયાને વિરતિમા ગણે છે એમ સ્પષ્ટ થાય છે

**પ્રશ્ન ૫૯૨**—જિનેશ્વરો દેશવિરતિના વ્રતો પૈકી કોઇપણ વ્રત યા નિયમ અગીકાર કરે કે નહિ ?

**સમાધાન**—જગદ્વદ્ય જિનેશ્વરો દેશવિરતિ અગીકૃત કરે નહિ અંગીકૃત કરે તો સર્વવિરતિજ કરે

**પ્રશ્ન ૫૯૩**—અવધિજ્ઞાનીઓ દેશવિરતિ લઇ શકે કે નહિ ?

**સમાધાન**—અવધિજ્ઞાન પ્રાપ્ત થયા બાદ, અવધિજ્ઞાન વિદ્યમાન છે એવા અવધિજ્ઞાનીઓ વિરતિ અગીકાર કરે તો દેશવિરતિ ન જ લે, પણ સર્વવિરતિ જ અગીકાર કરે

**પ્રશ્ન ૫૯૪**—ઉદ્યમ શાનો ? સર્વજ્ઞપણાનો કે વીતરાગ પણાનો ?

**સમાધાન**—વીતરાગપણાનો ઉદ્યમ હોઇ શકે અર્થાત્ વીતરાગપણુ પ્રાપ્ત થયા પછી કાચી બે ઘડીમા સર્વજ્ઞપણુ પ્રાપ્ત થાય છે

**પ્રશ્ન ૫૯૫**—"અટ્ઠ ભવાઉ ચરિત્તે" એ વચનથી શાસ્ત્ર કારો ભાવચારિત્ર માટે આઠ ભવની મહેનત કરવી જોઇએ એમ કહે છે તેની જગોએ અનત ભવની મહેનત કેમ કહો છો ?

**સમાધાન**—એકડા અને કક્કો શીખ્યા પછી એક વરસમા બાલક બાલવર્ગનુ ધોરણ પુરૂ કરી સાત વર્ષમા સાત ધોરણ પુરા કરી શકે પણ સાચો એકડા અને સાચો કક્કો તો કરતા આઠ વરસ પછી આવડે સાચો એકડા વિગેરે કોના પ્રતાપે થાય છે તે વિચારો સ્લેટો ભાગી નાખવી, પેનો ખોઇ નાખવી, લીટા કાઢીને વખત પુરો કર્યો તે સાચા એકડા અને કક્કા માટે નકામુ ન ગણ્યુ, પણ એમ કરતા કરતા આવડે, ગર્ભમા કોઇ શીખીને આવ્યુ નથી એવા દિલાસાના વચન તે અવસરે બાળકને દેવાય છે, પણ ભાવિ ચારિત્ર માટે દેવા યોગ્ય દિલાસાના વચનાદિ દાન દેવાતા નથી, અર્થાત્-અનતાભવોમા દ્રવ્યચારિત્રની કરણી થાય પછી ભાવચારિત્ર આવે, અને તે ભાવચારિત્ર વિરાધના વગરનુ આવે તો સતત આઠ ભવમા આવે અને આઠમે ભવે તે આરાધક મોક્ષે જાય

**પ્રશ્ન ૫૯૬**—સામાન્ય સાધુઓ જ્યારે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનવાળા હોઇ ધર્મનો ઉપદેશ આપે છે તો ભગવાન્ તીર્થંકરો દીક્ષા લીધા પછી અને કેવલજ્ઞાન પહેલા ચાર જ્ઞાનવાળા છતા કેમ ઉપદેશ આપતા નથી ?

**સમાધાન**—શ્રી તીર્થંકરોનો કલ્પ છે કે બીજાની નિશ્રાએ તે ઉપદેશ દે નહિ અને જે ઉપદેશ દે તે કેવલજ્ઞાન પછી જ દે, કારણ કે તીર્થંકરાને અર્થથી આત્માગમ હોય, અને તે કેવલજ્ઞાન પામ્યા પછી જ હોય છે જ્યારે સામાન્ય સાધુઓ બીજાની નિશ્રાએ ઉપદેશ દે છે, અને તેઓને જ અનતર કે પરપરક આગમના આધારે જ ઉપદેશ દેવાનો હોય છે પરપરાથી આવેલા શાસ્ત્રીય (આગમ સબધી) જ્ઞાનને પરપરાગમ

કહેવાય છે, જેઓ પોતાની ગુરૂપરપરાને પરપરાગમ જણાવે છે તેઓ પરપરા અને પરપરાગમનો ભેદ સમજ્યા જ નથી

**પ્રશ્ન ૫૯૭**—હિસાના સુપચ્ચકખાણ અને હિસાના દુપચ્ચકખાણ એટલે શુ ?

**સમાધાન**—સાધુની અપેક્ષાએ આ જીવ છે, અને આ અજીવ છે, શ્રાવકની અપેક્ષાએ આ ત્રસ છે આ સ્થાવર છે એટલી સમજણ આવે અને પચ્ચકખાણ કરે તે હિસાના સુપચ્ચકખાણ અને તે સમજણ સિવાયના પચ્ચકખાણ તે દુપચ્ચકખાણ કહેવાય

**પ્રશ્ન ૫૯૮**—જગતમા લોકો કહે છે કે-"કરશે તે ભોગવશે" એ કહેવત જૈન સિદ્ધાન્તને શુ અનુસરે છે ?

**સમાધાન**—જૈનસિદ્ધાન્તની માન્યતા પ્રમાણે તો યોગની અપેક્ષાએ કરશે તે ભોગવશે, અને અવિરતિની અપેક્ષાએ, નહિ કરશે તે પણ ભોગવશે, અર્થાત્-કરશે તે ભોગવશે તેના કરતા એક અપેક્ષાએ નહિ કરનાર પણ અવિરતિ હોવાથી ભોગવશે એટલે જેઓ અવિરતિ કે અવિરતિનુ સ્વરૂપ કે તેનાથી થતો કર્મબધ ન માનતા હોય તેઓ કરશે તે જ ભોગવશે એમ માની શકે, પણ જૈન શાસનની શ્રદ્ધાવાળાઓ અવિરતિ અને તેના કર્મબધનોને માનતા હોઇ માત્ર **કરશે તે ભોગવશે એમ એકાતે માની શકે જ નહિ** અધમ કપનીના આધગીયા શેર હોલ્ડરો ઘેર બેસી રહે તો પણ તેમની આબરૂનુ બરબાદીમા લીલામ થાય, તેવી રીતે અવિરતિનુ પાપ વગર કર્યા પણ ભોગવવુ પડે છે જેમ એક શુમડુ થયું-થયું તે સારૂ

થવુ એવુ વિચાર્યું નથી તે થાય, વધે અગર વધારવા સબંધી વચન ઉચ્ચાર્યા નથી, તેમજ તેના અંગેની સામગ્રી મેળવવા માટે જાયાએ જુદો પ્રયત્ન કર્યો નથી છતા શારીરિક પુષ્ટિ માટે લીધેલા ખોરાકમા ગુમડાનો અમુક ભાગ પોતાના માટે લીધેજ જાય છે, તેવી રીતે દરેક ક્ષણે આત્મા યોગથી જે કર્મ લે છે તેમા અવિરતિરૂપ વિકારને પોષણ પણ દરેક ક્ષણે મળે છે જેમ તે ગુમડુ મટે ત્યારે જ તે વિકારનુ બધ થવુ થાય છે, તેવીજ રીતે મહાવ્રતનો આદિથી અવિરતિનો નાશ કરવામા આવે તો જ અવિરતિથી આવતા કર્મો બધ થાય

**પ્રશ્ન ૫૯૯—સ્થાપના** શબ્દની વ્યુત્પત્તિ કરતા ( **स्थाप्यते इति स्थापना** ) એમ કહેવાય છે સ્થાપનાનો અપલાપ કરનારાઓ કહે છે કે શાશ્વતસ્થાપના માટે તમે કઇ વ્યુત્પત્તિ લાગુ કરશો, કારણ હાલ જે વ્યુત્પત્તિ કરો છો તે હિસાબે તો કોઇપણ વ્યક્તિદ્વારાએ કોઇપણ કાળે સ્થાપના થયેલ માનવી પડશે, અગર સ્થાપનાની વ્યુત્પત્તિ ફેરવવી પડશે તેના જવાબમા રીતસરની દલીલ શી ?

**સમાધાન—**ભ્વાદિ આઠે ગણના ધાતુઓને સ્વાર્થમા પણ णिज् આવે છે, તેથી तिष्ठतीति स्थापना, એમ કરી શાશ્વત પ્રતિમાઓને સ્થાપના કહેવામા અડચણ નથી, અને તેથી જ શ્રી અનુયોગદ્વાર સૂત્રની ટીકામા આ વ્યુત્પત્તિ પણ જણાવી છે વળી " **स्वसि** " એ ઉણાદિસૂત્રથી अन् પ્રત્યય લાવીને રચના શબ્દની માફક સ્થાપના શબ્દ બનાવવામા આવે તો ઉણાદિ સર્વકાલમા અને અપાદાન સપ્રદાન સિવાયના સર્વ કારણોમા આવતા હોવાથી તેની વ્યુત્પત્તિ કોઇપણ પ્રકારે થઇ શકે છે

**પ્રશ્ન ૬૦૦**—આચારાગ, સૂત્રકૃતાગ આદિ સૂત્રો ભણાવવા માટે જેમ દીક્ષાપર્યાય જોવાય છે, તેવી રીતે ચાર મૂલ સૂત્ર ભણાવવાનો કાલ કયો ? અને તે ચાર મૂલ સૂત્રના નામ કયા ?

**સમાધાન**—દીક્ષા થયા બાદ તુરત જ ભણાવવાની રજા આ ચાર મૂલ સૂત્રો માટે છે, અને તેથી તેમા દીક્ષાપર્યાયનુ નિયમન કર્યુ નથી, અને તેથી તેને મૂલ સૂત્રો કહેવાય છે અર્થાત્ શાસ્ત્રકારોએ એ ચાર મૂલ સૂત્ર માટે દીક્ષાપર્યાય નિયત કર્યો નથી, બાકી બીજા સૂત્રોમા દીક્ષાપર્યાયનો નિયમ છે, ચાર મૂલ સૂત્રના નામ—૧ આવશ્યક, ( ઓઘનિયુક્તિ સહિત ) ૨ દશવૈકાલિક, ૩ પિંડનિર્યુક્તિ, અને ૪ ઉત્તરાધ્યયન

**પ્રશ્ન ૬૦૧**—પચમકાલના અતમા ભાવિપ્રભાવક ભગવાન્ શ્રી દુપ્પસહસૂરીશ્વરજીના સમયમા કયા શાસ્ત્રના આધારે શાસન ચાલશે ?

**સમાધાન**—શ્રી અનુયોગદ્વાર સૂત્ર અને શ્રી શય્યભવ સૂરીશ્વરજી રચિત શ્રી દશવૈકાલિક સૂત્ર એ બે સૂત્રોના આધારે શાસનની પ્રવૃત્તિ ચાલુ રહેશે

**પ્રશ્ન ૬૦૨**—શુ તીર્થંકરોને થાક લાગતો હશે કે બીજા પહોરે શાસનના પટ્ટધર ગણધર ભગવતોને દેશના દેવા બેસાડતા હતા ? અગર શુ એક સરખી દેશના સાભળી લોકો કટાળતા હતા કે જેથી બેસાડતા હતા ?

**સમાધાન**—અનત બલના ધણી શાસન સસ્થાપક તીર્થંકરદેવોના આત્માને થાક લાગતો નહોતો, તેમજ ક્ષુધા, તૃષા આદિ અનેક દોષોને શમાવનાર, અમૃતસમાન દેશના સાભળીને

લોકો કટાળતા પણ નહોતા પણ વસ્તુત જેની રચેલી દ્વાદશાગી અનુસાર ચતુર્વિધ સઘ આરાધના કરી કૃતાર્થ થવાનો છે, તવા ગણધર ભગવતના હાથે દેશના દેવરાવવાથી આરૂ કથન અને ગણધરોનુ કથન સરખુ છે એમ જણાવવા સાથે તે કથન ઉપર તીર્થ કરદેવની સહી-મહોરની છાપ મારવામા આવે છે અર્થાત્—ગણધરપદના સમર્પણ અવસરે તો અનુજ્ઞા દીધી ત્યારથી દ્વાદશાગી ઉપર સહી થઇ ગઇ હતી, પણ પોતાની હાજરીમા દેશના દેવરાવવાથી શાસનમા ગણધરભગવતના વચનમા સર્વજ્ઞદેવોની સપૂર્ણ સહાનુભૂતિ છે, એ દર્શાવવાને આ નિયમ દરેક તીર્થ કરોના સમયમા અવ્યાહતપણે ચાલે છે

પ્રશ્ન ૬૦૩—અગ ઉપર ઉપાગ હોય નહિ તેથી જેટલા ઉપાગો છે તે તે ઉપાગો અગના અવયવભૂત હોવા જોઇએ, તો કયા અગના કયા ઉપાગો સમજવા ? તેમજ હાલ અગ અગિયાર છે, જયારે ઉપાગ બાર છે, અગના અવયવભૂત ઉપાગ હોય તો ઉપાગમા આવતુ વર્ણન પણ અગને અનુસરતુ હોવુ જોઇએ એ વાત શાસ્ત્ર સમત છે ?

સમાધાન—વર્તમાન સમયમા દૃષ્ટિવાદ નામના બારમા અગનો વિચ્છેદ હોવાથી અગો અગિયાર છે પણ દૃષ્ટિવાદની વખતે અગો બાર હતા, અને તેને જ ઉદ્દેશીને ઉપાગો પણ બાર રચવામા આવ્યા હતા આચારાગ, સૂયગડાગ, ઠાણાગ, સમવાયાગ, ભગવતીજી, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશાગ, અતગડદશાગ, અનુત્તરોવવાઇ, પ્રશ્નવ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એ બાર અગ તેના અનુક્રમે ઉવવાઇ રાયપસેણી, જીવાભિગમ, પન્નવણા, જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચદ્રપ્રજ્ઞપ્તિ,

કપ્પિયા, કપ્પવડસિયા, પુપ્ફિયા, પુપ્ફચૂલિયા અને નિરયાવલી એ બાર ઉપાગો છે અગના કોઇપણ એક અવયવને અનુસરીને તેના વિસ્તારરૂપ ઉપાગો હોય છે

**પ્રશ્ન ૬૦૪**—ભવ્યોને શ્રી તીર્થંકરદેવની વાણીનો લાભ મળતો હોય ત્યા શાસનસ્થાપક શ્રી તીર્થંકરદેવની જગ્યાએ શ્રી તીર્થંકરદેવની અપેક્ષાએ ઓછા જ્ઞાનવાળા ગણધરભગવાનને ગોઠવવા તે શુ વ્યાજબી છે?

**સમાધાન**—હા કારણ કે શાસનની સ્થાપના શ્રી તીર્થંકરદેવોને હાથે થઇ, પણ એ શાસન ગણધરભગવત રચિત શાસ્ત્રાધારે અવ્યાહતપણે એટલે અસ્ખલિતપણે ચાલવાનું હોવાથી શાસ્ત્રની માન્યતા પોતાના ( શ્રી તીર્થંકરદેવના વચન ) જેવી ચતુર્વિધ, સઘમા કરાવવા માટે પૂ શ્રી ગણધર ભગવત રચિત સૂત્રો અને તેમનું કથન સર્વજ્ઞવચન જેવુંજ છે એની જાહેરાત એક અપેક્ષાએ શ્રી તીર્થંકર દેવો તેમની દેશના દ્વારાએ કરાવે છે અર્થાત્-તીર્થંકર દેવ કહે છે તેજ ગણધર ભગવતો કહે છે તે નક્કી થાય તેમજ શ્રીગણધર વચન પર શાસનની એક સરખી પ્રતીતિ થાય તે માટે તીર્થંકરદેવો પહેલે પહોરે દેશના આપ્યા પછી બીજે પહોરે ગણધરભગવતો પાસે દેશના અપાવે છે

**પ્રશ્ન ૬૦૫**—પ્રતિલેખન ( પડિલેહણ ) ની ક્રિયાકાલે ઉપધાન કરવાવાળાઓ પાણહાર પચ્ચકખાણ કરે કે નહિ?

**સમાધાન**—કરે નહિ, કેમકે પાણહાર પચ્ચકખાણ એ અવરણની ક્રિયા છે અને સવરણની ક્રિયા વિધિપુરસ્સર રહેવી

જોઇએ અને જો કરી લે તો જ્યારે સાજના ઉપધાનવાળો ક્રિયા કરે તે વખતે "પચ્ચકખાણ કર્યું છેજી" એવુ બોલ વાથી અનુવાદ થઇ જાય, માટે ઉપધાનવાળાઓએ પ્રતિલેખનના અવસરે પાણુહાર પચ્ચકખાણ કરવા યુક્ત નથી, એટલે ગુરૂના દ્વાદશાવર્ત વદનપૂર્વક પચ્ચકખાણ કરવાના હોઇને પડિલેહણમા દ્વાદશાવર્ત વદન ઉપધાનવાળા કરતા નથી અને તેથી પાણુહારનું પચ્ચકખાણ પણ ત્યા થાય નહિ

**પ્રશ્ન ૬૦૬**—કેવલજ્ઞાન પામેલા કેવલી ગૃહસ્થપણામા હોય તો શુ દેશના અનેવદનનો વ્યવહાર પ્રવર્તાવી શકે નહિ?

**સમાધાન**—ના જેમ ઘરમા રહ્યા કેવલજ્ઞાન પામેલા કેવલી કૂર્માપુત્ર છે, શ્રી દ્રે શ્રી સીમધરસ્વામિજીને પુછયુ કે ભરતક્ષેત્રમા કોઇ કેવલી છે? જવાબમા "ના, પણ ઘરમા રહ્યા કેવલજ્ઞાન પામેલા કૂર્માપુત્ર કેવલી છે" આ જવાબમા પ્રથમ 'ના' કહેવાનું કારણ એજ છે કે કેવલજ્ઞાન પામેલા કેવલી છે, છતા સાધુપણામા વ્યવહારમા નહીં હોવાથી દેશના કરવાનો તેમજ વદન કરાવવાના રિવાજ ન હોવાથી કેવલીપણાની ગણત્રી નહિ કરીને 'ના' કહી અને પછી ગૃહસ્થપણાના નામે નિર્દેશ કર્યો જ્ઞાનની ઉચ્ચભૂમિકા પર આરૂઢ થયા છતા, લોકાલોકના ભાવ પ્રત્યક્ષ નિહાળે છે, છતા વ્યવહાર ચારિત્રવાળા ન હોવાથી કેવલી પણ વદનીય નથી, અર્થાત્ શાસન ગુણોની પૂજ્યતા સ્વીકારવા છતા વ્યવહારને પ્રાધા યપણે સ્વીકારે છે, અને તેથીજ ભરતમહારાજને કેવલજ્ઞાન થયેલુ જાણીને આવેલા ઈંદ્રમહારાજે દીક્ષા મહિમા કર્યા પછી વદન કર્યુ

**પ્રશ્ન ૬૦૭**—દર્શન, જ્ઞાન, ચારિત્રની પ્રવૃત્તિ તે પાચ

ઇંદ્રિય અને મનદ્વારાએ છે અને તે સાધનો નાશવત છે, અને તે ( ઇંદ્રિયો ) બધાને તો તમેજ જડજીવન કહો છો તો નાશવત જડજીવન ઉપર આ ધમાલ શી ?

**સમાધાન**—એક ચિતારો ચિત્ર ચિતરે છે, કાગળ પર અગર ભીંત પર ચિતારો ચિતરશે, ચિત્રમા રગ પીંછીથી પુરશે, પણ કાગળ, ભીંત રગ, પીંછી એ બધામાથી કોઈપણ ચિત્રા મણ કરતા નથી અર્થાત્-બધા સાધનો હોવા છતા ચિતારાની ગેરહાજરીમા ચિત્રામણ થતુ નથી તેથી ચિત્રામણનો કર્તા ચિતારો છે, તેવી રીત પ્રવૃત્તિ નિવૃત્તિ કરવાના સાધનો પાચ ઇંદ્રિય અને મનરૂપ જડ જીવન છે, પણ તે જડ જીવનોમા પ્રવૃત્તિ નિવૃત્તિ કરવાની શક્તિ નથી પણ પ્રવૃત્તિ નિવૃત્તિ કરનાર આત્મા છે, અર્થાત્ નાશવત સાધનો છોડીને બીજા ભવમા જાય પણ જ્યારે જડ જીવનરૂપ સાધનો મળે ત્યારે તે આત્મા તે દ્વારાએ પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ લાભ મેળવી શકે છે ?

**પ્રશ્ન ૬૦૮**—શ્રી આચારાગ સૂત્રના પૃષ્ટ ન ૧૪૬ પુઠી ૧ લીટી સાત ઉપર ટીકામા આવેલા નીચેના શ્લોકનો પાર માર્થિક અર્થ જણાવવા કૃપા કરશો

दश सूनासमश्चक्री, दश चक्रि समोध्वज ॥
दशध्वज समा वेश्या दशवे श्यासमो नृपः ॥ १ ॥

**સમાધાન**—ઉપરના શ્લોકનો અર્થ દશ કસાઇખાના સરખો ચક્રી ( તેલી ), દશ ચક્રીસમો એક કલાલ ( દારૂવાલો ) અને દશ કલાલ સરખી એક વેશ્યા અને દશ વેશ્યસરખો રાજા છે એનો પારમાર્થિક અર્થ એ છે કે વિષયભોગમા અત્યત આસક્ત દશ વેશ્યાસમાન રાજા ગણાય છે તેમજ આ શ્લોક

અન્યમતનો છે અને અન્યમતાવલંબીઓ પણ રાજાનું દાન પણ તે કારણથી લેતા નથી, અને આપણે પણ રાજપિંડ તે છાડવા યોગ્યજ ગણીએ છીએ તે તમારી લક્ષ્ય બહાર નહિ હોય

પ્રશ્ન ૬૦૯—કોઈ આત્મા કોઇકની બહારની કરણી દેખી તેને મિથ્યાત્વી માનવાના કારણોના જ્ઞાનના અભાવે સમ્યક્ત્વી માની ભક્તિ આદિ કરે અગર તેવીજ રીતે અસાધુતા માનવાના કારણોના જ્ઞાનને અભાવે સાધુના વ્યવહાર આચાર વિચારથી ગુરૂ માને તો પૂજા ભકિત કરનારને મિથ્યાત્વ લાગે કે નહિ ?

સમાધાન—ના, મિથ્યાત્વ ન લાગે જેમ ઝવેરી કસોટીના પત્થરપર સોનાનો લીંટો કર્યા પછી સોનુ દેખાય અને દૈવ યોગે સોનાને બદલે બીજી ધાતુ નીકળે તો ઝવેરીને કોઇ ઓલભો દે નહિ, તેમ શાસ્ત્રકારે બતાવેલા સાધન પ્રમાણે જેણે પરીક્ષા કરી હોય તેને દોષ લાગતો નથી, પણ આરાધકપણુ જ થાય છે

પ્રશ્ન ૬૧૦—સાજા અથવા માંદા સાધુઓને અનુકંપાથી દાન દેવાય કે નહિ ?

સમાધાન—માંદા અથવા સાજા સાધુઓને દીનતા તુચ્છતા બુદ્ધિ રાખ્યા સિવાય અનુકંપાદાન બને છે, ને તેથી બાલ ગ્લાન અને વૃદ્ધાદિ સાધુઓને અનુકંપનીય માન્યા છે અત્ર અનુકંપા શબ્દ ભક્ત્યર્થે છે

પ્રશ્ન ૬૧૧—આત્મામા સમ્યક્ત્વ થયુ છે કે નહિ તે શાથી જણાય ?

સમાધાન—પોતાના આત્મામા સમ્યક્ત્વ થયુ છે કે નહિ

તેને માટે શાસ્ત્રકારોએ સમ્યક્ત્વના પાચ લક્ષણ જે શમ, સવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિકય જણાવ્યા છે, તે પ્રગટ થયા હોય તે ઉપરથી જાણવાનુ છે, અને બીજા આત્માને માટે શુશ્રૂષા, ધર્મ રાગ અને દેવગુરૂના વૈયા વચ્ચમા યથાસમાધિ નિયમિત પ્રવૃત્તિ, એ ત્રણ લિંગથી જણાય છે

પ્રશ્ન ૬૧૨—ક્ષાયોપશમિક સમ્યક્ત્વનુ સ્વરૂપ કેમ અસ્થિર હોય છે?

સમાધાન—મોટુ તળાવ છે, તેમા શેવાલ વેતરેત બાઝી છે તમા કોઇ વખત મજબૂડ પવન આવવાથી ફાટ પડી અને તેથી ચન્દ્ર કે સૂર્યનુ અજવાળુ પાણીને લાગ્યુ એ ફાટ કેટલો ટાઈમ ટકે? જ્યા સુધી પ્રતિકૂલ પવનનો ઝપાટો લાગે નહિ તેટલી ઘડી, તેવી રીત આત્મા દર્શનમોહનીયથી ચારે બાજુ વેગઇ રહ્યો છે આત્માનો એકએક પ્રદેશ અનત દર્શનમોહનીયથી છવાયો છે તેમા શ્રી જીનેશ્વરભગવાનની વાણી આદિ રૂપ અનુકૂલ પવનના ઝપાટાથી ફાટ પડીને ક્ષયો પશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ, તે જ્યા સુધી કુગુરૂ, કુશાસ્ત્રના પરિચયરૂપી મોહ રાજાના સુભટોનો પ્રતિકૂલ ઝપાટો ન વાગે ત્યા સુધીજ ટકી રહે

પ્રશ્ન ૬૧૩—શ્રાવકોને 'સાત લાખમા' ચાર લાખ દેવના અને ચાર લાખ નારકીની યોનિની હિંસા આલોવવાની છે તો તે પ્રત્યક્ષ પણ નથી તો તે હિંસા મન વચન કે કાયાથી કેવી રીતે લાગે?

સમાધાન—તે તે ગતિમા ગયેલા જીવોને પૂર્વભવને

અગે થતા વિચારોને આશ્રીને તે ઘટે, અથવા આ જીવના તેની સાથેના પૂર્વભવના સબધોને આશ્રીને ઘટે તેમ છે, અતમા અવિરતિરૂપ કારણ તો સર્વને માટે ચાલુજ છે

**પ્રશ્ન ૬૧૪**—શ્રી શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા પાને ૧૨ મે શ્લોક ૭૫ મામા ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ વ્યાસને મહર્ષિ લખે છે તેમા વિરોધ ખરો કે નહિ? કારણ કે મિથ્યાદષ્ટિની પ્રશસા થઇ અને તત્વાર્થમા તો મિથ્યાદષ્ટિની પ્રશસા નહિ કરવાનુ જણાવે છે, તેમજ ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજજી કૃત અષ્ટકજીમા પણ મિથ્યાદષ્ટિની પ્રશસાયુક્ત શબ્દ છે, માટે સમજવુ શુ?

**સમાધાન**—અન્ય મતવાળા કે મધ્યસ્થોને અદ્વેર ગુણ જણાવવા માટે છે તેમજ "મહાત્મા" મહર્ષિ આદિ શબ્દો થી બોલાવાય છે તે તેમના મનના અનુવાદની અપેક્ષાએ છે

**પ્રશ્ન ૬૧૫**—ઘણા સારા ગુણવાલા મિથ્યાદષ્ટિની જનતા સન્મુખ તેની પ્રશસા થાય કે મનમા થાય?

**સમાધાન**—લોકોત્તર માર્ગને અનુસરતી ક્રિયાના વખાણ તો સમ્યક્ત્વવાળાના થાય પણ મિથ્યાત્વનો નિશ્ચય ન થયો હોય તેવાની પણ લોકોત્તર ક્રિયાના વખાણ થાય, અને લૌકિક ક્રિયા સારી હોય છતા પણ તેના વખાણ મિથ્યાત્વની વૃદ્ધિ વગેરેના કારણથી જાહેર નજ થાય

**પ્રશ્ન ૬૧૬**—શ્રી આનદઘનજી મહારાજ વિરચિત શ્રી અજીતનાથજીના સ્તવનમા લખે છે કે "પુરૂષ પરપર મારગ જોવતા રે અધોઅધ પુલાય" આ સ્તવન પૈકી ગાથા અર્થમા

ચરમકેવલી ભગવત શ્રી જબુસ્વામીજી પછી જે જે પુરૂષો થયા તે તમામ આધળા છે આવો ભાવ નીકળે છે તો તે અર્થ શાસ્ત્રસગત કેવી રીતે કરવો ? કારણ કે સુવિહિત આચાર્યો ઉપાધ્યાયો અને મુનિવરો તમામ અધકોટીમા આવે છે માટે આ બાબતમા શુ ખુલાસો સમજવો ?

**સમાધાન**—શાસનસસ્થાપક તીર્થ કરદેવના અર્થરૂપત્રિપદી પામીને શાસનસચાલક ગણધરભગવત ગુમ્ફિત સૂત્રો અને તદનુસાર રચિત તે પછીના પૂર્વધરાદિના શાસ્ત્રો, અને તે શાસ્ત્રમા રહેલા પરમાર્થથી નિરપેક્ષ રહેનારા પુરૂષોની પરપરા સૂચક તે સ્તવનની ગાથાનુ કથન છે, આથી એ સ્પષ્ટ થાય છે કે વિદ્યમાન સૂત્ર-ભાષ્ય-ચૂર્ણિ ટીકા અને નિર્યુક્તિને અનુસરનારાઓ સર્વજ્ઞદેવની પરપરાને અનુસરનારા છે

**પ્રશ્ન ૬૧૭**—શ્રીપાલચરિત્રમા "આસો શુદ ૮થી ઓળી કરવાનુ જણાવે છે અને વદ ૧ સ્નાત્ર ભણાવવુ જણાવે છે" આ હિસાબે નવ આબીલની ઓળીના આઠ આયબીલ સમજવા કે ભેગી ગણી નવ આયબીલ સમજવા ? અને શા કારણથી ?

**સમાધાન**—અષ્ટાહ્નિકા-અઠ્ઠાઇના હિસાબે આઠ દિવસ ગણી આઠમથી નવમો દિવસ પરવો લીધો છે હાલમા શુદ સાતમથી પૂર્ણિમા સુધીના નવ દિવસ આયબીલની ઓળી માટે લેવાય છે

**પ્રશ્ન ૬૧૮**—છ અઠ્ઠાઈ ઘણા શ્રાવક-શ્રાવિકાઓ કરે છે તે બાબતમા હાલમા શુદ ૭મથી અઠ્ઠાઈઓ બેસાડે છે, તો શુદ ૭થી ૧૪ સુધીના ૮ આઠ દિવસ લેવા કે શુદ ૮થી શુદ ૧૫ સુધી આઠ દિવસ લેવા કદાચ બે તેરસ આવે તો શુદ ૯ને

રોજ આઠમનો ઉપવાસ કરે કે આઠમથી ઉપવાસ કરી શુદ ૧૫ના રોજ પારણુ કરે ?

સમાધાન—અઠ્ઠાઈ તપસ્યા કરનારે પૂર્ણિમાએ અઠ્ઠાઈ સંપૂર્ણ કરવી અને પારણુ તો એકમ એટલે પડવાને દિવસ કરવુ તે વ્યાજબી છે

પ્રશ્ન ૬૧૯—અઠ્ઠાઈના આઠ ઉપવાસ શુદ ૮થી કરે, તો શુ૦ ૭ અઠ્ઠાઇમા જાહેર થયેલ છતા, તે દિવસે વાપરે કે કેમ ?

સમાધાન—પૂર્ણિમા પહેલાના દિવસો ગણી તે હિસાબે આઠ ઉપવાસ લેવા ઠીક છે

પ્રશ્ન ૬૨૦—શાસ્ત્રોમા સાતક્ષેત્રોનો અધિકાર આવે છે, અને તે સાત ક્ષેત્રોમા "શ્રાવકક્ષેત્રનુ પોષણ કરવુ, એવુ જણાવ્યુ છે," તેમા શ્રાવક સમકિતદષ્ટિ લેવા કે જે અવસરે જે મળે તે લેવા ?

સમાધાન—વ્યવહારથી સમકિતદષ્ટિ હોય તેને શ્રાવકક્ષેત્ર તરીકે ગણવામા શાસ્ત્રીય બાધ નથી

પ્રશ્ન ૬૨૧—વ્યવહારથી સમકિતદષ્ટિ શોધવા જઇએ તો ખાત્રી શી ? માટે ધર્મકરણી કરતા હોય તેજ લેવો કે કેમ ?

સમાધાન—"વિદ્યમાન શાસ્ત્રીય માન્યતાથી વિરૂદ્ધતા વાળો છે" એ રૂપે જે જાહેર થયો હોય તે સિવાયનાને વ્યવહારથી સમકીતદષ્ટિ માનવામા વાંધો નથી

પ્રશ્ન ૬૨૨—શ્રાવકક્ષેત્ર પોષણ કરવાનો ઉપદેશ સાધુ આપે છે,-પછી શ્રીમંત શ્રાવકો તેને વ્યાપારમા જોડે, ધધા-

રોજગારમા લગાડે ઇત્યાદિક ક્રિયા કરાવીને શ્રાવકનેત્રનો ઉદ્ધાર કર તો તે ઉપદેશથી મુનિને દોષ લાગે કે કેમ ?

**સમાધાન**—ધર્મના ઉદ્દેશથી ધર્મોપદેશ આપેલ છે એન્વે ધર્મોપદેશકને દોષ નથી

**પ્રશ્ન ૬૭૩**—ધાર્મિક ક્રિયાથી રહિત કદમૂલાદિક ભક્ષણ કરનારને શ્રીમત શ્રાવક આર્થિક આદિ મદદ કરે તો પાપ બધ કે લાભ ?

**સમાધાન**—વ્યવહારને અનુસરતી શ્રદ્ધાથી ધાર્મિક હોય તો મદદ કરનારને લાભ છે

**પ્રશ્ન ૬૭૪**—અસતિપોષણમા કુતરા બિલાડા વિગેરે લેવા કે દુઃખીયા તેરાપથી સાધુઓ પણ લેવા, કારણ કે ધર્મથી રહિતને પોષણ કરવાથી અસતિપોષણ ખરૂ કે નહિ ?

**સમાધાન**—અસતિપોષણ નામનો અતિચાર કર્મ થકી ભોગોપભોગ પરિમાણમા છે, અને તે અતિચાર હોવાથી તે દ્વારા ( કુટ્ટણખાના વિગેરેથી ) આજીવિકા કરે તો તે ઉપર્યુક્ત અતિચાર લાગે છે, અન્યથા નહિ; અર્થાત્ દયાદિભાવે ધર્મ-રહિતને દેવાથી અસતિપોષણ નામનો અતિચાર લાગતો નથી

**પ્રશ્ન ૬૭૫**—શ્રી ચરમતીર્થંકર પ્રભુ મહાવીરદેવની પ્રથમ-દેશના નિષ્ફલ ગઇ, વિરતીના પરિણામ કોઇના ન થયા, તો તેમા એકલા દેવનાજ જો હોય તો પરિણામ થાયજ નહિ, જેથી દેવતા સિવાય બીજા મનુષ્યો પણ સમજવા કે કેમ ?

**સમાધાન**—એકલા દેવનાજ પ્રથમના સમવસરણમાં

આવ્યા તે પણ આશ્ચર્યજ છે, અને કેટલાક આચાર્યો જણાવે છે કે દેશના અવસરે મનુષ્યો પણ હતા, છતા દેશના નિષ્ફલ ગઇ તેથી આશ્ચર્ય એમ જણાવે છે, ઉપર્યુક્ત બન્ને બિના શાસ્ત્રસગત છે, તત્વ કેવલીગમ્ય છે

પ્રશ્ન ૬૨૬—વીરસ્વામિ મોક્ષે જતા પચાવન પુણ્ય ફલ અધ્યયન, પચાવન-પાપફલ અધ્યયન કહી ગયા તો તે અધ્યયન કોઇપણ સૂત્રમા હાલ નખાયા છે કે નહિ ?

સમાધાન—સ્પષ્ટ શાસ્ત્રીય ઉલ્લેખ જોવામા આવ્યો નથી, પણ તે અધ્યયનના ભાવ શાસ્ત્રોમા છે

પ્રશ્ન ૬૨૭—દેવતાને નિદ્રાનો ઉદય હોય કે નહિ ? હોય તો તે નિદ્રા કોઇપણ ટાઇમે લે કે બીલકુલ નજ લે, જો ન લે તો પછી ઉદય કેવી રીતે સમજવો, પાચ નિદ્રામા દેવતાને કઇ નિદ્રા હોય ?

સમાધાન—આપણને જાગતા જેમ પ્રદેશોદય હોય છે તેવી રીતે દેવતાને પ્રદેશોદય તીવ્ર હોય અર્થાત્ રસઉદય મદ હોય તેથી આખ ઉઘાડી રહે છે, અને પાચે નિદ્રા સભવી શકે છે

પ્રશ્ન ૬૨૮—તીર્થંકર મહારાજનો આહાર નિહાર કોઇ ન દેખે, પરતુ જ્યારે બાલ્યાવસ્થામા ૫-૬-૮ વરસના થાય ત્યારે તેમના માતા પિતા આહાર કરાવે તે વખત માતા પિતા પણ દેખે કે નજ દેખે ?

સમાધાન—આહાર નિહારનો વિધિ અદશ્ય છે પરતુ આહાર નિહાર અદશ્ય નથી, અર્થાત્ આહાર ચાવવાનો વિધિ વિગેરે અદશ્ય છે

**પ્રશ્ન ૬૨૯**—તીર્થંકર મહારાજ છદ્મસ્થાવસ્થામા જ્યારે પાણિપાત્ર એટલે હાથમા આહાર કરે, પાતરા વિગેરે રાખેજ નહિ તો પછી સ્થડીલ જાય ત્યારે શુદ્ધિ કેવી રીતે કરે

**સમાધાન**—કકપક્ષીના જેવી સ્થડીલની જગ્યા હોવાથી નિર્લેપતાજ હોય

**પ્રશ્ન ૬૩૦**—તીર્થંકરના સ્થડીલમા મનુષ્યની માફક બે ઘડીમા સમુર્છિમ ઉત્પન્ન થાય કે નહિ ?

**સમાધાન**—થાય, તેમા બાધ નહિ, પણ શુષ્ક સ્થડીલ હોય તેથી સભવ ઓછો છે

**પ્રશ્ન ૬૩૧**—'આચાર પ્રકલ્પ' નામ શાસ્ત્રમા લખ્યુ છે તો તે આચારાગ સમજવુ કે બીજુ ?

**સમાધાન**—આચાર પ્રકલ્પનુ નામ શ્રી નિશીથસૂત્ર કહેવાય છે અને પાક્ષિકમા તે જિના પૂર્વે આવી ગઇ છે

**પ્રશ્ન ૬૩૨**—સજમનું સ્વરૂપ ન સમજે, તેવા શ્રાવકને કુલાચારથી નવકારશી સિવાય બીજુ જ્ઞાન હોય તેવા જીવને સજમ આપી શકાય કે નહિ ?

**સમાધાન**—અપાય, કારણકે કુલાચારવાસિત શ્રાવકનો છોકરો સાધુઓના રિવાજ સમજેજ છે

**પ્રશ્ન ૬૩૩**—બકુશ કુશીલ ચારિત્રવાલો પરિગ્રહ ઘણો રાખે અને બીજા વ્રતો પાલે તો દેવ આયુષ્ય બાધે કે બીજુ ?

**સમાધાન**—ધન ધાન્યાદિ કિમતી ચીજો રાખવારૂપ પરિગ્રહની છૂટ બકુશ કુશીલ સયમમા નથી ફકત સાફસુફી,

અધિક ઉપકરણ અને મમત્વ ભાવાદિ બકુશ કુશીલમા સભવે આ ઉપરથી એ સ્પષ્ટ છે કે પરિગ્રહ રાખવાથી પાચમુ મહા વ્રત જાય છતા ભાવનાની વિચિત્રતા હોવાથી દેવ આયુષ્ય નજ બાધે, અગર બાધે એમ એકાત કહી શકાય નહિ, પણ અસુરાદિકની ગતિ જે આસુરી આદિક ભાવનાવાળાઓએ માની છે, ત પણ ચારિત્ર સહિતને અગે કહી છે તે વિચારવુ જરૂરી છે

પ્રશ્ન ૬૩૪—નવ અગે પૂજા કરતી વખતે પ્રથમ જમણા પગને અગુઠે પૂજા કરવાનુ કારણ શુ ?

સમાધાન—કારણ એ છે કે તેઓશ્રીના યોગ્ય એવાજ જઘ ય અગની પણ પૂજ્યતા છે, ને તેજ અનુક્રમ છે માટે જીનેશ્વર દેવના જમણા પગના અગુઠેથી પ્રથમ પૂજા કરવાની રીતિ છે

પ્રશ્ન ૬૩૫—શ્રીમહાવીરપ્રભુના જ મ કલ્યાણક વખતે "આટલો બધો અભિષેક પ્રભુનુ નાનુ શરીર કેમ સહન કરી શકે," તેવો મન સબધી ઇંદ્રનો વિચાર ભગવાને કેવી રીતે જાણ્યો ? કારણ કે તે વખતે તેમને ત્રણજ જ્ઞાન છે મન પર્યવજ્ઞાન તો નથી !

સમાધાન—ગ્રૈવેયકાદિ દેવતાઓ અવધિજ્ઞાનથી પણ મનને જાણે છે પણ અવધિથી મન પર્યવજ્ઞાન જેવુ વિશિષ્ટપણે ન જાણે

પ્રશ્ન ૬૩૬—ઋજુમતિ મન પર્યવજ્ઞાનમા વિશેષ જ્ઞાનનો વિષય કહ્યો તો તેમા દર્શન કેમ નહિ ? જેટલો જ્ઞાનાવરણીનો ક્ષય થયો તેટલો દર્શનાવરણીયનો ક્ષય ખરો કે નહિ ?

**સમાધાન**—ના ! સાક્ષાત્ વિચારો જ જાણવાનો હોવાથી દર્શન નથી

**પ્રશ્ન ૬૩૭**—જીનેશ્વર ભગવાનના અનુષ્ઠાન વખતે કેવા કેવા અધ્યવસાય વર્તતા હોય તો તે આત્મા તે દ્વારા પુણ્યાનુબંધી પુણ્ય, પાપાનુબંધી પુણ્ય, પુણ્યાનુબંધી પાપ, અને પાપાનુબંધી પાપનો બંધ કરે ?

**સમાધાન**—સર્વજ્ઞકથિત હરકોઈ આરાધના કરતી વખતે આરાધક આશાસાવગર આરાધના કરે તો પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જીત કરે, નિદાનયુક્ત આરાધન કરે તો પાપાનુબંધી પુણ્ય બધાય અતિચાર સહિત આરાધના કરે તો પુણ્યાનુબંધી પાપ અને અવજ્ઞા અને અનાદરપણે આરાધના કરે તો પાપાનુબંધી પાપનો બંધ થાય

**પ્રશ્ન ૬૩૮**—જે છ ખંડને સાધતા ભરત મહારાજાને છ હજાર ( ૬૦૦૦ ) વર્ષ લાગ્યા, તે તેજ છ ખંડને સાધતા બ્રહ્મદત્ત ચક્રવર્તિને છ ( ૬ ) મહિના લાગ્યા ત્યારે શું તે છ ખંડ નાના મોટા હશે ?

**સમાધાન**—દરેક ચક્રવર્તિના વખતમાં છ ખંડ સરખા પણ દેવતાની મદદે જલ્દી સાધ્યા, તેથી ઓછો વખત લાગે તે બનવા જોગ છે

**પ્રશ્ન ૬૩૯**—કર્મબંધના ચાર કારણ છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર કારણ હોવા છતાં આપ ( કર્મબંધનના કારણ તરીકે ) એક કહો છો તેનું કારણ શું ?

**સમાધાન**—કર્મગ્રન્થકારે કર્મબધના ચાર કારણ કહ્યા છે તે બરાબર છે પણ એક અપેક્ષાએ વિચારીએ તો કેવલ યોગથી જે કર્મબધ થાય છે તેથી સસાર ભ્રમણ થતુ નથી, તેથી તે કારણ બાદ કરીએ તો બાકી ત્રણ કારણ જે રહ્યા તે કષાયના કૌટુબિકો છે, એટલે અનતાનુબધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સજ્વલના કષાય અનુક્રમે મિથ્યાત્વ, અવિરતિ અને કષાય તે બધા કષાય સ્વરૂપ હોવાથી કષાય એ જ કમબધન છે એમ કહેવામા, સમજવામા કે માનવામા લેશભર સકોચને સ્થાન નથી

**પ્રશ્ન ૬૪૦**—દ્રવ્યદયાની વાસ્તવિક વ્યાખ્યા શી ?

**સમાધાન**—કર્મથી આવી પડેલા દુખો દેખીને તે દુખો ટાળવાનુ મન થાય ટાળવાના પ્રયત્ન થાય અને તે દુખો સર્વથા દૂર કરવાને તન, મન અને ધન સમર્પણ કરવા કટીબદ્ધ થવુ તે દ્રવ્ય દયા છે

**પ્રશ્ન ૬૪૧**—ભાવદયાની વાસ્તવિક વ્યાખ્યા શી ?

**સમાધાન**—શીતાદિ દુખોને આવીર્ભાવ કરનાર કર્મની જડને ભસ્મીભૂત કરવાપૂર્વક રત્નત્રયી મેળવવાનુ મન થાય, તે મેળવવા માટે પ્રયત્નાદિ કરાય તે વસ્તુત ભાવદયા છે

**પ્રશ્ન ૬૪૨**—કુભકારકટક નગરને બાળવાનુ નિયાણુ કરવાનુ કારણ તે નિયાણાનુ સ્વરૂપ અને તે નિયાણુ કરનાર આચાર્યનુ નામ શુ ?

**સમાધાન**—નિયાણ કરનાર આચાર્યનુ નામ સ્કદાચાર્ય છે અને તેઓને પોતાના શિષ્યોને યત્રથી પીડવાનુ દેખીને નીયાણુ કરવાનુ થયુ અને બળ, વાહન, રાજધાની સહિત

પુરોહિતનો નાશ કરનાનુ નિયાણુ કર્યુ (તેઓએ અગ્નિકુમારમા ઉપજી તે સ્થાનનો નાશ કર્યો અને તેનુ દંડકારણ્ય નામ થયુ )

**પ્રશ્ન ૬૪૩—न य किंचि अणुण्णाय पडिसिद्धवावि जिणवरिंदेहिं । मोत्तु मेहुणभाव न त विणा रागदोसेहिं ॥** આ ગાથાના ભાવાર્થને આગળ કરીને મૈથુન સિવાય કશી પણ જ્ઞાનાદિક કે હિંસાદિક વસ્તુ ભગવાને કરવી કહી નથી કે નિષેધી પણ નથી એમ કહેવાય છે તે ખરુ ?

**સમાધાન—**મૈથુનની માફક જ હિંસા, જુઠ, ચોરી, પરિગ્રહનો પણ જીનેશ્વર દેવાએ નિષેધ કરેલો જ છે, માત્ર અકલ્પ્ય એવા હિંસાદિકને સર્વથા આચરવાની આજ્ઞા કરી નથી, તેમજ જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરેના આલંબન માટે તેનો સર્વથા નિષેધ પણ કર્યો નથી, અર્થાત્ સયમનુ લક્ષ રાખી માયા રહિત થઇ પ્રવર્તવુ એવો આ ગાથાનો ભાવાર્થ છે, એટલે કે દ્રવ્યભાવ આશ્રવો રોકાય ને જ્ઞાનાદિકની વૃદ્ધિ થાય તેમ પ્રવર્તવુ એ જણાવનારી આ ગાથા છે અને તે આશ્રવનુ રોકાણ ને જ્ઞાનાદિકનું વધવુ મૈથુનથી કદી પણ થતુ ન હોવાથી તે સર્વથા નિષેધ્યુ છે

**પ્રશ્ન ૬૪૪—**કેટલાકો કહે છે કે મૈથુનમા સ્યાદ્વાદ નથી ત્યારે કેટલાક તેમા પણ સ્યાદ્વાદ માને છે આમા તત્વ શુ ?

**સમાધાન—**મૈથુનના વિષયમા સ્યાદ્વાદ નથી જ એટલે કે જીનેશ્વર મહારાજે કોઇ પણ પ્રકારે તેને આચારવાની છુટ આપી નથી તત્વ એ છે કે હિંસાદિકનુ આચરવુ જો જ્ઞાનાદિક આલંબનને થયું હોય તો તેમા પ્રાયશ્ચિત લેવુ પડતુ નથી

પણ મૈથુનની પ્રવૃત્તિ તો કોઇ પણ સંજોગે થઇ હોય તો તેની શુદ્ધિ કરવી જ પડે છે એટલે પ્રાયશ્ચિત કરવુ જ પડે છે, એટલે પ્રાયશ્ચિત કરવુ પડે ને ન કરવુ પડે એ પુરતું જ સ્યાદ્વાદ નથી અને છે એમ સમજવુ, એટલે હિંસાદિકના દોષાની શુદ્ધિ જ્ઞાનાદિકની વૃદ્ધિના પરિણામથી થઇ શકે પણ મૈથુનના દોષની શુદ્ધિ જ્ઞાનાદિકના પરિણામથી થતી નથી પણ પ્રાયશ્ચિત આચરવાથી જ તેની શુદ્ધિ થાય છે એ તત્ત્વ છે અને આજ કારણથી સંસારના જેટલા કારણો તેટલા મોક્ષના કારણો કહેવાય છે

પ્રશ્ન ૬૪૫—બાહુબળજીએ નાના ભાઇઓને વાંદવા પડશે માટે કેવળજ્ઞાન ઉપજાવવા કાઉસ્સગ કર્યો એમ કહેવાય છે તો દીક્ષિત મોટા ભાઇને દીક્ષિત એવા નાના ભાઇને વાંદ વાનુ હોતુ નથી એ વ્યવસ્થા તે વખતે શુ નહિ હોય ?

સમાધાન—દીક્ષિત એવો મોટો ભાઇ દીક્ષાપર્યાયે નાનો છતા પણ દીક્ષિત એવા પર્યાયથી મોટા એવા નાનાભાઇને વંદણા કરે નહિ એ વ્યવસ્થા ભગવાન ઋષભદેવજીના શાસ નમા પણ હતી કારણ કે પ્રથમ તીર્થંકરના શાસનમા છએ કલ્પની વ્યવસ્થા નિયમિત જ છે તત્ત્વથી નાના ભાઇઓને કેવળ જ્ઞાન થઇ ગયુ હશે તેથી તેવા નાના ભાઇઓને હુ તેવા જ્ઞાન વગરનો છદ્મસ્થ છતો કેમ દેખુ ? એમ ધારી પોતાની મહત્તા જાળવવાના અભિમાનથી કેવળજ્ઞાન સુધી કાઉસગ્ગે રહેવાનો વિચાર કર્યો છે માટે માનમા બાહુબળજીનુ દૃષ્ટાન્ત દેવાય છે આ વાત આચારાંગ ૧૩૩ મા પત્રના લેખથી સ્પષ્ટ થાય છે

**પ્રશ્ન ૬૪૬**—૧૪ ઉપકરણ સિવાયના ઔપગ્રહિક ઉપક રણો રાખવાનુ મૂળ આગમા વિધાન છે ?

**સમાધાન**—ભગવતીજી સૂત્રમા સથારો, દાડો વિગેરેનુ જે વિધાન છે તે ઔપગ્રહિક ઉપકરણને સૂચવનાર છે વળી આચારાગમા પણ **उग्गण च** એ પદની સાથે કહેલા કટાસન શબ્દથી પણ ઔપગ્રહિક ઉપકરણો સિદ્ધ થાય છે

**પ્રશ્ન ૬૪૭**—હિંસાદિક પાપસ્થાનકોમા ઉપસર્ગ નહિ રાખતા પરિગ્રહ નામના પાપસ્થાનકમા ઉપસર્ગ રાખવાનું કારણ શુ ?

**સમાધાન**—જેમ હિંસા, જુઠ, ચોરી, મૈથુન, આ પાપ સ્થાનકોમા પ્રાણ વિયોગાદિ પાત્રને હિંસા કહેવામા આવે છે તેમ અહીં વસ્તુ લેવા માત્રને પરિગ્રહ કહેવામા આવતો નથી જ્ઞાનાદિમા ઉપકાર કરનાર વસ્તુરૂપ ઉપકરણ લેવાય તેને પરિ ગ્રહ કહેવાતો નથી અને તેવા ઉપકરણમા પણ આ આચાર્યનુ છે અને ગચ્છનુ છે એમ નહિ ધારતા જે મારાપણ ધારે તે પરિગ્રહ છે, એમ જણાવવા માટે "પરિ" ઉપસર્ગની જરૂર છે અર્થાત્ ધર્મોપકરણો પણ નિર્મમત્વ બુદ્ધિથી જ્ઞાનાદિકની વૃદ્ધિના ઉદ્દેશથી જ ધારણ કરાય તે પરિગ્રહ નથી, બાકી ધર્મોપકરણ સિવાયની વસ્તુ લેવી તે તો પરિગ્રહ જ છે

**પ્રશ્ન ૬૪૮**—અવગ્રહ કેટલા પ્રકારના છે ? તેનો બાધ્ય બાધકભાવને શબ્દાર્થ થી ઘટના શી રીતે ?

**સમાધાન**—દેવેન્દ્ર ૧ રાજા ( ચક્રવર્તિ ) ૨ ગૃહપતિ ( સામાન્ય રાજા ) ૩ શય્યાતર ( મકાનનો માલીક ) ૪ સાધુ

મિક, ( સાધુ ) ૫ એવી રીતે પાચ અવગ્રહો હોય છે તે પાચ અવગ્રહોમા પૂર્વ પૂર્વમાના અવગ્રહો પાછળ પાછળના અવગ્રહોથી બાધિત થાય છે એટલે દેવેન્દ્રે અવગ્રહો આપ્યા છતા ચક્રવર્તિનો અવગ્રહ ન મળ્યો હોય તો દેવેન્દ્ર અવગ્રહ મળેલો પણ નકામો ગણાય, એવી રીતે યાવત્ સાધુનો અવગ્રહ ન મળ્યો હોય તો દેવેન્દ્ર વિગેરેના અવગ્રહો મળેલા હોય તો નિરર્થક ગણાય

( પ્રાચીન કાળમા જગાની માલીકી કેવળ રાજાની જ રહેતી હતી પણ સામાન્ય ગૃહસ્થો જગાની માલીકી ધરાવતા ન હતા તેથી ગૃહપતિ શબ્દથી અહો રાજા લીધેલો છે

( શય્યાતર કરતા સાધર્મિક જુદા લીધેલા હોવાથી શાસ્ત્રોમા જ્યા જ્યા સાધર્મિક શબ્દ વપરાય છે ત્યા ત્યા સાધુઓ જ લેવાય છે આ વાત સહેજે સમજાય તેવી છે માત્ર શ્રાવકને ઉદ્દેશીને કહેવાતા અધિકારમા સાધર્મિક શબ્દથી શ્રાવકો લઈ શકાય પણ સાધુના અધિકારમા વપરાએલા સાધર્મિક શબ્દથી શ્રાવકો ન લેવાય, આચરિય ઉવજ્ઝાએમા પણ સાહમ્મિએ એ શબ્દથી સાધુઓ જ લેવાએલા છે

**પ્રશ્ન ૬૪૯**—સધિ શબ્દનો અર્થ સાધવુ મેળવવુ એવો સધાન સધિ એવી વ્યુત્પત્તિ કરીને જેમ સમજાવાય છે તેમ સાધ એટલે તડ ( રેખા ) એ અર્થને જણાવવાવાળો સધિ શબ્દ હોય કે નહિ ? અને હોય તો તેના દ્રવ્ય ભાવ ભેદો કેવી રીતે સમજવા ?

**સમાધાન**—પ્રસિદ્ધ વ્યાકરણ આદિને આશ્રીને પ્રસિદ્ધિથી સાધવુ એવો અર્થ થાય છે પણ ભાષા ઉત્પત્તિ પ્રથમ હોય છે

અને તેને આધારે જ વ્યાકરણની ઉત્પત્તિ હોય છે એ દૃઢ નિયમને અનુસરીને સંધી શબ્દનો અર્થ છિદ્ર એવો કરવામાં અડચણ નથી, અને તેથી જ શીલાંકાચાર્ય મહારાજે સંધિ શબ્દ વ્યાખ્યા કરતાં ભીંતાદિના છિદ્રને દ્રવ્ય સંધિ તરીકે અને કર્મના વિચ્છેદને ભાવ સંધિ તરીકે જણાવી સ્પષ્ટ જણાવ્યું છે કે દેહમાં પડવાને ભીંત કે બેડી તૂટવાની રીતિ કે છિદ્ર માલમ પડે તો કોઇ પણ બુદ્ધિશાળી પ્રમાદ કરે નહિ તેવી રીતે મોક્ષાર્થીએ કર્મનો ક્ષયોપશમરૂપ સંધિ પામીને પુત્ર, સ્ત્રી કે સંસારના સુખનો મોહ કરવો તે કલ્યાણકારી નથી

પ્રશ્ન ૬૫૦—લજ્જા, ભય કે મોટાઇને લીધે જે આધા કર્મી આદિ દોષનો ત્યાગ કરે અને પડિલેહણ આદિ ક્રિયા કરે તેમાં મુનિપણું માની શકાય ખરૂં ?

સમાધાન—નિશ્ચયનયની અપેક્ષાએ આ મનુષ્યાયુની દૃષ્ટિએ છાંડવાલાયક વેપારનો ત્યાગ કરવો અને આદરવા લાયક વસ્તુઓ આદરવી તે જ મુનિપણું છે, પણ વ્યવહારનયની અપેક્ષાએ મોક્ષનો અર્થી તત્ત્વની શ્રદ્ધાવાળો અને પંચમહાવ્રતધારી કોઇ પણ જીવ તે મોક્ષમાર્ગમાં પ્રમાદી થતાં બીજા સરખા સાધુની લાજથી, આચાર્યાદિ આરાધ્ય પુરુષોના ભયથી કે મોટાઇને અંગે આધાકર્માદિને છોડતો પડિલેહણાદિક ક્રિયા કરે અથવા તો તીર્થની ઉન્નતિ માટે માસક્ષમણ આતાપના વિગેરે લોકોમાં જાહેરાતવાળી ક્રિયા કરે તેમાં તેનું મુનિપણું જ કારણ છે (તેવી ક્રિયાથી પરંપરાએ શુભ અધ્યવસાય જરૂર ઉત્પન્ન થાય છે માટે તેમાં મુનિપણાને કાયમ માનવામાં વ્યવહાર દૃષ્ટિએ અડચણ નથી )

**પ્રશ્ન ૬૫૧**—**शरीरमाद्यं खलु धर्मसाधनम्** એ વચનને આગળ કરીને જેઓ ધર્મની ઉપેક્ષા કરવાપૂર્વક શરીરના પોષણ માટે ખાનપાન, વિલેપન વિગેરે મોજમજાહ કરવાનુ કહે છે તે શુ વ્યાજબી છે ?

**સમાધાન**—સૂક્ષ્મદ્રષ્ટિવાળા મનુષ્યો આ વાકયનો વિચાર કરે તો તેઓને પ્રથમ નજરે જ માલમ પડશે કે શરીર જેવી પૌદ્ગલિક વસ્તુ કોઇ પણ પ્રકારે ધારણ કરવી પણ યોગ્ય નથી તો પછી તેના પોષણની બુદ્ધિએ પ્રવર્તવામા વિવેકીપણુ હોય જ કયાથી ? વ્યવહારથી શરીરનુ ધારણ કરવુ કે તેને ટકાવવુ એ પણ ધર્મને સાધ્ય તરીકે ખ્યાલમા રાખીને તેનો બાધ ન આવે તેવી રીતે જ કરવાનો છે, કેમકે ધર્મનુ પાલન તે સ્વાભાવિક છે અને શરીરનુ પાલણપોષણ સ્વાભાવિક નહિ છતા ધર્મ પ્રાપ્તિના કારણરૂપ ઉપાધિથી થયેલુ છે તો ધર્મને બાધ થાય અગર તેની નિરપેક્ષિતા થાય તેવી રીતે શરીરનુ પાલન અને પોષણ પણ ધર્માર્થીઓને ઉચિત નથી તો પછી ઇંદ્રિયોના વિષયોમા આસક્તિ કરવી અને મોજમજાહ કરવી અને આવા પારમાર્થિક વચનોને નામે લોકોને ઉંધા માર્ગે દોરવવા એ કોઇ પણ ધર્મિષ્ઠને લાયક નથી શાસ્ત્રકારો પણ એ જ કહે છે કે સયમયાત્રાના નિર્વાહ માટે શરીરને તેવી રીતે ધારણ કરે કે જેથી વિષયવાચ્છા ન થતા સયમના આધારભૂત દેહનુ દીર્ઘકાલ પાલન થાય

**પ્રશ્ન ૬૫૨**—અસયમમા અરતિ અને સયમમા આનદ રાખવો એ સર્વ દશામા ઉચિત છે કે કેમ ?

**સમાધાન**—ઇષ્ટની પ્રાપ્તિ ન થાય કે તેનો નાશ થાય

ત્યારે મનમા જે વિકાર થાય તેનુ નામ અરતિ છે અને ઇષ્ટ અર્થની પ્રાપ્તિ થવાથી જે મનનો વિકાર થાય તેનુ નામ આનદ છે આ અરતિ અને આનદની વ્યાખ્યા સમજનારો પુરૂષ એટલુ તો સહેજે સમજશે કે અરતિ અને આનદ એ બને મનના વિકારો જ છે અને ધર્મ તથા શુકલધ્યાનના તીવ્ર પરિણામથી ધ્યેયમા રોકાયેલુ યોગિનુ ચિત્ત સ્થિરતામય હોવાથી તે વિકારો ( અરતિ આદિ ) તેમા હોતા નથી તેમજ ઉત્પન્ન થતા પણ નથી અસજમમા અરતિ અને સજમમા આનદના વિચારનો શાસ્ત્રકારોએ નિષેધ કરેલો છે, પણ પ્રસગ પ્રાપ્ત અરતિ અને આનદ રોકેલા નથી અને રોકી શકાતા નથી તેથી જ શાસ્ત્રકારો ફરમાવે છે કે અસયમની અરતિમા અને સયમના આનદમા સાધુઓનુ તાત્પર્ય હોય નહિ એટલે કે જ્યા સુધી શુકલધ્યાન પ્રાપ્ત ન થાય ત્યા સુધી અસયમ કે સયમરૂપ કારણથી અરતિ અને આનદ બને તોપણ તેના આગ્રહમા તત્ત્વ ન રાખતા જ સ્વસ્થ રહેવુ જોઇએ

**પ્રશ્ન ૬૫૩**—મિત્ર અને અમિત્રનુ લક્ષણ અને તે કોને ગણવા ?

**સમાધાન**—ઉપકાર કરનારો મિત્ર કહેવાય છે અને અપકાર કરનારો શત્રુ કહેવાય છે એ સ્વાભાવિક છે, પણ તાત્વિક સર્વથા અને સાર્વત્રિક એવા ગુણને કરવાવાળો જે હોય તે વાસ્તવિક મિત્ર કહેવાય છે, અને તેનો મિત્ર સર્વને પોતાનો આત્મા જ થઇ શકે, તેમજ સસારમા સહાય કરવારૂપ ઉપકારથી જે મિત્ર તરીકે માનવામા આવે છે તે ~~
કાર્ય છે, કેમકે વાસ્તવિક રીતિએ સસારમા સ

વ્યાખ્યા અને ચૂર્ણી જો કે અભયદેવસૂરિજી મહારાજની પહેલા
હતા પણ તે કોઆચાર્યના હોય એવો ઉલ્લેખ નથી

પ્રશ્ન ૬૫૬—શ્રાવક શ્રાવિકાવર્ગને ચારિત્રનુ અંશ દેશથકી હોય પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનો અધિકાર ઓછો ન હોવાથી અંગાદિસૂત્રો વાચવાનો અધિકાર કેમ નહિ?

સમાધાન—આચારાગાદિ શાસ્ત્રો વડી દીક્ષા, ગીતાર્થપણુ, સ્થવિરપણુ, ગણીપદવી વિગેરેને અંગે લાયકાત આપવા વાળા હોવાથી તેનો અધિકાર સાધુઓને જ હોય તે સ્વાભાવિક છે અને તેથી જ આચારાગનુ પહેલુ અધ્યયન ભણ્યા પછી જ વડી દીક્ષાનો અધિકાર હતો (દશવૈકાલિકની રચના થયા પછી તેનુ ચોથુ છજીવનિકાય અધ્યયનના યોગ અને અધ્યયન પછી વડી દીક્ષા દેવાય છે) આચારાગસૂત્રના બીજા શ્રુતસ્કંધની પાચમી ચૂલા જે નિશીથ અધ્યયન તેનો અભ્યાસ થયા પછી જ ગીતાર્થપણુ ગણાય છે અને તેથી જ તે નિશીથાધ્યયનને ભણેલ સાધુને જ ધર્મદેશનાનો અધિકાર છે અને તેથી જ धम्मोजि पन्नत्तो पकप्पजइणा कहेयव्वो એમ જે આચાર પ્રકલ્પને ભણેલ (ગીતાર્થ) સાધુએ જીનેશ્વર મહારાજાના કહેલા ધર્મનો ઉપ દેશ કરવો તેવી રીતે ઠાણાગ અને સમવાયાગસૂત્રને ધાર કરનારા સાધુઓ શ્રુતસ્થવિરો કહેવાય છે અને ભગવતી અંગના યોગ અને અધ્યયનથી ગણીપદવી દેવાય છે તે વા યોગોના બે પ્રકારના વિભાગ કરતા ભગવતીજીસૂત્રના યોગ ગણીયોગ કહેવાય છે તેથી તેમજ નવપદ પ્રકરણના ભાષ્ય વ્યાખ્યામા ભગવતીજીના યોગવહનથી શ્રી જીનચન્દ્રજીને ગણ પદ મળ્યુ હતું એવુ જણાવેલ હોવાથી સ્પષ્ટ સિદ્ધ થાય

કે આચારાગાદિનો અધિકાર સાધુઓ સિવાયને નથી, વગી વ્યવહારસૂત્રમા સૂત્રોની વાચનાના અધિકારમા સાધુઓને પણ નિશીથાદિ અધ્યયનનો અધિકાર તત્કાલ દીક્ષાની સાથે ન આપતા વણ આદિ વર્ષોનો પર્યાય થયા પછી જ અધિકાર આપેલો છે તે પણ સ્પષ્ટ જણાવે છે કે સાધુઓને જ સૂત્ર અધ્યયનનો અધિકાર છે વગી શ્રી નિશીથસૂત્રમા ગૃહસ્થ કે અન્ય તીર્થીને સૂત્રોનુ અધ્યયન કરવા કરાવવા કે તેમા આમેલ થનારાને પ્રાયશ્ચિત કહ્યુ છે, એ ઉપરથી પણ શ્રાવકને સૂત્રનો અધિકાર ન હોય એમ સ્પષ્ટ થાય છે વગી સ્થાનાગાદિસૂત્રોમા જ્યા અસ્વાધ્યાય વર્જવાનો અધિકાર છે, ત્યા પણ સાધુને ઉદ્દે શીને જ અસ્વાધ્યાય વર્જવાનો કહેલ હોવાથી સૂત્રના અધિકારી સાધુઓ જ હોય એમ સ્પષ્ટ થાય છે, વગી ધર્મદેશના દેવામા મુખ્યતાએ છજીવનિકાયની દયા ધ્યેય તરીકે રહેવી જ જોઇએ અને ગૃહસ્થ ત્રસકાયની પણ યથાયોગ્ય સમ્પૂર્ણ દયા ન કરી શક નારા હોઇ જે છકાયની દયાની વાત કરે તે કેવળ હાસીને પાત્ર જ થાય અને જો છકાયની દયાના ધ્યેયને ગૌણ કરીને ધર્મકથન કરે તો જીનેશ્વર મહારાજનુ શાસન જ વિપરીત ધ્યેયવાળુ ગણાઇ જાય, તેવી રીતે સર્વ પાપને વર્જવાનો પ્રથમ ઉપદેશ દેવો યોગ્ય હોઈ આશ્રવમા પ્રવર્તેલો તે સર્વ પાપના ત્યાગનો ઉપદેશ ગૌણ કરી દે તે સ્વાભાવિક છે, આજ કારણથી આજ કાલના નવયુવકો ચાલુ જમાનાને સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્રરૂપી ત્રણે રત્નની પ્રધાનતાવાળો ન કહેતા જ્ઞાનોદ્યોતનો બુદ્ધિવાદનો યુગ છે એમ કહેવા બહાર પડે છે અને તે જ ધ્યેય રાખીને દીક્ષાની વિરૂદ્ધતા યેનકેન પ્રકારેણ કરવા તૈયાર થાય છે મોક્ષનુ ધ્યેય સિદ્ધ કરવા માટે ચારિત્ર જ અદ્વિતીય સાધન છે

અને તે ચારિત્રના પાલન માટે જ્ઞાનની જરૂર છે એવી માન્યતાવાળાઓ ત્રણે રત્નની સરખી રીતે આરાધના કરી શકે છે માટે દીક્ષિતાને જ આચારાગાદિ સૂત્રોનો અધિકાર હોય તે સ્વાભાવિક છે

**પ્રશ્ન ૮૫૭**—યથાખ્યાત ચારિત્રનુ ક્ષાયકપણું તો કર્મગ્રંથ અને બીજા શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે પણ પ્રાણાતિપાત વિરમણ વિગેરે મહાવ્રતો પ્રવૃત્તિ નિવૃત્તિરૂપ હોઇ સકલ્પ વિકલ્પરૂ ગણાય અને તથી ગોળે કષાયના ક્ષયરૂપ ચારિત્રનો ક્ષાયિક ભાવમા સકલ્પ વિકલ્પ હોવાનો અસભવ ગણી મહાવ્રતોનુ તે દશામા અવસ્થાન કેમ મનાય ?

**સમાધાન**—મહાવ્રતો પ્રત્યાખ્યાનમય હોઇ તે આત્મ સ્વરૂપે છે અને તેથી જ ત્રીજી ચોકડીનુ નામ પ્રત્યાખ્યાનાવરણ એવુ રાખવામા આવ્યુ છે જો પ્રત્યખ્યાન આત્મ સ્વરૂપ ન હોય અને તે આત્માના ગુણરૂપ ન હોય તો ત્રીજી ચોકડી કોનો ઘાત કરે ? અને અભવ્ય મિથ્યાદૃષ્ટિને પણ પ્રત્યાખ્યાનાવરણ કષાયની સત્તા કે ઉદય માનવાની જરૂર રહે નહિ તેથી મહાવ્રતરૂપી પચ્ચખાણ આત્માના ગુણરૂપે માનવા જોઇએ અને તેથી તે મહાવ્રતોનો સદ્ભાવ ક્ષાયિકભાવમા માનવામા અડચણ નથી અને આચાર્ય શ્રીમાન્ અભયદેવસૂરિજી પણ જણાવે છે કે મહાવ્રતાના ક્ષાયિકાદિ માત્રતયા મગલત્વાત્ એટલે મહાવ્રતોપણ ક્ષાયિકાદિ ભાવરૂપ છે અને તેથી તે મહાવ્રતો મગળ સ્વરૂપ છે વળી કેવલીને જાણવાના ચિન્હોમા પણ પ્રાણનો અતિપાતન કરનાર ન હોય વિગેરે મહાવ્રતોને જણાવવામાં આવે છે અને કેવલી મહારાજને ચારિત્રનો તો ક્ષાયિકભાવ જ

હોય છે તેથી પણ ક્ષાયિકભાવે મહાવ્રતો માનવામા અડચણ લાગતી નથી

**પ્રશ્ન ૬૫૮**—ઘણે સ્થાને જે હકીકત મૂળ ગ્રથમા કે સૂત્રમા નથી હોતી માત્ર તેની ટીકામાજ હોય છે છતા તે હકીકતને તે તે ગ્રથની કે સૂત્રની વૃત્તિ આદિને નામે ન કહેતા મૂળ ગ્રથને નામે કહેવામા આવે છે તે સાચુ કેમ ગણાય ?

**સમાધાન**—આવશ્યકાદિ શાસ્ત્રોમા મૂળ ગ્રથ અને તેની વ્યાખ્યારૂપ અનુયોગને કથચિત્ અભેદ રૂપે જણાવે છે તેથી મૂળ ગ્રથ કે સૂત્રના નામે વ્યાખ્યાનમા કહેલી હકીકત મૂળ સૂત્ર કે ગ્રથને નામે કહેવામા અડચણ નથી

**પ્રશ્ન ૬૫૯**—વર્તમાનકાલમા સૂત્રોની વ્યાખ્યા કરતા નયો દ્વારાએ વ્યાખ્યા કરી શકાય કે નહિ ? અને કરી શકાય તો કેટલા નયથી અને કેવા પુરૂષને આશ્રીને અને કોણ કરે ?

**સમાધાન**—સૂત્રની વ્યાખ્યાના ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ, અને નય એવા ચાર દ્વારો છે, જીનેશ્વર મહારાજના શાસનમા કોઇ પણ સૂત્ર કે અર્થ નય અપેક્ષા વગરનો નથી અને તેથી દરેક સૂત્રની વ્યાખ્યામા નય નામનો અનુયોગ હોનો જ જોઇએ, પણ આર્યવજ્રસ્વામીજી સુધી અપૃથક્ત્વપણે અનુયોગ હોવાથી નયની વ્યાખ્યા સપૂર્ણ હતી પણ આર્યરક્ષિતસૂરિજી પછીના કાળમા પૃથક્ત્વ અનુયોગ હોવાને લીધે કાલિકાદિ શાસ્ત્રો નય વ્યાખ્યા શૂન્ય માનવામા આવેલા છે અને તેથી જ શીલાગાચાર્ય અને વાદિવેતાલ શાતિસૂરિજી સરખા ધુરધર આચાર્યો આચા રાગ અને ઉત્તરાધ્યયનની ટીકા વિગેરેમા દરેક સૂત્રે નયની

અણદસૂત્ર તરીકે ગણાવેલા છે તેમા 'આદેશ' શબ્દનો અર્થ હકીકત એવો કરવામા આવેલો છે, આ ઉપરથી આદેશ એટલે વ્યાખ્યા, મત, મૂલ, પ્રકાર અને હકીકત વિગેરે કરવા યોગ્ય જણાય છે

પ્રશ્ન ૬૬૨—સમ્યગ્દૃષ્ટિ વિગેરેમા જે સખ્યાતગુણી નિર્જરા કહેવાય છે તેમા સમ્યક્ત્વથી દેશવિરતિ વિગેરેમા અસખ્યાતગુણી નિર્જરા સમ્યગ્દૃષ્ટિ વિગેરેની અપેક્ષાએ લઈ શકાય પણ સમ્યગ્દૃષ્ટિપણામા અસખ્યાતગુણી નિર્જરા કોને અપેક્ષાએ ગણવી ?

સમાધાન—યદ્યપિ આગળ રહેલા દેશોનકોડાકોડિ કર્મ સ્થિતિવાળા મિથ્યાદૃષ્ટિજીવોને કર્મની નિર્જરા સરખી હોય છે તેના કરતા ધર્મનુ સ્વરૂપ પૂછવાના વિચારવાળાને અસખ્યાતગુણી નિર્જરા હોય છે, તેના કરતા ધર્મ સ્વરૂપને પૂછવાની ઇચ્છાએ સાધુ પાસે જવાની ઇચ્છાવાળાને અને જનારને અસખ્યાતગુણી નિર્જરા હોય છે અને તેના કરતાં પૂછવાની ક્રિયાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, તેના કરતા પણ ધર્મને લેવાની ઇચ્છાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, તેના કરતા ધર્મ અગીકાર કરવાની ક્રિયાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે અને તેના કરતા પણ ધર્મ પામેલો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, આ બધી નિર્જરા સમ્યગ્દૃષ્ટિ શબ્દથી લીધેલી છે અને તે અધિક મિથ્યાદૃષ્ટિ જીવો કરતા અનુક્રમે અસખ્યાતગુણી જાણવી અને તેથી જ નિર્યુક્તિકાર મહારાજ સમ્યગ્દૃષ્ટિ શબ્દને સ્થાને સમ્યક્ત્વ ઉત્પત્તિ કહેલી છે

**પ્રશ્ન ૬૬૩**—સમ્યગ્દર્શનની ઉત્પત્તિને અંગે જેમ ધર્મ પૃચ્છનાના વિચારવાળા જીવો વિગેરે ભેદો છે તેવી રીતે સમ્યગ્ દૃષ્ટિ કરતા અનુક્રમે અસંખ્યાત સંખ્યાતગુણ નિર્જરાવાળા શ્રાવકપણામાં ને સાધુપણામાં પેટા ભેદો છે કે નહિ ?

**સમાધાન**—શ્રાવક અને સાધુપણામાં પણ તે તે વિરતિને લેવાની ઇચ્છાવાળો લેતો અને લીધેલો એ ત્રણ પણ પૂર્વ પૂર્વ સ્થાનની અપેક્ષાએ અસંખ્યાતગુણી નિર્જરાવાળા છે એવી રીતે અનંતાનુબંધીનું ખપાવવું, દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિનું ખપાવવું, ઉપશમશ્રેણીમાં રહેવું, ઉપશાતમોહ પણું, ચારિત્રમોહનીયનું ખપાવવું અને ક્ષીણમોહ રીયપણું એ બધામાં અભિમુખપણું, ક્રિયાકરવાપણું અને સંપૂર્ણપણું એ ત્રણ વાના જોડવા એટલે કે પૂર્વ સ્થાન કરતા અભિમુખને અસંખ્યાતગુણી નિર્જરા અને અભિમુખ કરતા ક્રિયારૂઢને અસંખ્યાતગુણી નિર્જરા અને તેના કરતા પણ સંપૂર્ણવાળાને અસંખ્યાતગુણી નિર્જરા હોય છે

**પ્રશ્ન ૬૬૪**—સમ્યગ્દૃષ્ટિ આદિને પૂર્વપૂર્વથી જે અસંખ્યાતગુણી નિર્જરાવાળા માન્યા છે તેઓ કાળની અપેક્ષાએ કેવા ગુણા હોય છે ?

**સમાધાન**—કર્મનિર્જરાના વિષયમાં સમ્યગ્દૃષ્ટિ આદિ સમુદાયને આશ્રીને પશ્ચાનુપૂર્વી સંખ્યાતગુણા કાળની લેવી એટલે કે અયોગીકેવલીમહારાજ વિગેરે જેટલા કર્મ જેટલા કાળે ખપાવે તેટલા જ કર્મ સયોગીકેવલી વિગેરે પહેલાના સ્થાનવાળા તેના કરતા સંખ્યાતગુણા કાળે ખપાવે, એટલે છેવટે ધર્મ પૂછવાની ઇચ્છાવાળો જતો જીવ જેટલા કર્મ

અણદ્ધસૂત્ર તરીકે ગણાવેલા છે તેમા 'આદેશ' શબ્દનો અર્થ હકીકત એવો કરવામા આવેલો છે, આ ઉપરથી **આદેશ** એટલે વ્યાખ્યા, મત, સૂત્ર, પ્રકાર અને **હકીકત** વિગેરે કરવા યોગ્ય જણાય છે

પ્રશ્ન ૬૬૨—સમ્યગ્દૃષ્ટિ વિગેરેમા જે સખ્યાતગુણી નિર્જરા કહેવાય છે તેમા સમ્યક્ત્વથી દેશવિરતિ વિગેરેમા અસખ્યાતગુણી નિર્જરા સમ્યગ્દૃષ્ટિ વિગેરેની અપેક્ષાએ લઈ શકાય પણ સમ્યગ્દૃષ્ટિપણામા અસખ્યાતગુણી નિર્જરા કોને અપેક્ષાએ ગણવી ?

**સમાધાન**—ગ્રથિ આગળ રહેલા દેશોનકોડાકોડિ કર્મની સ્થિતિવાળા મિથ્યાદૃષ્ટિજીવોને કર્મની નિર્જરા સરખી હોયે છે તેના કરતા ધર્મનુ સ્વરૂપ પૂછવાના વિચારવાળાને અસખ્યાતગુણી નિર્જરા હોય છે, તેના કરતા ધર્મ સ્વરૂપને પૂછવાની ઈચ્છાએ સાધુ પાસે જવાની ઇચ્છાવાળાને અને જનારને અસખ્યાતગુણી નિર્જરા હોય છે અને તેના કરતા પૂછવાની ક્રિયાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, તેના કરતા પણ ધર્મને લેવાની ઈચ્છાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, તેના કરતા ધર્મ અગીકાર કરવાની ક્રિયાવાળો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે અને તેના કરતા પણ ધર્મ પામેલો અસખ્યાતગુણી નિર્જરાવાળો હોય છે, આ બધી નિર્જરા સમ્યગ્દૃષ્ટિ શબ્દથી લીધેલી છે અને તે ગ્રથિક મિથ્યાદૃષ્ટિ જીવો કરતા અનુક્રમે અસખ્યાતગુણી જાણવી અને તેથી જ નિર્યુક્તિકાર મહારાજે સમ્યગ્દૃષ્ટિ શબ્દને સ્થાને સમ્યક્ત્વ ઉત્પત્તિ કહેલી છે

**પ્રશ્ન ૬૬૩**—સમ્યગ્ દર્શનની ઉત્પત્તિને અગે જેમ ધર્મ-પૃચ્છનાના વિચારવાળા જીવો વિગેરે ભેદો છે તેની રીતે સમ્યગ્ દૃષ્ટિ કરતા અનુક્રમે અસખ્યાત સખ્યાતગુણ નિર્જરાવાળા શ્રાવકપણામા ને સાધુપણામા પેટા ભેદો છે કે નહિ ?

**સમાધાન**—શ્રાવક અને સાધુપણામા પણ તે તે વિર તિને લેવાની ઈચ્છાવાળો લેતો અને લીધેલો એ ત્રણ પણ પૂર્વ પૂર્વ સ્થાનની અપેક્ષાએ અસખ્યાતગુણી નિર્જરાવાળા છે એવી રીતે અનતાનુબધીનુ ખપાવવુ, દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિનુ ખપાવવુ, ઉપશમશ્રેણીમા રહેવુ, ઉપશાતમોહ-પણું, ચારિત્રમોહનીયનું ખપાવવુ અને ક્ષીણમોહનીયપણુ એ બધામા અભિમુખપણું, ક્રિયાકરવાપણુ અને સપૂર્ણપણું એ ત્રણ વાના જોડવા એટલે કે પૂર્વ સ્થાન કરતા અભિમુખને અસખ્યાતગુણી નિર્જરા અને અભિમુખ કરતા ક્રિયારૂઢને અસખ્યાતગુણી નિર્જરા અને તેના કરતા પણ સપૂર્ણવાળાને અસખ્યાતગુણી નિર્જરા હોય છે

**પ્રશ્ન ૬૬૪**—સમ્યગ્દૃષ્ટિ આદિને પૂર્વપૂર્વથી જે અસખ્યાતગુણી નિર્જરાવાળા માન્યા છે તેઓ કાળની અપેક્ષાએ કેટલા ગુણા હોય છે ?

**સમાધાન**—કર્મનિર્જરાના વિષયમા સમ્યગ્દૃષ્ટિ આદિ સમુદાયને આશ્રીને પશ્ચાનુપૂર્વી સખ્યાતગુણા કાળની લેવી એટલે કે અયોગીકેવલીમહારાજ વિગેરે જેટલા કર્મ જેટલા કાળે ખપાવે તેટલા જ કર્મ સયોગીકેવલી વિગેરે પહેલાના સ્થાનવાળા તેના કરતા સખ્યાતગુણા કાળે ખપાવે, એટલે છેવટે ધર્મ પૂછવાની ઇચ્છાવાળો જતો જીવ જેટલા કર્મ

વાય જો કે આજ્ઞા શબ્દથી શાસ્ત્રોમા સ્થાને સ્થાને તીર્થંકર મહારાજના વચનો કે આગમ વિગેરેનું જ્ઞાન લેવાય છે તો પણ કેટલેક સ્થળે 'आणा बलाभियोगो' વિગેરે વચનો હોવાથી પ્રવર્તનારના હૃદયમા વક્તાનું બહુમાન હોય અને એ વક્તાના વચનને આધારે પ્રવર્તે તો ત્યા 'આજ્ઞા' શબ્દનો અર્થ બળાત્કારપૂર્વકનો અભિયોગ હોતો નથી, પણ જે સ્થાનો પ્રવર્તનારની મરજી ન છતા બળાત્કારે હુકમ દેવાય છે તે સ્થાને આજ્ઞાપનને દોષ તરીકે ગણવામા આવે છે ( આ જ કારણથી સાધુઓની દશવિધ સમાચારીમા ઇચ્છા કરનારની સમાચારીની નિરૂપણા કરી મુખ્યતયા શાસનમા બળાત્કારે હુકમ દેવાનો નથી એમ સ્પષ્ટ કર્યું છે )

જીવો ઉપર બળાત્કાર કર્યા વગર પણ ભૃત્ય, દાસ કે દાસી આદિપણે જે મમત્વ રાખીને જીવોને તાબે કરવામા આવે તે પરિગ્રહણ કહેવાય છે ( ગુરુ આદિક મોક્ષમાર્ગની પ્રાપ્તિ અને વૃદ્ધિના હેતુથી જે શિષ્યને વસ્ત્રાદિનો સંગ્રહ કરે તે પરિગ્રહ નથી, પણ તેમા મમત્વ ન જોઈએ, એ તો જરૂરીજ છે ) શરીર અને મનની પીડા ઉપજાવવી તેનુ નામ પરિતાપન છે ( લોચ અને તપ વિગેરેથી જો કે શરીરની પીડા કથંચિત્ થાય છે પણ તપ અને લોચ વિગેરે કરનારને તે ઇષ્ટ સિદ્ધિનુ સાધન અને અરુચિ વિનાનુ હોવાથી તેને પરિતાપન ગણાતુ નથી ) શ્રોત્રેન્દ્રિયાદિ પ્રાણોનો નાશ કરવો એ અપદ્રાવણ કહેવાય છે (પ્રાણનો વિજોગ તે અપદ્રાવણ કહેવાય અને તે અપદ્રાવણ તો ધર્મતત્વના જાણકારને સ્વ અને પર વિષયમા વર્જવાનુ છે તો પણ જે સંલેખના વિગેરે કરવામા આવે છે તે અપદ્રાવણ નથી, કારણ કે સમ્યગ્જ્ઞાનાદિની વૃદ્ધિ થતી અટકે અને આયુષ્યની ક્ષીણતા

નિકટમા થવાની માલમ પડે ત્યારે જ સલેખના કરવાપૂર્વક અનશન કરાય છે, એટલે આયુષ્યનો સ્વાભાવિક થતો અત માત્ર સુધારવાનો હોય છે પણ ઉપક્રમ કરીને આયુષ્યનો અત લાવવાનો હોતો નથી આ જ કારણથી અયોગ્ય વખતે કરાતા અનશનને પણ શાસ્ત્રકારો આર્ત્તધ્યાનના ભાગરૂપે ગણાવે છે

પ્રશ્ન ६६८—શાસ્ત્રકાર મહારાજાએ સુબોધિકા વિગેરે વ્યાખ્યાનગ્રથોમા જ્યારે ગણધર મહારાજા દ્વાદશ ગીની રચના કરતા, પ્રથમ ચૌદ પૂર્વોની રચના કરે છે માટે તેને પૂર્વો કહે છે, એમ જણાવે છે ત્યારે ભગવાન્ ભદ્રબાહુસ્વામીજી શ્રી આચા રાગની નિર્યુક્તિમા તથા શ્રી શીલાકાચાર્ય મહારાજ તેની વ્યાખ્યામા સ્પષ્ટપણે જણાવે છે કે-સર્વ તીર્થંકર મહારાજના તીર્થમા આચારાગ જ આદિમા થાય છે અને ગણધર મહારા જાઓ પણ આચારાગાદિકના અનુક્રમે જ સૂત્રોની રચના કરે છે અર્થાત્ શ્રી તીર્થંકરભગવાન આદિમા આચારાગાર્થ કહે છે અને ગણધરો સૂત્રોની રચના કરતા પણ પ્રથમ આચારા ગનાજ સૂત્રો રચે છે આ બનેનો વિરોધ કેમ પરિહરવા ?

સમાધાન—દ્વાદશાગીની અનુક્રમે સ્થાપના કરવારૂપ દ્વાદશાગીની રચનાની અપેક્ષાએ આચારાગ નામનુ પહેલુ અગ પ્રથમજ સ્થપાય છે ને પછીજ બાકીના સૂત્રો અગસ્થ થાય છે, માટે સ્થાપનાની અપેક્ષાએ શ્રી આચારાગ સૂત્ર સર્વ અગોની આદિમા છે અને સૂત્રોની રચનાની અપેક્ષાએ તો ચૌદપૂર્વની જ રચના પ્રથમ થાય છે વળી અનાબાધ મોક્ષપદની પ્રાપ્તિ માટે જ જ્યારે શ્રી જિનેશ્વર ભગવાન આગમાર્થનુ નિરૂ પણ કરે છે અને ગણધર મહારાજા તેજ માટે દ્વાદશાગી રચે

છે તો તે મોક્ષપદની પ્રાપ્તિ કરાવનાર સાધુ જીવનને ટકાવનાર એવો આચાર પ્રથમ જણાવે ને રચે તેમા આશ્ચર્ય શું ! વળી આચારાગનુ જે અભિધેય શસ્ત્રપરિજ્ઞાદિ છે તેમા વ્યવસ્થિત હોય તને જ શેષ સૂત્રકૃતાગાદિ અ ગો અપાય છે તેથી પણ આચારાગની પહેલા અ ગ તરીકે સ્થાપના થાય તેમા પણ આશ્ચર્ય નથી જ જો કે આચારાગાદિ સવ શ્રુત દૃષ્ટિવાદના ઉદ્ધારરૂપ છે અને સવ સિદ્ધાન્તોનો અવતાર દૃષ્ટિવાદમા છે પણ બાળાબાલવૃદ્ધોને મોક્ષની ઈચ્છા અને યોગ્યતા હોય તે સ્વાભાવિક હોઇ મોક્ષનો ઉપાય જે આચાર ત બાલવૃદ્ધાદિને જણાવવો જોઇએ ને તે આચાર આચારાગમા હોવાથી અત્યત વિસ્તારવાળા પૂર્વોની રચના પહેલી કરી, પછી તેના ઉદ્ધારરૂપ શેષ અ ગોની સ્થાપના અને રચના કરતા પ્રવચનના સારભૂત અને મોક્ષનો અસાધારણ ઉપાય એવો જે આચાર તને જણાવનાર શ્રી આચારાગ તેને પ્રથમપણે સ્થાપન કરે ને ઉદ્ધારરૂપે રચે તે વાસ્તવિક જ છે

**પ્રશ્ન ૬૦૯**—આચારાગ સૂત્રનુ પદની અપેક્ષાએ શ્રી સમવાયાગ અને નદીસૂત્રમા અઢાર હજાર પદ જેટલુ પ્રમાણ જણાવેલ છે તો તે પ્રમાણે માત્ર ગણધર મહારાજે રચેલ નવ અધ્યયન પ્રમાણ આચારાગનુ સમજવુ કે શ્રુતસ્થવિરોએ પાચ ચૂલીસહિત આચારાગનુ તે પ્રમાણ સમજવુ ?

**સમાધાન**—આચારાગ સૂત્રનુ અઢાર હજાર પદનુ જે પ્રમાણ શાસ્ત્રમા કહેલ છે તે કેવલ નવબ્રહ્મચર્યમય જે પહેલો શ્રુતસ્કધ છે તેનુજ સમજવુ શ્રુતસ્થવિરોએ કરેલી જે પાચ ચૂલાઓ છે તેને જો સાથે લઇએ તો શ્રી આચારાગ સૂત્રોના બે શ્રુતસ્કધની અપેક્ષાએ અધિકઅધિક પ૦ પ્રમાણુ જાણ

એટલા જ માટે ભગવાન્ નિર્યુક્તિકાર મહારાજ એમ કહે છે અર્થાત્ એકેક ચૂલા વધારતા જઇએ તો પદનુ પ્રમાણ પણ બહુબહુતર થતુ જ જાય આ જ કારણથી શ્રી નિશીથસૂત્રમા નવબ્રહ્મચર્યને વચાવ્યા સિવાય શેષ ઉપરનુ અગાદિ શ્રુત વચાવે તો પ્રાયશ્ચિત્ત જણાવતા શ્રી આચારાગજીને નવબ્રહ્મચર્યના નામે ઓળખાવ્યો છે

**પ્રશ્ન ૬૭૦**—અમ ખ્યાના સયમસ્થાનોમા પહેલુ પણ સયમસ્થાન જ્યારે સર્વ આકાશના પ્રદેશો કરતા અનતગણુ પર્યાયવાળુ છે તો પાચે મહાવ્રતોને પર્યાયના અનન્તમા ભાગે જણાવે છે તેનુ શુ કારણ ?

**સમાધાન**—સમ્યક્ત્વ જેને ન હોય તેને જ્ઞાન ન હોય અને જ્ઞાન જેને ન હોય તેને ચારિત્ર ન હોય એટલે જઘન્ય સયમ સ્થાનમા સમ્યક્ત્વ અને જ્ઞાનના પર્યાયો પણ સાથે લઇ ચારિત્રના પર્યાયોની ગણતરી કરી છે ને તેથી તે જઘન્ય સયમ સ્થાનના પર્યાયો સ્વીકાર કરતા અનન્તગુણા છે પણ પાચ મહાવ્રતોના પર્યાયો ગણતા કેવલ મહાવ્રતોના જ પર્યાયો લીધેલા હોવાથી પર્યાયોના અનતમા ભાગે કહેલા છે

**પ્રશ્ન ૬૭૧**—હિસા વિગેરેથી વિરમવાપણુ પાચ મહાવ્રતો હોવાથી તે મહાવ્રતોનો વિષય સર્વ દ્રવ્યો કેમ બને ?

**સમાધાન**—આચારાગજી બીજા શ્રુતસ્કધવાળી ચાર અને આચારપ્રકલ્પ જેનુ બીજુ નામ નિશીથ હોવા સાથે તે પૃથક્ હોવાથી જે નિશીથ સૂત્રરૂપે કહેવાય છે તે પાચમી એમ પાચ ચૂલાને આચારાગ કહેવાય છે ને તેનો સમવતાર પ્રથમ

શ્રુતસ્કંધ જે નવ અધ્યયન પ્રમાણુ અને સાધુઓના આચારમય
હોવાથી નવ બ્રહ્મચર્ય નામે ઓળખાય છે તેમા થાય છે
સમગ્ર સાધુ આચાર છ જીવનિકાયની વિરાધનાના પરિહાર
અર્થે હોવાથી નવ બ્રહ્મચર્યનો સમવતાર શસ્ત્રપરિજ્ઞા નામના
પ્રથમ અધ્યયનમા થાય છે ને વિરાધનાનો ત્યાગ છ જીવનિકાય
વિષયક હોવાથી તે શસ્ત્રપરિજ્ઞાનો સમવતાર છ જીવનિકાયમ
થાય છે અને છ જીવનિકાયનુ પાલન કરવાનો યથાર્થ રસ્તે
પાચ મહાવ્રતો હોવાથી છ જીવનિકાયનો સમવતાર પાચ મહ
વ્રતોમા થાય છે અને તે પાચ મહાવ્રતોનો વિષય સર્વદ્રવ
હોવાથી તેનો સમવતાર સર્વદ્રવ્યોમા થાય છે એમ ક
નિર્યુક્તિકાર મહારાજ સમુચ્ચયે પાચ મહાવ્રતોને સર્વ દ્ર
વિષયક જણાવે છે છતા જુદા જુદા મહાવ્રતો લઈએ
પ્રાણાતિપાતવિરમણમા હિંસાથી વિરતિ હોવાને લીધે
જીવો જ વિષયભૂત છે, બીજા અને પાચમા મહાવ્રતમા
અને મમત્વનો ત્યાગ હોવાથી સર્વ દ્રવ્યો વિષયભૂત થાય
અને ત્રીજા મહાવ્રતમા નહિ દીધેલ એવા ગ્રહણ કરવા ને ધા
કરવા યોગ્ય દ્રવ્યને ત્યાગ કરવાનુ તથા દેવતાઈ અને મ
તિર્યંચ સબધી સ્ત્રીઓનો ત્યાગ હોવાથી માત્ર પુદ્ગલ દ્ર
અંગે હોય છે ને તેથી તે ત્રીજુ અને ચોથુ બન્ને મહા
પુદ્ગલ દ્રવ્યના પણ એક ભાગને જ અંગે છે આવી
જુદા જુદા મહાવ્રતો જુદા જુદા વિષયવાળા છે પણ સમુ
પાચે મહાવ્રતો સમ્યક્ત્વને અંગે છે તે સ્પષ્ટ સમજાય તે

પ્રશ્ન ૬૭૨—જ્ઞાનાવરણીય વિગેરે કર્મોનો ઉપક્રમ (
જેમ જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોની ભક્તિ આદિ દ્વા

કરી શકાય છે તેવી રીતે આયુષ્યને અંગે જેટલુ બાંધ્યુ હોય તેટલુજ ભોગવાય છે કે તેમા ઓછાપણુ થાય છે ?

**સમાધાન**—જ્ઞાનાવરણીય આદિક કર્મો જેમ નિકાચિત અને અનિકાચિત એમ બે પ્રકારના હોય છે અને અનિકાચિત એવા જ્ઞાનાવરણીય આદિકનો જ્ઞાનાદિની ભક્તિ આદિ દ્વારાએ નાશ થાય છે અને નિકાચિત એવા જ્ઞાનાવરણીયમા ભક્તિ આદિદ્વારાએ નાશ નહિ થતા કેવલ ભોગવવા દ્વારાએ જ નાશ થાય છે, તેમ આયુષ્યકર્મ પણ અનપવર્તનીય ( નિકાચિત ) હોય તો પૂરુ ભોગવાય છે પણ અપવર્તનીય ( સોપક્રમ અનિકાચિત ) હોય તો રાગદ્વેષાદિ દ્વારાએ જલદી ભોગવાઈ ટુંકા વખતમા પણ સમાપ્તિ થાય છે, અર્થાત્ આઠે કર્મોને ઉપક્રમ લાગે પણ છે ને નથી પણ લાગતો

**પ્રશ્ન ૬૭૩**—એક ભવમા આયુષ્ય કેટલી વખત બધાય છે અને કયારે બધાય છે ?

**સમાધાન**—તત્ત્વાર્થ ટીકાકાર મહારાજ ફરમાવે છે કે-નિરુપક્રમ આયુષ્યવાળા પચેદ્રિય જીવો પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે જ આવતા ભવનુ આયુષ્ય બાધે છે પણ સોપક્રમ આયુષ્યવાળા પચેદ્રિય જીવો અને પૃથ્વી, અપ્, તેઉ, વાયુ અને વનસ્પતિ એ, ત્રણ, ચાર ઇંદ્રિયવાળા જીવો મુખ્યતાએ પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે પરભવનુ આયુષ્ય બાધે છે, અને તે વખતે જો ન બાધે તો બધા આયુષ્યનો નવમો ભાગ બાકી રહે ત્યારે પરભવનુ આયુષ્ય બાધે નવમો ભાગ બાકી રહેતા પણ જો ન બાધ્યુ હોય તો સત્તાવીસમો ભાગ બાકી રહે ત્યારે પરભવનુ આયુષ્ય

બાંધે છે દરેક જીવ પોતાના મરણુ॥ અંતર્મુહૂર્ત પહેલા તો જરૂર આયુષ્ય બાંધે છે, આયુષ્યનો બંધ આખા ભવમા એકજ વખત હોય છે ( ચાર આયુષ્યોમાથી આયુષ્ય આખા ભવમા એકજ વખત એકજ પ્રકારનુ બંધાય છે પણ ગતિ, જાતિ વિગેરે નામકર્મો તો ભિન્નભિન્ન જાતિના અને ઘણી વખત બંધાય છે, પણ જે ગતિનુ આયુષ્ય બાંધે તે ગતિમા ગતિ જાતિ આદિ કર્મો તે ગતિ બાંધતી વખતે મજબૂત કરે અને તેથી જ શાસ્ત્રકારો गइनामनिधत्ताउ जाइनामनिधत्ताउ વિગેરે શબ્દોથી આયુષ્યને વિશિષ્ટ જણાવે છે, અર્થાત્ જે ગતિનુ આયુષ્ય ન બંધાયુ હોય તે ગતિના ગતિ, જાતિ વિગેરે કર્મો સામાન્ય બંધમા રહે છે પણ નિધત્ત થતા નથી )

પ્રશ્ન ૬૭૪—આયુષ્ય જલદી ભોગવાઇ જાય અગર તુટે એમ માનવામા કરેલા કર્મનો વગર ઉપભોગે નાશ થયો એમ માનવુ પડે કે નહિ ?

**સમાધાન**—આયુષ્ય તો શુ, પણ આઠે કર્મો બાંધેલા હોય તે ભોગવવા તો પડેજ છે, બાંધેલા કોઇ પણ કર્મનો નાશ થતો જ નથી, પણ જ્ઞાનાવરણીય આદિક કર્મનો ક્ષપક આદિ દ્વારાએ અને આયુષ્યનો ઉપક્રમદ્વારાએ જે નાશ કહેવાય છે તે બાંધેલા કાલમાન અને રસ બાંધેલા ન હોય તે તેવા ન ભોગવે તેને અંગે છે એટલે જલદી ભોગ અને નીરસ અંગે છે એટલે કર્મબંધ બે પ્રકારે છે એક રસબંધ અને બીજો પ્રદેશબંધ, તેમા જેવા રસથી કર્મ બાંધ્યુ હોય તેવા રસથી જ તે ભોગવવુ પડે એવો નિયમ નથી; કેમકે રસને અંગે બાંધ્યા જેવો ભોગવવાનો નિયમ રાખીએ તો નિંદન, ગર્હણ, પ્રાયશ્ચિત, ક્રિયા નિષ્ફલ થવા સાથે સર્વ

ધર્મ ક્રિયા પણ નિષ્ફળ ગણવી પડે, એટલુ જ નહિ પણ જ્ઞાનાદિકને માટે અભ્યાસ વિગેરેની જરૂર રહે જ નહિ અને તે નિંદનાદિક બધા નિષ્ફલ હોય તો કર્મના અટલ સિદ્ધાન્તને જાણનાર અને પ્રરૂપનાર મહાપુરુષો તે નિંદનાદિ કરવાનો ઉપદેશ અને તે દ્વારા એ કર્મનાશ થવાના કહેત જ નહિ બીજો બધ જે પ્રદેશ દ્વારાએ કહ્યો છે ત તો જેવો પ્રદેશબધ થયો હોય તેવો ભોગવવો જ પડે, તત્ત્વ એ છે કે રસબધ ભોગવવો અનિયમિત છે, પણ પ્રદેશબધનુ ભોગવવુ નિયમિત છે

પ્રશ્ન ૬૭૫—રસ અને પ્રદેશના ભેદોમા કોઇ દૃષ્ટાન્તથી સમજણ દઇ શકાય ખરી ?

**સમાધાન**—કોઈક મનુષ્યે વગર વિચાર્યે વધારે કેરીઓ ખાધી હોય અગર કેળા ખાધા હોય અને પછી તેના પેટમા દુખાવો થતા વૈદ્યને તે દુખાવો ટાળવા માટે પૂછવામા આવે ત્યારે વૈદ્ય તે દુખાવાની શાન્તિ માટે કેરી ખાનારને સુઠ અને કેળા ખાનારને એલચી ખાવાનુ જે જણાવે છે તે સુઠ અને એલચી ખાધા પછી માત્ર કેરી અને કેળાના વિકારને તોડે છે પણ કેરી અને કેળાના પુદ્ગલો જે પેટમા રહેલા છે તેનો નાશ કરતા નથી, તે પુદ્ગલો તો જઠરમાજ રહે છે, તેવી રીતે જ્ઞાનાવરણ આદિકના જ્ઞાન રોકવા આદિકના વિકારોને ભક્તિ આદિની ક્રિયા તોડી શકે છે પણ તેના નીરસ પુદ્ગલો તો આત્માને ભોગવવાજ પડે છે

પ્રશ્ન ૬૭૬—આયુષ્ય વિગેરે કર્મોનો ઉપક્રમ થાય અને તેથી તે જલદી ભોગવાય છતા તેમા કરેલા કર્મનો નાશ ન માનવો તે કેમ બને ?

**સમાધાન**—એક મનુષ્ય પ્રતિદિન શેર અનાજ ખાતો હોય અને તને જો મણ અનાજ આપવામા આવે તો તેનો ચાલીસ દિવસનો ખોરાક છે એમ કહી શકાય, છતા તે મનુષ્યને કાઇક એવો જબરો ભસ્મક જેવો વ્યાધિ થાય અને તે ચાલીસ દિવસનો ખોરાક દશ દહાડામા ખાઇ જાય તેમા આહાર જલદી ખાધો કહેવાય પણ આહારનો નાશ થયો કહેવાય નહિ, તેવી જ રીતે બાધેલા કર્મો પણ અનુક્રમે ભોગવતા જેટલા વખતે ભોગવી લેવાવાના હોય તેના કરતા થોડા વખતમા જે કર્મ ભોગવી લેવાય તેનુ નામ ઉપક્રમ (નાશ) કહેવાય છે ઘડીયાળની કુચી ઘડીયાળ રીતસર ચાલે તો છત્રીસ કલાક પહોચવાની હોય છતા જો તેની ઠેસ ખસી જાય કે ઢીલી થાય તો તે ચાવી જલદી ઉતરી જાય તેમા ચાવીનો નાશ થયો કહેવાય નહિ તેવી રીતે અનુક્રમે ભોગવાતુ આયુષ્ય સો આદિ વરસ ચાલવાનુ હોય છતા રાગદ્વેષાદિ દ્વારાએ જલદી અંતર્મુહૂર્તથી માંડીને કોઇ પણ વખતમા ભોગવાઇ જાય, તેમા કર્મ ઊડી ગયુ કહેવાય નહિ

**પ્રશ્ન ૬૭૭**—અસખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્ય, તિર્યચનુ આઉખુ ઉપક્રમવાળુ હોતુ નથી એમ ખરૂ ?

**સમાધાન**—અસખ્યાત આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યચનુ આઉખુ ઉપક્રમવાળુ હોતુ નથી એમ જે કહેવાય છે તે પર્યાય અવસ્થા થયા પછી સમજવુ, કેમકે અપર્યાય અવસ્થા વાળા યુગલીઆઓનુ આયુષ્ય ત્રણ પલ્યોપમનુ હોય તો તે ઘટીને અંતર્મુહૂર્ત જેટલુ થઇ જાય છે ( એમ જો ન માનીએ તો જુગલીયાની સ્ત્રીઓને નવ લાખ જીવોની ઉત્પત્તિ મનાય

નહિ અથવા તો અકર્મભૂમિના ક્ષેત્રમા સખ્યાતા વરસનુ યાવત્ અતર્મુહૂર્તના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્યો માનવા પડે પણ તે બનતુ નથી માટે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે અપર્યાપ્ત અવસ્થામા ત્રણ પ.યોપમનુ આયુષ્ય પણ અપવર્તનીય થાય છે

**પ્રશ્ન ૬૭૮**—લવણસમુદ્રમા મનુષ્યના જન્મમરણ થાય કે નહિ ?

**સમાધાન**—લવણસમુદ્રમા અતર્દ્વીપમા મનુષ્યના જન્મ મરણ થાય છે, વળી તે અતર્દ્વીપ સિવાય બીજા નાનામોટા બેટો તેમજ પ્રવહણાદિક સ્થાનોમા મનુષ્યોનુ રહેવુ, જવુ થાય અને ત્યા મનુષ્ય જન્મે કે મરણ પામે તેમા કોઈ જાતનો બાધ દેખાતો નથી

**પ્રશ્ન ૬૭૯**—હાલમા જે યતિઓ ગોરજીઓ વર્તે છે તે રીતે તે યતિ તથા ગોરજીનુ કયુ ગુણસ્થાનક માનવુ ?

**સમાધાન**—જિનેશ્વર મહારાજની સાચી શ્રદ્ધા અને પ્રરૂપણા જેઓમા હોય તો એમા ચોથુ, અગર વારતહેવારે વ્રત નિયમ, પચ્ચકખાણ કરતા હોય અગર અમુક અણુવ્રતો ધારણ કરતા હોય તો પાચમુ ગુણસ્થાનક પણ કહી શકાય અને જેઓની શ્રદ્ધા, પ્રરૂપણા માર્ગને અનુસરતી નથી તેઓને વ્યવહારથી પણ ચોથે પાચમે ગુણઠાણે કહેવાનુ મુશ્કેલ પડે અર્થાત્ પહેલે ગુણઠાણે પણ હોય

**પ્રશ્ન ૬૮૦**—તમસ્કાય વસ્તુ શી ? તથા તે કયાથી આવે છે ? તેમજ દરરોજ નિયમિત ટાઈમેજ આવે છે તેનુ કારણ ?

**સમાધાન**—તમસ્કાય એ અપ્કાયનો વિકાર છે, તથા

અરુણોદ નામના સમુદ્રના મધ્ય ભાગમાની તમસ્કાયની શ્રેણી નીકળે છે અને સૂર્ય વિગેરેના કારણથી તેનો ધ્વંસ થાય છે

**પ્રશ્ન ૬૮૧**—ભરતની જે શાશ્વતી ગગા નદી છે તે હાલ છે તે કે બીજી?

**સમાધાન**—દિલ્હી, કાનપુર, કાશી થઇને બગાળના અખાતમા મેળવેલી જે આધુનિક ગગા છે તે અષ્ટાપદથી વાળીને સમુદ્રમા મેળવેલી ગગા છે એમ અજિતનાથજીના ચરિત્રના આધારે જણાય છે

**પ્રશ્ન ૬૮૨**—સૂર્યના ઉદય થયા પછી નવકારશી આદિ પચ્ચકખાણ લેવાય કે નહિ?

**સમાધાન**—મુખ્ય વૃત્તિએ સૂર્યોદય પહેલા ધારવુ લેવુ જોઇએ, છતા હમેશા પચ્ચકખાણ કરનારાઓને મો પછી પણ લેવા ધારવામા અડચણ નથી

**પ્રશ્ન ૬૮૩**—સિદ્ધચક્રજીના જુદા જુદા વર્ણ રાખવા કારણ શુ?

**સમાધાન**—જુદા જુદા પદોનુ સહેલાઇથી ધ્યાન થઇ શકે

**પ્રશ્ન ૬૮૪**—સકલતીર્થ કયા આવશ્યકમા ગણાય?

**સમાધાન**—રાઇ પ્રતિક્રમણમા છ આવશ્યકની સમા તથા પચ્ચકખાણ લેવાની શરૂઆતમા કહેવામા આવતુ હોવા પચ્ચકખાણ નામના છઠ્ઠા આવશ્યકમા ગણવામા આવે હરકત લાગતી નથી

**પ્રશ્ન ૬૮૫**—પૌષધમા શ્રાવકથી વાસક્ષેપવડે જ્ઞાનપૂજા થાય કે નહિ ?

**સમાધાન**—દ્રવ્યસ્તવ હોવાથી ઉચિત નથી એમ સેનપ્રશ્નમા પૌષધવાળા માટે દીધેલા ઉત્તરથી જણાય છે

**પ્રશ્ન ૬૮૬**—છઠ્ઠા ગુણસ્થાને ચાર ધ્યાનમાથી કયુ ધ્યાન હોય ?

**સમાધાન**—પ્રમત્તદશા હોવાને લીધે આર્ત્તધ્યાનનો સભવ છે છતા પણ વ્રતની પરિણતિને લીધે ધર્મધ્યાનનો પણ સભવ છે એટલે પ્રમત્તસયત ગુણસ્થાનકે મુખ્યતાએ આર્ત્તધ્યાન હોવા છતા પણ ગૌણપણે ધર્મધ્યાન હોય એમ શાસ્ત્રકારો જણાવે છે

**પ્રશ્ન ૬૮૭**—પરમાધામી દેવોની ગતિઆગતિ કેટલા જીવ ભેદોમા હોય ?

**સમાધાન**—પરમાધામી દેવતા મરીને અડગોળીયા મનુષ્યપણે થાય છે જે અડગોળીયાપણામા મહિનાઓ સુધી વેદના ભોગવવી પડે છે, પણ તે અડગોળીયામાથી પણ નીકળીને બીજી દુર્ગતિઓમા પરમાધામીનો જીવ ઘણુ રખડે છે અને પરમાધામીપણામા ઉપજનારા જીવો સક્લિષ્ટ પરિણામ સાથે જેઓ દેવતાના આયુષ્ય, ગતિઆદિ પુણ્ય ઉપાર્જન કરે તેવા જ મનુષ્ય અગર તિર્યંચ હોય

**પ્રશ્ન ૬૮૮**—જબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમા ચોવીસમી તથા પચીસમી વિજય છેવટ એક હજાર યોજન નીચે ગયેલ છે તો તેવી રીતે દરેક ક્ષેત્રે વિજયો ઊડી છે કે કેમ ?

**સમાધાન**—પુષ્કરાર્દ્ધ ને ધાતકીખંડમા પૂર્વ પશ્ચિમ થઇને ચારચાર મહાવિદેહોમા બત્રીશબત્રીશ વિજયો સરખી સપાટીએ હોઇ તેમા ચોવીશમી પચીશમી વિજયો કુબડી વિજયો તરીકે ગણાતી નથી પણ જંબુદ્વીપના મેરૂપર્વતની પશ્ચિમે ન્હેલા મહાવિદેહ ક્ષેત્રની સપાટી સરખી ન હોવાથી ધીમે ધીમે ઉતરતી છેવટે હજાર જોજન ઊંડી થઇ જાય છે, તેથી માત્ર જંબુદ્વીપની જ ચોવીશમી પચીશમી વિજય તે કુબડી વિજય તરીકે કહેવાય છે

**પ્રશ્ન ૬૮૯**—નિહાર ( સ્થંડિલ ) સ્થાનને માટે કુલ કેટલા ભેદ અને તે કેવી રીતે ? ને કયો લેવો ?

**સમાધાન**—અનાલોક, અસંપાતિ, અનુપઘાત, સમ, અશુષિર, ત્રસપ્રાણબીજ રહિત, વિસ્તીર્ણ, દૂર, અવગાઢ, અચિરકાળકૃત, એમ દશ પ્રકારના દૂષણોમા એ દસના અકાળ સંયોગથી ૧૦૨૩ ભાગા થાય છે આ બધા ભાગા વર્જીને ૧૦૨૪ મો ભાગો સ્થંડિલાદિ માટે ઉપયોગમા લઈ શકાય છે

**પ્રશ્ન ૬૯૦**—પરમાધામીની કરેલી વેદના કેટલી નરક સુધીમા હોય ?

**સમાધાન**—તત્ત્વાર્થ સૂત્રના આધારે ત્રણ નરક સુધી પરમાધામીકૃત વેદના હોય છે ને કેટલાકો પ્રાયે ત્રણ નરક સુધી દેવતાની વેદના માને છે ને આગળ પણ કોઇક વખત કથંચિત્ દેવતાની કરેલી વેદના હોય છે એમ માને છે

**પ્રશ્ન ૬૯૧**—યુગપ્રધાનો કેટલા હોય ? એમનુ લક્ષણ શુ ? અને હાલમા તેઓ છે કે નહિ ?

**સમાધાન**—પ્રવચનસારોદ્ધારની રચના તેરમી સદીમા થઇ છે અને તેમા મહાવીર મહારાજના શાસનમા બે હજાર અને ચાર ( ૨૦૦૪ ) યુગપ્રધાનો થવાનુ સ્પષ્ટ જણાવ્યુ છે આવશ્યકચૂર્ણિ વિગેરેમા આર્યમહાગિરિજી અને આર્યસુહસ્તિજીને યુગપ્રધાન તરીકે જણાવેલા છે શ્રીનિશીથચૂર્ણિમા આર્યકાલકાચાર્યમહારાજને યુગપ્રધાન તરીકે જણાવેલા છે અને શ્રી મહાનિશીથસૂત્રમા શ્રીપ્રભઆચાર્યને યુગપ્રધાન જણાવેલા છે એ ઉપરથી યુગપ્રધાન શબ્દ અને તેની વિવક્ષા ઘણા પ્રાચીનકાલની છે એમ જણાય છે જે કાલે જે પુરુષો વર્તતા હોય તે પુરુષોમા આગમના સૂક્ષ્મ બોધને લીધે જેઓ શ્રેષ્ઠ હોય છે તેઓને યુગપ્રધાનાગમ અર્થાત્ યુગપ્રધાન કહેવાય છે તેઓ એકાવતારી હોય છે, વર્તમાનકાલમા યુગપ્રધાન તરીકે કોઇ પણ વ્યક્તિ જાહેર આવી નથી

**પ્રશ્ન ૬૯૨**—સાત ક્ષેત્ર કયા અને તેમા ધનવ્યય કરવા માટે સાધુઓ ઉપદેશ આપે કે 'આદેશ' કરી શકે ?

**સમાધાન**—જિનમદિર, જિનમૂર્તિ, જ્ઞાન અને ચતુર્વિધ સઘ ( સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા ) એ સાત ક્ષેત્રો છે જૂના ચૈત્યોનો ઉદ્ધાર કરવો કે નવા ચૈત્યો ( દહેરા ) બનાવવા તે ચૈત્ય ક્ષેત્ર કહેવાય ચૈત્ય અને મૂર્તિ એ બન્નેને માટે વપરાતુ દ્રવ્ય તે બેય ક્ષેત્રમા સરખાવટ હોવાથી પરસ્પર વાપરી શકાય છે અને તેથી જ દેવદ્રવ્યની વ્યાખ્યા કરતી વખતે શાસ્ત્રકારો ચૈત્યદ્રવ્ય, દેવદ્રવ્ય, જિનદ્રવ્ય વિગેરે ઉભય સાધારણ શબ્દો વાપરે છે જો કે ચૈત્ય અને મૂર્તિ એ બન્ને સબધી દ્રવ્યને દેવદ્રવ્ય કહેવાય છે, અને તથી તે બન્નેનુ ક્ષેત્ર એકજ કરીને દેવ એવુ ક્ષેત્ર કર્યું હોત તો ચાલી શકત; પણ ચૈત્ય અને

મૂર્તિના ક્ષેત્રમા સ્વતંત્ર ખરચ કરવાની યોગ્યતાની અપેક્ષાએ તે બે ક્ષેત્રો જુદા રાખ્યા છે વળી દરેક શ્રાવકે સો મોતિયા જેટલી પોતાની મીલકત થાય ત્યારે પોતાના ઘરમા દહેરાસર કરવુ જ જોઇએ, એ વાતનો ખ્યાલ પણ ચૈત્યક્ષેત્ર જુદુ રાખવાથી આવી શકે છે વળી ભગવાનની ત્રિકાલ પૂજા કરવાવાળો શ્રાવક પોતાના દ્રવ્યનો દેવદ્રવ્યમા ઉપયોગ કરે છે એવો ખ્યાલ પણ મૂર્તિ નામનું ક્ષેત્ર જુદુ રાખવાથી આવી શકે છે ભગવાનના શાસનનો પૂરો આધાર જીવાજીવાદિ તત્ત્વોના જ્ઞાન પર હોઇ પુસ્તકોનો ઉદ્ધાર કરવો, લખાવવા કે સાચવવા વિગેરેને અગે થતા વ્યય જરૂરી હોઇ જ્ઞાન નામનું ક્ષેત્ર જુદુ રાખેલુ છે આ ત્રણ ક્ષેત્રો( ચૈત્ય, મૂર્તિ અને જ્ઞાન )મા નવીન ઉત્પત્તિ, જૂનાની સભાળ કે જીર્ણનો ઉદ્ધાર કરાય તે યોગ્ય ગણાય છે તેવી જ રીતે ચતુર્વિધ સઘને અગે સાધુ, સાધ્વી, નવી દીક્ષાઓ, દીક્ષિતોને અશન, પાન, ખાદિમ, વસ્ત્ર-પાત્ર, કબલ, ઔષધ આદિનુ દાન વિગેરે કરાય, તે સર્વ સાધુ સાધ્વીના ક્ષેત્રમા વ્યય થયો સમજવો તેવી જ રીતે શ્રાવક શ્રાવિકાને ધર્મ પમાડવો, ધર્મમા સ્થિર કરવા વળી અન્ય લોકો પણ ધર્મની અનુમોદના કરે તેવી રીતે તેઓની ભક્તિ કરવામા જે ધનનો વ્યય થાય તે શ્રાવક શ્રાવિકા ક્ષેત્રમા ધનનો વ્યય ગણવો સાધ્વી અને શ્રાવિકા અનુક્રમે સર્વવિરતિ અને દેશવિરતિવાળી છતા પણ ઓપણાના કેટલાક સ્વાભાવિક દોષોને લીધે તેના તે અવગુણો તરફ દૃષ્ટિ જાય અને તેના સર્વવિરતિ, દેશવિરતિ ગુણો તરફ બહુમાનની નજર ન રહે તેવો અવિવેક ટાળવા માટે સાધ્વી અને શ્રાવિકાનુ ક્ષેત્ર જુદુ ગણવાની જરૂર પડી છે ઉપર જણાવેલા સાતે ક્ષેત્રોમા ધનવ્યય કરવા માટે ઉપદેશ

દેવો એ દરેક ઉપદેશકનુ કર્ત્તવ્ય છે યાદ રાખવુ કે-એક પણ ક્ષેત્રના ભોગે કોઇને પોષવાનો ઉપદેશ અપાય તો તે ઉપદેશ શાસ્ત્રાનુસારી કહી શકાય નહિ પદાર્થના નિરૂપણમા જેમ એક પણ ધર્મને ઓળવે તો તે નયાભાસનો ઉપદેશ કહેવાય છે, અને એક ધર્મની પ્રધાનતાએ અપાતો ઉપદેશ નયમાર્ગનો ઉપદેશ કહેવાય છે, પણ સર્વ ધર્મોની અપેક્ષા રાખીને અપાતો ઉપદેશ જ યથાર્થ ઉપદેશ કહેવાય છે, તેવી રીતે સર્વ ક્ષેત્રની અપેક્ષાવાળો ઉપદેશજ યથાર્થ ઉપદેશ કહેવાય, પણ કોઈ પણ ક્ષેત્રમા દુર્લક્ષ્ય કરાવીને કે ઉઠાવીને જે ઉપદેશ અપાય તે યથાર્થ ઉપદેશ કહેવાવજ નહિ જૈન શાસ્ત્રમા અખિવ કાર્યો ભવ્ય જીવોએ પોતાની ઇચ્છાથીજ કરવાના છે અને તેથીજ વદના સરખા કાર્યમા પણ શાસ્ત્ર કારોએ ઇચ્છાકારેણુનો પાઠ રાખી ઇચ્છાકાર નામની સામાચારી સૂચવી, મુખ્યતાએ બલાત્કારને સ્થાન નથી એમ જણાવેલુ છે, તો પછી સાત ક્ષેત્રમા દ્રવ્ય વાપરવા માટે આજ્ઞા કે બલાભિયોગ ન હોય તે સ્વાભાવિકજ છે, તેથી બીજા પ્રયોજનોની માફક આ સાત ક્ષેત્રને અગે પણ સાધુનો અધિકાર માત્ર ઉપદેશનોજ હોઇ શકે જો કે ચૈત્યદ્રવ્યના ગામ, ગાયો વિગેરે, કોઇ રાજા આદિક મનુષ્યે હરણ કર્યા હોય અગર હરણ થતા હોય, તેની ઉપેક્ષા થતી હોય, તેનુ નિવારણ કરવા ની ફરજ ગચ્છની અદર રહેલા સાધુઓ અને ગચ્છથી નિરપેક્ષ પણે વિચરતા સાધુની પણ છે, તો પણ તે ફરજ બતાવનાર ગાથાની જોડેજ એમ જણાવવામા આવ્યુ છે કે તેજ ચૈત્યાદિકને માટે નવા માગવાના કે ઉત્પત્તિના કાર્યો કરતા સાધુઓના મહાવ્રતની શુદ્ધિ રહે નહિ, માટે ...એ સાત

પત્રને અંગે શ્રોતાના ઉદ્ધારની અપેક્ષાએ માત્ર ઉપદેશજ કરવો યોગ્ય છે

**પ્રશ્ન ૬૯૩**—પાણીની પરબો કરાવવા અને કૂવા ખોદાવવામા પાણી પીનારાને સતોષ થાય અને તેથી પુણ્ય બધાય એવો ઉપદેશ સાધુ આપે કે નહિ ?

**સમાધાન**—પરબો મડાવવા કે કૂવો ખોદાવવા જેવા કામમા પાણી પીનાર જીવોના સતોષની અપેક્ષાએ ત પરબો બધાવનાર કે કુવો ખોદાવનારને પુણ્યબધ થાય છે એમ ન કહી શકાય, તેમજ કૂવો ખોદતા કે પરબો બાધતા કે તેના પાણીનો ઉપયોગ થતા હિસા થાય છે તેથી પાપબધ થાય છે, એમ પણ મુખ્યતાએ કહી શકાય નહિ (આ હકીકત સૂયગડાગમા સ્પષ્ટપણે જણાવેલી છે ) તેવી જ રીતે ચૈત્ય અને ઉપાશ્રયને અગે પણ છકાયનો આરભ થાય તે હિસાનો ઉપદેશ પણ સાધુ આપે નહિ છકાયની હિસાથી રસોઇ કરી હોય છતા સાધુને આહાર પાણી આદિ વહોરાવવાથી લાભ છે એમ કહેવાય છે અને તે આરભથી થયેલા આહારપાણીનો ઉપયોગ પણ સાધુઓ કરે છે, છતા તે લાભનો ઉપદેશ અને ઉપયોગ થવાથી આરભની કઈ અનુમોદના થતી નથી, તેવી રીતે કૂવા વિગેરેના પાણીનુ અચિત્તપણ થઇ જાય અગર કરે અને પછી તેનુ દાન દેવામા લાભ બતાવાય તેથી કૂવા ખોદવા કે પરબો બધાવવા વિગેરેમા લાભ કહી શકાય નહિ વળી છકાયના આરભથી થયેલ શય્યા(મકાન)ના દાનથી લાભ થાય તો પણ તે મકાન કરવાનો ઉપદેશ પણ સાધુથી આપી (શકા)ય નહિ

**પ્રશ્ન ૬૯૪**—બાદર એકેંદ્રિય જીવને સ્પર્શ કરતા કેટલુ દુખ થાય છે ?

**સમાધાન**—બાદર એકેંદ્રિય જીવો સ્વભાવથી જ અત્યત અનિષ્ટ વેદના ભોગવી રહ્યા છે, તેમા તેનો સ્પર્શ કરવાથી પાકીને ફુટેલા ગુમડા ઉપર કાઈ અડે અને આપણુને જેમ વેદના થાય, તેમ બાદર એકેંદ્રિયને અડવાથી વેદનાનો ઘણો વધારો થાય છે આ વાત વિચારવાથી શાસ્ત્રકારોએ બાદર એકેંદ્રિયના સ્પર્શનો પણુ કરેલો નિષેધ અને સ્પર્શ કરવાથી જણુાવેલુ પ્રાયશ્ચિત્ત યોગ્ય જ છે એમ સમજાશે

**પ્રશ્ન ૬૯૫**—એક ઘરમા દશ માણુસ હોય, તેમા કેટલાક ધર્મી પણુ હોય તો પાપીએ કરેલા પાપથી ધર્મી લેવાય કે કેમ ?

**સમાધાન**—શાસ્ત્રકારો મન-વચન-કાયાથી જેમ પાપને કરવુ અને કરાવવુ એ બંનેનો નિષેધ કરે છે, તેવી જ રીતે પાપ ની અનુમોદનાનો પણુ નિષેધ કરેજ છે અને અનુમોદના શાસ્ત્રકારો ત્રણુ પ્રકારે જણુાવે છે ૧ જે કાઈ પણુ જીવ આપણુા પ્રસગમા આવેલો હોય અને તે જે કઇ પાપ કરે( જો કે તે પાપ કરવાનુ આપણે કહ્યુ ન હોય છતા ) તેનો નિષેધ ન કરીએ તો આપણુને અનુમોદના નામનો દોષ લાગે ( આ જ કારણુથી ઉપદેશકની પાસે આવેલા અગર તેના પ્રસગમા આવેલા જે જે મનુષ્યો હોય તેને તેને તે ઉપદેશક મહાત્માએ સર્વ પાપોનો સર્વથા ત્યાગ કરવાનો ઉપદેશ કરવો જ જોઇએ અને આ જ કારણુથી શાસ્ત્રકારો સર્વ પાપોના સર્વથા પરિહાર-રૂપી સર્વવિરતિનો ઉપદેશ આપ્યા સિવાયનો દેશવિરતિ

આદિનો ઉપદેશ આપવામા આવે તો ગૃહસ્થપણામા રહેલા દેશવિરતિવાળાએ કરેલા પાપોની અનુમોદનાનુ પાપ ઉપદેશકને લાગે એમ સ્પષ્ટપણે કહેલુ છે જો કે સર્વ પાપોના ત્યાગ અને તેના ફળનુ સ્વરૂપ જેણે યથાસ્થિત જાણ્યુ છે અને સર્વ પાપોની વિરતિરૂપ સર્વવિરતિ આદરવાને કે દેશથી પાપોનો વિરામ કરવો તે રૂપ દેશવિરતિ આદરવાને પણ અશક્ત હોઇ દેશવિરતિ કે એકલુ સમ્યકત્વ આદર્યુ હોય તેવા શ્રાવકોને તો ઉપદેશકો શ્રાવકની યોગ્યતા અનુસારે માર્ગાનુસારી, સમ્યક્ત્વ, દેશવિરતિ કે સર્વવિરતિ કે સર્વવિરતિપણાનો યથારુચિ ઉપદેશ ક્રમે કે ઉત્ક્રમે આપી શકે છે, અને તેથી જ તેવા જીવોને ઉદ્દેશીને પચાશક, ધર્મબિંદુ, શ્રાવકધર્મ પ્રકરણ, શ્રાદ્ધ વિધિ કે ધર્મસગ્રહ વિગેરે ગ્રથો રચવામા આવેલા છે, પણ તે સર્વ ગ્રથોમા એ વાત તો સ્પષ્ટ જ કરવામા આવી છે કે સર્વ પાપની નિવૃત્તિરૂપ યતિધર્મને લેવા માટે અશક્ય હોય તેવાઓને જ દેશવિરતિનુ ગ્રહણ હોય છે તથા દેશથી પાપની નિવૃત્તિરૂપ દેશવિરતિ ગ્રહણ કરવાને અસમર્થ મનુષ્યોને જ એકલુ સમ્યકત્વનુ ગ્રહણ વિગેરે હોય છે એમ સ્પષ્ટ કરે છે આ બધી વસ્તુસ્થિતિ જોનારો મનુષ્ય સમજી શકશે કે પોતાના ઘરમા સાથે રહેનારા કુટુબીજનો તો શુ પણ આમા ય સબધવાળા કે લાગવગવાળા જીવોને પણ તેઓ જે પાપ કરે તેનાથી તેમને રોકવા માટે પ્રયત્ન ન કરાય તો તે પાપ નહિ કરનારા મનુષ્યને પણ અનિષેધ નામની અનુમતિ લાગી તેનુ પાપ લાગે છે આ જ કારણથી દરેક સમ્યકત્વવાળો મનુષ્ય ' મા કાર્ષીત્ કોઽપિ પાપાનિ ' એટલે જગતનો કોઇપણ પાપના કાર્યો ન કરો એવી ભાવના તથા તેની ઉદ્ઘોષણા

સતત પ્રવૃત્ત રાખે છે ) આવી અનિષિદ્ધ અનુમોદનાની માફક બીજી પ્રશસા નામની અનુમોદના શાસ્ત્રકારો જણાવે છે પાપ કરવામા સાગરિત થનારા જેમ સ્પષ્ટપણે પાપના ભાગી હોય છે, તેવી જ રીતે પાપ કરતી વખતે પાપમા મદદગાર નહિ બનનારો પણ મનુષ્ય પાપનુ કાર્ય થઇ રહ્યા પછી પણ ફલ ભોગ કે વચનદ્વારા પણ તે કાર્યને વખાણે તો તે વખાણ નાર મનુષ્યને તે થયેલા પાપ કાર્યની પ્રશસા નામની અનુમોદના ગણવામા આવે છે આવી જાતની અનુમોદના લોકોમા પ્રસિદ્ધ હોવાથી ઘણા મનુષ્યો યથાસ્થિત વસ્તુના બોધને અભાવે પૂર્વે જણાવેલી અનિષિદ્ધ અનુમોદનાને કે આગળ જણાવીશુ તેવી સહવાસ અનુમોદનાને, અનુમોદનારૂપે બોલતા નથી, ગણતા નથી, પણ માત્ર આ પ્રશસા અનુમોદનાને જ અનુમોદનારૂપે ગણે છે આ પ્રશશા-અનુમોદનાના નિષેધ માટેજ યોગબિન્દુકાર ભગવાન શ્રીહરિભદ્રસૂરિજીએ માત-પિતા આદિનુ મરણ થયા છતા પણ તેમના વસ્ત્ર, આભૂષણના ઉપભોગનો નિષેધ કરેલો છે, અને તેમના વસ્ત્ર આભૂષણના ઉપભોગ કરનારને મરણના ફળનો ઉપભોગ ગણનાર ગણી, માતા-પિતા આદિના મરણની અનુમોદનાવાળો ગણેલો છે અને તેથી જ તે જ શાસ્ત્રમા તે માતા-પિતાદિના વસ્ત્ર, આભૂષણને તીર્થક્ષેત્રાદિમા ખર્ચી નાખવાનુ જણાવેલુ છે આ અનિષિદ્ધ અને પ્રશસા અનુમોદનાની લાગતા પાપની નિવૃત્તિ માટે જ તીર્થકર, ગણધર આદિ મહાપુરુષોને પણ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સાધુતા ગ્રહણ કરવાની વિશેષે જરૂર હોય છે આ વસ્તુને સમજનારો મનુષ્ય જેટલી અવિરતિ રહે તેટલુ વધારે વધારે કર્મ બધાય એવુ શાસ્ત્રોક્ત યથાસ્થિત

વચન સહેજે માની શકશે આ ત્રીજી સહવાસ અનુમોદનાના ભેદને સમજનારો મનુષ્ય પોતાના કુટુબીજનમાથી કોઇએ પણ કરેલા પાપની અનુમોદનાના દોષનો ભાગીદાર કુટુબના સમગ્ર જન બને છે એમ સ્પષ્ટ સમજી શકશે ( આવા જ કારણથી ગૃહસ્થાશ્રમમા રહીને ઉત્તમમા ઉત્તમ ગૃહસ્થ લાયક ધર્મકરણી કરવાવાળો પણ પાપને અગે માત્ર ખાળે ડુચા મારે છે પણ મોટા દરવાજા ખુલા જ રાખે છે, અને આ જ કારણથી દેશ વિરતિના ઉત્કૃષ્ટ સ્થાન કરતા પણ પ્રમત્તસયતના જઘન્ય સ્થાનમા અસખ્યગુણ નિર્જરા જે શાસ્ત્રકારોએ ફરમાવી છે તથા સખ્યાતા સાગરોપમની સ્થિતિ ઉત્કૃષ્ટ દેશવિરતિની પ્રાપ્તિ માટે ખપાવાતી કર્મસ્થિતિ કરતા વધારે ખપાવે ત્યારે જ પ્રમત્તચારિત્રની પણ પ્રાપ્તિ થાય એ વાત સ્પષ્ટપણે સમજાશે

પ્રશ્ન ૬૯૬—પાક્ષિક પ્રતિક્રમણમા છીંક આવે તેનો કાઉસ્સગ્ગ કરવો પણ કેટલાક પૂજા અગર સ્નાત્ર ભણાવવાનુ કહે છે તે તેનો ખુલાસો શુ ? અને તેનો ઉલ્લેખ શાસ્ત્રમા છે કે નહિ ?

સમાધાન—પૂર્વાચાર્યોના પ્રશ્નોત્તરગ્રથને અનુસારે પાક્ષિક પ્રતિક્રમણના શાતિકથન સુધી છીંકનુ નિવારણ કરવામા આવે છે, પણ પાક્ષિકમા થયેલી છીંકને અગે અપશુકન ગણી તેનાથી થતા ક્ષુદ્રોપદ્રવના નાશને માટે એક સો આઠ શ્વાસોશ્વાસ ( ચાર લોગસ્સ સાગરવરગભીરા સુધી )નો કાઉસ્સગ કરી ક્ષુદ્રોપદ્રવના નાશ કરવા યક્ષાબિકાદિની સ્તુતિ કહેવામા આવે છે આ હકીકત સાધુશ્રાવક ઉભયને સાધારણ હોઈ ત્યા જણાવેલી છે, પણ પરપરાએ શ્રાવકને આવેલી છીંકના અપશુકનથી સભવિત

[ઉ]દ્રોપદ્રવના નાશ માટે તે શ્રાવક દ્રવ્યસ્તવનો અધિકારી હોવાથી [અ]ષ્ટપ્રકારી પૂજા અથવા શક્તિની ખામીએ સ્નાત્રપૂજા રચાવે છે

પ્રશ્ન ૬૯૭—નમોઽર્હત્સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વસાધુભ્યઃ સાથે બોલે છે, [તે]મ સંસારદાવાની ચોથી થોય સાથે બોલે છે, તેનું કારણ શું ?

સમાધાન—પ્રતિક્રમણના છ આવશ્યકોની સમાપ્તિથી [થ]યેલા હર્ષને અંગે અંતમાં શાસનના અધિષ્ઠાતા જિનેશ્વર [મ]હારાજ સર્વ જિનેશ્વર અને જિનેશ્વર ભગવાનની વાણીનો [મ]હિમા ગાવા માટે શબ્દ અને રાગની વધતી એવી નમોઽસ્તુ૦ [વ]ર્ધમાનાય૦ અને સંસાર૦ એ ૩૫ સ્તુતિઓ સર્વ પ્રતિક્રમણ [ક]રનારાઓ સાથે બોલે છે, અને એ હકીકત પ્રવચનસારોદ્ધાર [વ]િગેરેમાં સ્પષ્ટપણે જણાતી છે પાક્ષિક પ્રતિક્રમણમાં સંસારદાવાથી [ચો]થી થોયના છેલ્લા ત્રણ પાદો જે સાથે બોલવામાં આવે છે [તે]મા જુદા જુદા કારણો જણાવવામાં આવે છે (૧) હરિ[ભદ્ર]સૂરિજીને ચૌદસો ચુમાલીસ ગ્રંથ કરવાની પ્રતિજ્ઞા હતી [તે]મા આમૂલા૦ નામની ચોથી થોઇરૂપી ચૌદમો ચુમાલીસમો [ગ્રં]થ હતો અને તેનો પહેલો પાદ રચ્યા પછી સૂરીશ્વર મહા[રા]જની તબીયત વધારે અસ્વસ્થ થવાથી તે ત્રણ પાદો ત્યાં [હા]જર રહેલા શ્રમણાદિ સંઘે ઉચ્ચ સ્વરથી પૂરા કર્યાં અને [તે]થી તે ત્રણ પાદો સકળસંઘ ઉચ્ચ સ્વરે બોલે છે (૨) [લો]કના કહેવા પ્રમાણે ઉપાશ્રયમાં પ્રતિક્રમણ કરતા ચતુર્વિધ [સં]ઘને કોઈક વ્યંતર દેવના ઉપસર્ગ કરતો હતો તેને નિવા[રવા] માટે ગીતાર્થ ગુરુમહારાજની આજ્ઞાથી ચતુર્વિધ સંઘે [ઝં]કારા વિગેરેનો ઉચ્ચ સ્વરે ઉચ્ચાર કર્યો ને તેવા તે ઝંકારાદિના [ઉ]ચ્ચારણથી તે ઉપદ્રવ કરનાર વ્યંતર નાસી ગયો અને

આ ત્રણ પાઠો ઉચ્ચ સ્વરે ચતુર્વિધ સઘ બોલે છે (૩) કેટલાકના કહેવા પ્રમાણે તો કોઇ સમર્થ મહાપુરુષની અધ્યક્ષતામા કોઇ તેવા મોટા ક્ષેત્રનો શ્રાવક સમુદાય મોટુ પાક્ષિક પ્રતિક્રમણ કરવા બેઠો હતો તે સ્થાન શહેરના દરવાજાની નજદીક હતુ તે વખતે તે પાક્ષિક પ્રતિક્રમણમા બેઠેલા વર્ગમા જ શહેરનો અધિકારીવર્ગ પણ બેઠેલો હતો આ સ્થિતિના ચર પુરુષદ્વારા સમાચાર મળવાથી નજીકના શત્રુએ લશ્કર સાથે તે જ વખતે હ ત્રો કર્યો, તેવી વખતે ગીતાર્થ મહારાજની આજ્ઞાથી ઝકારા૦ વિગેરેનો ઉચ્ચાર સર્વ પ્રતિક્રમણ કરનારાઓએ સાથે ઉચ્ચ સ્વરે કર્યો એ ઉચ્ચ સ્વરથી અને અનેક જન સાથે કહેવાતા સ્તુતિના શબ્દના ઘોઘાટથી શત્રુનુ લશ્કર તે સ્થાનવાળાની સાવચેતી સમજીને નાસી ગયુ અને તેથી તે શહેરના તે અધિકારીવર્ગ વિગેરેની શ્રદ્ધા અને ભક્તિ વધારે જાગ્રત થયા અને તે દિવસથી તે સમર્થ ગીતાર્થ ગુરુમહારાજની આજ્ઞાથી પાક્ષિક આદિ પ્રતિક્રમણોમા તે પાઠો ઉચ્ચ સ્વરે બોલાય છે સસારદાવાની ચોથી થોઇના છેલ્લા ત્રણ પાદોને ઉચ્ચ સ્વરે બોલવામા પૂર્વે જણાવેલા ત્રણ કારણોમાથી કોઈ પણ કારણ હોય પણ સરસ્વતી દેવીની સ્તુતિરૂપ તે ચોથી થોઈના અ તના ત્રણ પાદો દરેક સારે સ્થળે મોટા પ્રતિક્રમણમા સમુદાયથીજ બોલાય છે

**પ્રશ્ન ૬૯૮**—એક ઘરમા ધણીધણીયાણી છે, તેમા સ્રી ખરાબ લક્ષણવાળી છે, તો તેનુ પોષણ કરતા અસ જતિનુ પોષણ થયુ કે નહિ ?

**સમાધાન**—શાસ્રોમા ભોગોપભોગવ્રતના અતિચારમા

કર્મને આશ્રીને ૫દર કર્માદાનો જણાવતા 'અસતીપોષણ' નામનો કર્માદાન જણાવેલો છે, અસયતિપોષણ નામનો અતિચાર કોઇ પણ સાધુ કે શ્રાવકના વ્રતને અગે શાસ્ત્રકારેએ કહેલો નથી જો અસયતિપોષણને અતિચાર ગણવામા આવે તો શ્રાવકના પહેલા અણુવ્રતમા ભક્તપાનવ્યવચ્છેદ નામનો સ્થૂલ હિંસા વિરતિને અગે અતિચાર કહેત જ નહિ યાદ રાખવુ કે-ભાત પાણીના વ્યવચ્છેદનો અતિચાર કુટુમ્બી મનુષ્યો અને ઘરના પશુપખીને અગેજ છે, અને તે કુટુબી વિગેર સર્વ અસયતજ છે, અને તેઓને ભાત-પાણી ન દેવામા કે દેતા હોય તમા અતરાય કરવામા અતિચાર માનનારા શાસ્ત્રકારો અસયતપોષણને અતિચાર તરીકે કહી શકે જ નહિ અસતીપોષણની જગ્યા ઉપર અસયતિપોષણનો જૂઠો ખુટ્ટો ઉઠાવનાર બીજા કોઇ જ નહિ પણ પેલા દયાના દુશ્મનો તેરાપથીઓ જ છે અને અક્કલ વગરના કેટલાક તે પથને નહિ માનનારા પણ તે અર્થ બોલવામા દોરાયા છે, પણ વાસ્તવિક રીતીએ અસયતીપોષણ અતિચાર નથી પણ અસતીપોષણ અતિચાર છ વળી અસતીપોષણનો અતિચાર હોવાથી જ તે ભોગોપભોગવ્રતનો અતિચાર ગણાય, પણ જો અસયતિપોષણ નામનો અતિચાર હોત તો તે મુખ્યતાએ પહેલા અણુવ્રતનોજ અતિચાર હોય તથા ભોગોપભોગપરિમાણ વ્રતમા પણ અસતીપોષણ નામનો અતિચાર ખોરાકના નિયમોના અતિચારોમા નહિ ગણાતા કર્મ એટલે આજીવિકાને અગે થતા વનકર્માદિક કારણોની માફક અસતીપોષણને પણ આજીવિકાના કારણ તરીકે અતિચાર ગણાવેલો છે આ બધો અધિકાર વિચારવાથી સ્પષ્ટ સમજાઇ જશે કે આજીવિકા ચલાવવાને માટે દાસી આદિ

અસતીઓનુ પોષણ કરી કુટ્ટનખાના ચલાવી, તેનુ ભાડુ લેવુ તે જ અસતીપોષણ અતિચાર ગણાય આ ઉપરથી દયાના દુશ્મનો અનુકપાદાનના નિષેધને માટે અસતીપોષણની જગ્યા ઉપર અસયતીપોષણ શબ્દ વાપરી જે અનુકપાદાનનો નિષેધ કરે છે તે શાસ્ત્રવિરુદ્ધ છે તેમજ આર્યની પક્તિમા પણ બેસવા લાયક નથી આવી રીતે પ્રકૃત અતિચારનો અધિકાર છતા સસારથી વૈરાગ્ય પામેલો કોઇક બ્રહ્મચર્યની પરિણતિવાળો મનુષ્ય રસોઇયાના ખર્ચને બચાવવા માટે જ પોતાની સ્ત્રીને અસતી જાણ્યા છતા પણ તેના પોષણને અસતીપોષણ ધારી લે તેમા નવાઇ જેવુ નથી

પ્રશ્ન ૬૯૯—રસગૌરવ, ઋદ્ધિગૌરવ અને સાતાગૌરવનુ સ્વરૂપ શુ ?

સમાધાન—સાધુને અગે જેમ કોઇ સાધુને ઇષ્ટ રસવાળા સારા સારા પદાર્થોની ગોચરી મળતી હોય તે સાધુ તે બીજા સાધુને કે જેને ભિક્ષા પણ સારી રસવાળી કે ઉચિત મળતી નથી તેને કહે કે 'મને કેવી સરસ ગોચરી મળે છે, આવી ગોચરી મળવાથી જ ખરેખરી ઉત્તમતા છે' એમ કહે અગર મનમા માને તો તે રસગૌરવ કહેવાય યાદ રાખવુ કે-સારા રસવાળી ગોચરી ખાતા કથચિત્ પ્રમાદને લીધે આનદ થાય તો તે રસની આસક્તિ છે પણ રસગૌરવ નથી ગૌરવ એ અભિમાનનો જ પર્યાય છે તેવીજ રીતે નરેન્દ્રપૂજા અને સાધુસાધ્વીનો પરિવાર કે તેનો આદર મળવાથી થતુ અભિમાન તે ઋદ્ધિગૌરવ ગણાય અને પોતાના શરીરને કોઈપણ જાતની આધિવ્યાધિથી પીડિતપણુ ન હોય પણ પરમસુખો

દયથી સંયમમા સહાયકારક એવા સાતાવેદનીયનો ઉદય હોય છતા તે સાતાના ઉદયને અંગે અભિમાન કરે અને બીજા સામાન્ય સાતાના ઉદયવાળાઓને અધમ તરીકે વિચારે કે જણાવે તો તે સાતાગૌરવ કહેવાય

**પ્રશ્ન ૭૦૦**—જગતમા શિયાળે અને ઉનાળે, રાત્રે અને દિવસે પુદ્ગલોના સ્પર્શો થવામા નિયમ ખરો કે નહિ ?

**સમાધાન**—ઉનાળામા કે દિવસે તિર્છાલોકમા જ્યા સૂર્ય વિગેરેનુ ફરવુ હોય છે અને તેથી ઘણે ભાગે ઉષ્ણ સ્પર્શ વેદાય છે, તો પણ સર્વલોકમા કે તિર્છાલોકમા પણ બધા પુદ્ગલો ઉષ્ણસ્પર્શવાળાજ હોય એવો નિયમ નથી, તેમ શીતઋતુમા બધા શીતસ્પર્શવાળાજ હોય એવો નિયમ નથી, પણ દિવસે શુભપુદ્ગલો અને રાત્રે અશુભ પુદ્ગલોનો પ્રભાવ છે, એમ શાસ્ત્રદૃષ્ટિથી જણાય છે તેવી જ રીતે અધો લોકમા પ્રાયે અશુભ પરિણામવાળા, તિર્યગ્લોકમા મધ્યમ પરિણામવાળા અને ઊર્ધ્વલોકમા શુભ પરિણામવાળા પુદ્ગલો તે તે ક્ષેત્રના પ્રભાવથી હોય એમ પણ શાસ્ત્રદૃષ્ટિથી જણાય છે

**પ્રશ્ન ૭૦૧**—જેના ઘરમા મરણ થાય તે ઘરમા બહારથી આવનાર માણસને તે ઘરનુ પાણી પીવાથી તથા ખાવાથી તે જ દિવસે જિનપૂજા થાય કે નહિ ? અથવા કેટલા દિવસનુ સૂતક લાગે ?

**સમાધાન**—શ્રી દશવૈકાલિક સૂત્રના પાચમા અધ્યયનમા पडिकुट्टकुल न पविसे० એ ગાથાની વ્યાખ્યામા આચાર્ય ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી જન્મ અને મરણના સૂતકવાળા પ્રથમ

સાધુઓને પણ આહારપાણી લેવાનુ તેમજ પ્રવેશ કરવાનુ પણ વર્જવા કહેલ છે શ્રી આચારાગસૂત્રના બીજા શ્રુતસ્કધમા તથા વ્યવહારભાષ્યમા સૂતકવાળાના કુલો દશ દિવસ સુધી વર્જવાના જણાવે છે, તથી સૂતકવાળાને ઘેર ખાવુ પીવુ વર્જવુ એ ઉચિત જણાય છે, પણ સૂતકવાળાને ઘેર ખાનારપીનારે તે ખાવાપીવાના દિવસ સિવાય પોતાને ઘેર આવ્યા પછી પણ સૂતક પાળવુ જોઈએ એવો કોઈ શાસ્ત્રીય લેખ જાણવામા નથી જો કે શ્રીમાન્ વિજયસેનસૂરિજી વિગેરે દેશાચાર ઉપર સૂતકપાલનનો આધાર રાખવા જણાવે છે, છતા તેઓથી પણ 'સૂતકના ગૃહો દશ દિવસ સુધી વર્જવા એવી તપાગચ્છની પ્રવૃત્તિ છે' એમ સ્પષ્ટ જણાવે છે વ્યવહારસૂત્રમા સૂતકના ગૃહોની વર્જનીયતા લૌકિક છે એમ જણાવે છે, તો પણ તે સૂતકના ગૃહો નહિ વર્જીને આહારપાણી લેનારને નિશીથસૂત્રમા પ્રાયશ્ચિત્ત જણાવે છે વળી વ્યવહાર ભાષ્યમા ડુમ્બ, ચમાર વગેરેના કુલો વર્જવા તે પણ લૌકિક જણાવે છે, છતા પણ તેવા કુલોમા આહારપાણી લેનાર સાધુને નિશીથસૂત્રમા પ્રાયશ્ચિત્ત જણાવે છે સૂતકવાળાના ગૃહો વર્જવા અને સૂતક પાળવુ એ શાસ્ત્રાનુસારી હોવા સાથે ગચ્છમર્યાદાને પણ અનુસરતુ જ છે

**પ્રશ્ન ૭૦૨**—બહાર દેશાવર પોતાનો કુટુમ્બી સગો રહેતો હોય અને ત્યા મરણ થયુ હોય એવા સમાચાર આવવાથી સૂતક લાગે કે નહિ અને કેટલા દિવસે જિનપૂજા થાય ?

**સમાધાન**—શાસ્ત્રકારોએ સામાન્ય રીતે જન્મ-મરણના સ્થાનને અગેજ અશુચિપણુ માનેલુ છે અને તેથી દેશાતર થયેલા મરણના સમાચારથી સૂતક પાળવાનો સબધ રહેતો

નથી, પણ સૂતકાદિ તો શુ પણ ખુદ સ્નાન પણ શાસ્ત્રકારોએ અનુવાદનીય માનેલુ છે, પણ વિધેય તરીકે માનેલુ નથી તેથી લોકમા સિદ્ધ રીતિને અનુસારે દશ દિવસમા જેટલુ બાકી હોય તેટલો કાળ અશૌચપણુ પાળવુ એમ લૌકિક રીતિની મૂલભૂત સ્મૃતિઓ કહે છે

પ્રશ્ન ૭૦૩—ઘરમા પોતાની સ્ત્રીને અથવા પુત્રીને અથવા ભાઇની સ્ત્રીને અથવા સગાભાઇની પુત્રીને સુવાવડનો પ્રસગ પ્રાપ્ત થાય તે વખતે ઘરના રહેનાર ચુકને ( તમામ ) માણસો તે ઘરથી અલગ ( જૂદા ) જમે, સુવવડવાળા ઘરની સાથે કોઈ જાતનો સબધ રાખે નહિ, તો તેમને (અલગ રહેનારાઓને) સૂતક લાગે કે નહિ ?

**સમાધાન**—શાસ્ત્રકારોના વચન પ્રમાણે જે સ્થાનમા જન્મસૂતકાદિ હોય તે સ્થાનમાજ અશુચિ ગણાય છે, અને વર્ત્તમાનમા રિવાજ પણ એવો છે કે-પ્રસૂતિવાળી બાઇ સર્વથા ભિન્ન સ્થાને રહેલી હોય તો કુટુબીઓને અશૌચ લાગતુ નથી, અને તેથી તે ભિન્ન સ્થાને રહેલા કુટુબીઓ જિનપૂજાદિક કાર્યો કરે છે એ બાબતનો શાસ્ત્રકારોએ વિશેષ ખુલાસો કર્યો હોય એવુ ધ્યાનમા નથી

પ્રશ્ન ૭૦૪—એક જ મોભારે પાચ સાત ઘર હોય અને તેમા વચમાના કોઈ ઘરમા સુવાવડનો પ્રસગ આવે તો બાકીના રહેલા (બાજુના) ઘરોવાળાને સૂતક લાગે કે નહિ ? અને જો સૂતક લાગે તો કેટલા દિવસનુ ? જિનપૂજા કેટલા દિવસે થાય ?

**સમાધાન**—શાસ્ત્રકારોએ સૂતકસ્થાનથી સો હાથ સુધી

અશુચિ ગણી સ્વાધ્યાય વર્જવા માટે સાધુઓને ફરમાન કર્યું છે, તે અનુસારે સૂતકનુ સ્થાન નિકટ હોય તો અપવિત્રતા માનવી એ હિસાબે એક મોભવાળા સ્થાનો વર્જવાનો વ્યવહાર આદર્યો હોય એમ જણાય છે સૂતકના સમયનુ પ્રમાણ દશ દિવસનુ છે એ વિગેરે ઉપર જણાવવામા આવેલુ છે

પ્રશ્ન ૭૦૫—પોતાના ઘરમા મરણુ થાય તો તેનુ કેટલા દિવસનુ સૂતક લાગે ?

સમાધાન—સૂતકને માટે દશ દિવસ વર્જવાની વાત ઉપર જણાવેલી છે તેથી વધારે ઓછુ કરવાનુ આમા કઈ કારણુ જણાતુ નથી

પ્રશ્ન ૭૦૬—પકખી, ચોમાસી તથા સવત્સરી પ્રતિક્રમણુમા મોટી શાતિ અને છેલ્લો લોગસ્સ બોલાયા પછી 'સતિકર' બોલવુજ જોઇએ ?

સમાધાન—'સતિકર' એ નવ સ્મરણમાનુ એક સ્મરણ છે, પાપ હરનાર હોવા સાથે વિઘ્નનુ નિવારક છે પૂર્વપુરૂષોએ તેનુ કથન આચરેલુ છે, અને તેની (સતિકરની) ટીકામા પાક્ષિકને દિવસે તેના પઠનનો ઇસારો છે, માટે તે બોલવુ ઉચિત છે, અનુચિત નથી કેટલાક તરફથી કહેવામા આવે છે કે-એમ પ્રક્ષેપ કરતા ઘણુ વધી જશે પણ આ કથનની આચરણા કરનારા મહાપુરૂષોએ એ નહિ વિચાર્યુ હોય એમ માનવા તૈયાર થવુ, એ યોગ્ય નથી કદાચ મહાપુરૂષોએ કારણુસર વધાર્યુ તો તે સતિકરના અગે કઇ સાવદ્યકરણી હતી કે જેથી નિષેધ કરવાની જરૂર પડી ?

**પ્રશ્ન ૭૦૭**—ભગવાન્ શ્રી મહાવીર દેવના કાનમા ખીલા ઠોકયા ત્યારે તેમના મુખેથી કઇ અવાજ સરખો થયો નહિ, જ્યારે ખીલા કાઢ્યા ત્યારે ભગવાને ચીસ પાડી તો પછી ભગવાન્ શ્રી મહાવીરદેવના વીર્યબળમા વધારો ઘટાડો માનવો ?

**સમાધાન**—ભગવાન્ શ્રી મહાવીર દેવના કાનમા ગોવાળી આએ જે શલાકાઓ ઠોકી તે વખતે માત્ર માંસનુ વિંધાવાપણુ હતુ અને તેથી તે વખતે ભૈરવ શબ્દ ન થયો પણ તે શલાકાઓ કાનમા ઘણી મુદત રહેવાથી માંસ સાથે જોડાઈ ગઇ અને તેથી તે શલાકાઓ ખેંચતી વખત મર્મસ્થાનનો માંસનો ભાગ ખેંચાયો અને તેથી ભૈરવ શબ્દ થયો એમ માનવામા, વીર્યની ન્યૂનાધિકતા માનવાની કાંઈ જરૂર નથી જોકે કીલકના પ્રવેશ અને નિર્ગમનની વખતે ભગવાન્ શ્રી મહાવીરદેવ છદ્મસ્થ અવસ્થામા હોઇ વીર્યની ન્યૂનાધિકતા પણ માનવામા અડચણ નથી, તો પણ કીલકકર્ષણ વખતે થયેલો ભૈરવ શબ્દ તેઓશ્રીના વીર્યની ન્યૂનતા જણાવનારો નથી એમ જણાય છે

**પ્રશ્ન ૭૦૮**— આયંબિલની રસોઈમા હિંગ વપરાય કે નહિ ?

**સમાધાન**—શ્રી વિજયસેનસૂરિજીના કથન મુજબ સુંઠ વિગેરે વાપરવામા જો આયંબિલમા વાંધો નથી તો હિંગમા વાંધો ન હોય તે સ્વાભાવિક છે, અને એ વાત 'બિલવણ સૂંઠિ મરીચ અને સૂઆ, મેથી મચકુ રામઠ કહ્યા' આ સુજ્ઝાયમા જોવાથી સમજી શકાશે તથા પ્રવૃત્તિથી પણ હિંગવાળા પદાર્થો આયંબિલમા દોષકર્તા નથી એમ જણાય છે

**પ્રશ્ન ૭૦૯**—આયબિલ ખાતામા, ધર્માદા ખાતે કાઢેલી ( કાઢવામા આવેલી ) રકમ અપાય કે નહિ ?

**સમાધાન**—સાત ક્ષેત્રમાથી કોઇ પણ ક્ષેત્રમા કોઇ પણ મનુષ્ય કાઇ પણ દ્રવ્યનો ઉપયોગ કરે તે ધર્મ થવાનો માનીનેજ કર છે તપસ્યા કરવાવાળાને તપસ્યાના દિવસે કે પારણાના દિવસ જ જમાડવાનુ કરે કે ભક્તિ કરે તે સર્વે ધર્મ સમજીને જ કરે છે, તેથી તેવી તપસ્યા કરનારા કે પારણા કરનારને કોઇપણ પ્રકારે ધર્માદીઆ ( ધર્માદાનુ ખાનારા ) કહી શકાય નહિ, પણ જેઓ શ્રી જિનેશ્વર ભગવાનના શાસનની શ્રદ્ધા ન ધરાવતા હોય, વ્રત, પચ્ચકખાણ કે તપસ્યામા આદર કરવાવાળા ન હોય, દેવ, ગુરૂ તથા ધર્મના વિરોધી હોય છતા શ્રાવકપણાના નામે કે ધર્મના નામે પૈસાઓ લે કે તેવા પૈસાથી નિર્વાહ ચલાવે તેવાઓનેજ તેવા ( ધર્માદીયા ) કહી શકાય વસ્તુત મોક્ષમાર્ગની આરાધના માટે સાતેય ક્ષેત્રમાથી કોઇ પણ ક્ષેત્રમા જે કઇ પણ દ્રવ્ય-વ્યય થાય તે સર્વ ધર્મમાર્ગેજ વ્યય થયો સમજવો

**પ્રશ્ન ૭૧૦**—ગ્રહાદિના અગર તેવા અન્ય કારણે રવિવારે, મગળવારે કે શનિવાર આયબિલ કરે તો કરનારને આયબિલનુ ફળ મળે કે મિથ્યાત્વ લાગે ?

**સમાધાન**—સમ્યગ્દૃષ્ટિ જીવ પોતાના સમ્યક્ત્વના પ્રભાવે, શ્રી જિનેશ્વર ભગવાને મોક્ષને માટે કહેલી ક્રિયાઓ, અવ્યાબાધ સુખમય એવી મોક્ષની પ્રાપ્તિ માટેજ કરે ઝવેરી કદીયે બોરા સાટે હીરા મોતીને આપી દે નહિ, તેમ સમ્યગ્દૃષ્ટિ આત્મા અવ્યાબાધ એવા મોક્ષને આપનારી ક્રિયા, અનર્થકારક એવા

પૌદ્ગલિક પદાર્થ માટે કરે નહિ, છતા જેઓ તેવી શુદ્ધ શ્રદ્ધાવાળા હોય અને આવત્તિ ટાળવા, લૌકિક ફલની અપેક્ષાએ આયમ્બિલાદિ તપ કે અન્ય ક્રિયાઓ વગેરે કરે તો તે ક્રિયા, તે તપ, તે અનુષ્ઠાન દ્રવ્યરૂપ ગણાય; ભાવરૂપ ગણાય નહિ તથાપિ શ્રદ્ધાની શુદ્ધિ હોય ત્યાસુધી તેવી ક્રિયાઓ વગેરેથી મિથ્યાત્વ જ થઈ જાય છે એમ માનવુ શાસ્ત્રસગત નથી લાગતુ

**પ્રશ્ન ૭૧૧**—ઉપધાનમા સો લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવાનો છે તે લોગસ્સ સપૂર્ણ કે 'ચ દેસુ નિમ્મલયરા' સુધી ?

**સમાધાન**—રાઇ, દેવસિ પ્રતિક્રમણ વિગેરેમા શ્વાસોચ્છ વાસનુ પ્રમાણ હોવાથી એકેક લોગસ્સના 'ચ દેસુ નિમ્મલયરા' સુધી પચ્ચીશ શ્વાસોચ્છ્વાસના હિસાબે અને 'સાગરવરગભીરા' સુધી સત્તાવીશ શ્વાસોચ્છ્વાસનો હિસાબ લઇ પચાસ, સો, એક સો આઠ, ત્રણુસો, પાચ સો વિગેરે શ્વાસોચ્છ્વાસના કાઉસ્સગ્ગમા 'ચ દેસુ નિમ્મલયરા' કે 'સાગરવરગભીરા' સુધી લોગસ્સ ગણાય છે, પણ જ્યા શ્વાસોચ્છ્વાસનુ પ્રમાણ નથી તેવા ઉપધાન, જ્ઞાનપચમી વિગેરેના કાઉસ્સગ્ગમા લોગસ્સ સપૂર્ણ ગણવા જોઇએ

**પ્રશ્ન ૭૧૨**—ગ્રહણની અસજ્ઝાયમા કલ્પસૂત્રનુ વાચન થાય કે નહિ ?

**સમાધાન**—ચદ્ર કે સૂર્ય, બ નેમાથી કોઇનુ પણ ગ્રહણ હોય તો તેમા અસજ્ઝાય છે એ વાત અનેક શાસ્ત્રોથી નિશ્ચિત છે કલ્પસૂત્રના વાચનને અગે 'અસજ્ઝાય સર્વથા ટાળવી જોઇએ' એ પણ શાસ્ત્રમા કહેલુ જ છે અસજ્ઝાય ટગી શકે એવી

ન જ હોય તો કલ્પસૂત્રનુ વાચન, અવશ્ય વાચન ગણી, શ્રી વિજયસેનસૂરિજી મહારાજે વાચવાની છૂટ આપી છે (અસજ્ઝાય ગાળી શકાય તેવી હોય છતા, અને અસજ્ઝાય પહેલા વાચી શકાય તેમ હોય છતા પણ અસજ્ઝાયમા વાચવાનો જેઓ આગ્રહ કરે તેઓ શાસ્ત્રને કેમ ( શી રીત ) આરાધતા હશે તેનો ખુલાસો તેમની પાસેથી મેળવવો )

**પ્રશ્ન ૭૧૩**—ઊંટડીનુ દૂધ ભક્ષ્ય કે અભક્ષ્ય ?

**સમાધાન**—દહીં વિગેરે જેમ કાલાતરે અભક્ષ્ય થાય છે તેમ ઊંટડીનુ દૂધ થોડા પણ કાલાતરે અભક્ષ્ય થાય એ વાત ધ્યાનમા રાખવી, પણ જેમ માખણ વિગેરે વિગઈઓ અભક્ષ્ય છે તેમ ઊંટડીના દૂધની વિગઇ અભક્ષ્ય નથી શાસ્ત્રકારો પણ પાચેય પ્રકારના દૂધને ભક્ષ્ય વિગઈના ભેદ તરીકે જણાવે છે પિંડનિર્યુક્તિ ની ટીકાના નામે જેઓ ઊંટડીનુ દૂધ અભક્ષ્ય ગણાવવા માગે છે તેઓએ તે પ્રકરણને સમજવાની જરૂર છે, કેમકે પ્રકરણના અધિકારની સમજણ વિના ગેરસમજ થાય એ સભવિત છે તે પ્રકરણમા આધાકર્મી અભક્ષ્યપણાનો સિદ્ધાત મુખ્ય છે, અને મેઢી વિગેરેના દૂધમા તો માત્ર અન્યધર્મીની અપેક્ષાએ દ્દષ્ટાત છે, જો તે દ્દષ્ટાતને જૈનમત તરીકે સ્વીકારીએ તો તો મેઢીના દૂધને પણ અભક્ષ્ય જ માનવુ પડે, અને તેથી દૂધની વિગઇ પાચ ભેદે નહિ રહેતા ત્રણ ભેદે જ રહેશે

**પ્રશ્ન ૭૧૪**—ભોગને રોગ તરીકે ગણવાનુ કઇ રીતિએ, કયા દ્દષ્ટાતે કહેવામા આવે છે

**સમાધાન**—જગતમા વ્યાપ્ત તમામ રોગો આહારઆદિના ભોગોપભોગથી જ થાય છે भोगे रोगभय તો યાદ છે ને ?

આહારાદિના ભોગોપભોગ કરનારને જ રોગો હોય છે શાશ્વતી અનાહારદશાને પામેલા ( જેઓ સિદ્ધ તરીકે ઓળખાય છે તે )ઓને જેમ ભોગ નથી ( ઉપભોગ તો હોય જ શાનો ? ) તેમ રોગ પણ નથી રોગના કારણરૂપ ભોગો હોવાથી તે ભોગોને ઉપચારથી રોગો કહેવામા આવે તો તે અવાસ્તવિક નથી વળી વિધવિધ જાતના રોગો થવાથી જેમ તે રોગોની દવા કરવા રોગી વ્યાકુલ થાય છે આતુર બને છે તેવી જ રીતે જીવને, વિષયોને અંગે તૃષ્ણારૂપી રોગ થયા પછી, ભોગ–તૃષ્ણારૂપ વ્યાધિનો વળગાડ વળગ્યા પછી તે, ભોગો મેળવવા તેવો જ આતુર થાય છે આ દષ્ટિએ પણ ભોગોને ઉપમારૂપે રોગો કહેવાય તેમા નવાઇ જેવુ નથી ભોગોમા મનાતુ સુખ વાસ્તવિક સુખ નથી પણ તે માત્ર દુ ખનો પ્રતિકાર છે રોગના પ્રતિકારમા જેમ દુ ખ નિવારણ યોગે સુખબુદ્ધિ થાય છે તેવી જ રીતે ઇંદ્રિયોના વિષયોના ભોગોમા પણ પ્રતિકારને જ સુખ માનવામા આવે છે આ દષ્ટિએ ભોગ તથા રોગ એક સ્વભાવના હોવાથી ભોગને રાગ કહેવામા આવે છે

મનુષ્ય ખાવાના સુખ માને છે પણ વસ્તુત ખાવા ( ભોજન )મા સુખ નથી પેટમા પડેલો ખાડો પૂરાય છે તે સુખ છ જો ખાવામા સુખ હોય તો તો ખાવાથી વિરમવાનુ હોત નહિ, કિન્તુ અધિક ખાવામા અધિક સુખ થાત પણ તેમ થતુ નથી એ તો અનુભવસિદ્ધ જ છે કે અધિક ભોજન કરવાથી સુખ તો દૂર રહ્યુ, ઊલટુ અજીર્ણ, જ્વરાદિ રોગો પ્રાપ્ત થાય છે જેમ જેમ ખવાય તેમ તેમ સુખ, એમ નથી, પણ પેટનો ખાડો પૂરાયો, ક્ષુધાના સકટનુ નિવારણ થયુ

તનેજ સુખ માનવામા આવ્યુ છે તેવીજ રીતિએ કઠશોષણ (તૃષા)ને નિવારવા જલપાન સુખરૂપ મનાયુ છે તૃષા છિપાતા કોઈ પણ મનુષ્ય અધિક પાણી પીતો નથી જે મનુષ્ય શીતલતા વગેરેના લોભે અધિક જલપાન કરે છે તેને આફરો કે ઉલટીની આપત્તિ વહોરવી પડે છે સ્પર્શેન્દ્રિયને અગે પણ ઠડક અને તાપ પણ તેટલા જ પ્રમાણમા અનુકૂળ લાગે છે કે જેટલા પ્રમાણમા બફારો કે ઠડીના વિકારો પ્રાપ્ત થયા હોય તેથી જ અતિશય તાપ કે અતિશય ઠડક જીવોને સુખરૂપ થતા નથી તાત્પર્ય કે ટાઢ કે તાપ પોતે જો સુખરૂપ હોત તો ટાઢ કે તાપના વધારાની સાથે સુખનુ પ્રમાણ પણ વધવુ જોઇએ, પણ એમ થતુ નથી એ અનુભવસિદ્ધ છે આજ પ્રમાણે ઘ્રાણ, કર્ણ અને ચક્ષુરિન્દ્રિયને અગે પણ સમજી લેવુ તે તે ઇદ્રિયોના વિષયોને અગે પણ જરૂરિયાત પ્રમાણે ગધ, શબ્દ અને રૂપ સુખ કરનારા થાય છે પ્રમાણથી અધિક આવેલો શબ્દ શ્રોત્રને બધિર કરે છે, આવશ્યકતાથી અધિક પ્રમાણમા આવેલુ તેજ ચક્ષુનું સામર્થ્ય ઓછુ કરે છે તેમજ વધારે પડતો ગધ પણ નાસિકામા મસા વિગેરે કરી હેરાનગતિ ઊભી કરે છે પાચેય ઇંદ્રિયોના પાચેય વિષયો માત્ર માત્રા(પ્રમાણ)ના હિસાબે સુખ કરનારા નથી પણ તૃષ્ણા(તૃપ્તિ)ના હિસાબેજ સુખ કરનારા છે ભોગો દુખદાયક છે એમ સમજવામા આવે અને ઉત્કટ પરિસ્થિતિનું કારણ પ્રથમથી જ ભોગનો સામાન્ય પ્રસગ છે એમ સમજાય તો એ સ્પષ્ટ છે કે ભોગોજ રોગો છે ભોગો રોગો જ છે

પ્રશ્ન ૭૧૫—શ્રી જિનમદિરને બનાવવા માટે કે મદિ

જીવો અત્યત દયા સાધનારા બની જાય, આત્મકલ્યાણ સાધી જાય ! કારણ કે તે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સ્વજાતીય કે અ ય જાતીય, કોઈપણ જીવોની હિસા કરતા નથી એટલુ જ નહિ પણ પોતાની હિસાની અપેક્ષાએ થતા કર્મોનુ પણ પોતે કારણ બનતા નથી તેમ બની શકે તેમ નથી કારણ કે તે જીવોના શરીરો એટલા બધા બારીક છે કે પરસ્પર નથી નાશ થતો એટલે નથી તો પોતાથી નાશ થતો, નથી બીજાથી નાશ થતો તેમજ પોતે નથી બીજાઓને નાશ કરી શકતા ત્યારે મુદ્દો એ છે કે, હિ સાનુ સ્વરૂપ પ્રાણનો ઘાત કરવો એ નથી, તેમ દયાનુ સ્વરૂપ પ્રાણનો ઘાત ન કરવો તે પણ નથી અર્થાત્ તે વ્યાખ્યા આટલી માત્ર નથી પરન્તુ જૈન શાસ્ત્રકારના મુદ્દા પ્રમાણે, જીવોના પ્રાણોને બચાવવાની બુદ્ધિપૂર્વક, બચાવ વાને માટે કરાતા પ્રયત્નોને જ દયા કહેવામા આવે છે, અને તેવા ( બચાવવાના ) પ્રયત્નો ન કરવામા આવે તો જે પ્રવૃત્તિથી અન્ય જીવની હિસા ન પણ થાય તથાપિ તે પ્રવૃત્તિમા શાસ્ત્રકારો હિ સા માને છે અને એટલા જ માટે આચાર્ય મહારાજ શ્રી શય્યભવસૂરિજી જણાવે છે કે–जय चरे जय चिट्ठ जयमासे जय सए जय भुज्जतो भासतो पाव कम्म न बधइ । અર્થાત્ કોઈ જીવની વિરાધના ન થાય તેવી બુદ્ધિપૂર્વક, તેવી કાળજીપૂર્વક ચાલતો, ઊભો રહેતો, બેસતો, સૂતો, ખાતો, પીતો કે બોલતો મનુષ્ય પાપકર્મ બાધતો નથી આ ગાથાના ભાવાર્થ( રહસ્ય )ને વિચારનારો મનુષ્ય સ્પષ્ટતયા સમજી ના વગેરેની ક્રિયામા હિસાનુ સર્વથા છૂટવુ ક્રિયાઓમા શાસ્ત્રકારે પાપકર્મના બ ધનો ર્મનો બ ધ થતો નથી ' એમ જાણવુ )

સ્વાભાવિક રીતે બની જતી નથી શ્રી વર્દ્ધમાનતપ આદિના સામાન્ય ઉપદેશ કે આદેશમા દોષ નથી એમ અત્ર જણાવવાથી કોઇએ એમ ન સમજવુ કે, જે મુનિઓ ચૂલાની કે હાથ્રા વિગેરેની સગવડો કરાવવા તૈયાર થાય છે તેઓને અનુમોદન આપીએ છીએ સાધુઓની ફરજ છે કે કોઈ પણ ઉપદેશ કે આદેશમા સાધુતાનુ લક્ષ્ય ચૂકે નહિ

પ્રશ્ન ૭૧૭—રાત્રે આહારપાણીમા કઇ કઇ ઇદ્રિયોના જીવો ઉત્પન્ન થાય છે કે જેથી તે અભક્ષ્ય ગણાય છે ?

સમાધાન—સૂત્રકાર અને પચાગીકાર વિગેરેના વ્યાખ્યાન પ્રમાણે આહાર પાણીમા રાત્રે જીવોત્પત્તિ થાય છે એમ જણાતુ નથી જો કે રાત્રે આહારપાણીમા કુથુવા, કીડી વિગેરેનુ ચઢવુ પડવુ થયુ હોય તો પણ તે ન જણાય (દેખાય) એ સ્વાભાવિક છે અને તેથી જીવદયાને તત્ત્વ તરીકે ગણનારો મનુષ્ય, રાત્રિને વખતે તે સૂક્ષ્મ જીવોની દયા પાળવી અશક્ય હોવાથી ભોજન કે પાન કરી શકે જ નહિ યાદ રાખવાની જરૂર છે કે-જૈન શાસ્ત્રકારો ખુદ જીવના પ્રાણોના નાશને હિસા તરીકે કે અનાશ( નાશ રહિતપણા )ને દયા તરીકે ગણતા નથી કેમકે જો તેમ ગણે ( ગણાય ) તો સયોગી તથા અયોગી કેવલિપણામા પણ દ્રવ્યથકી હિસાનો પ્રસગ હોઇ પાપકર્મનો બધ માનવો પડે અને નદી, સમુદ્ર વગેરે જેવા કેવળ અપ્કાયના જીવોથી ભરેલા સ્થાનોમા સિદ્ધિ પામવાનો વચન રહે જ નહિ, અને એ રીતે તો પચમહાવ્રતધારી સાધુ મહાત્માઓ કરતા પણ હિસાને સર્વથા ટાળનારા ( એટલે કે સર્વથા હિસા, પોતે જાતે નહિ કરનારા ) સૂક્ષ્મ એકેદ્રિય

જીવો અત્યંત દયા સાધનારા બની જાય, આત્મકલ્યાણ સાધી જાય! કારણ કે તે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સ્વજાતીય કે અન્ય જાતીય, કોઈપણ જીવોની હિંસા કરતા નથી એટલું જ નહિ પણ પોતાની હિંસાની અપેક્ષાએ થતા કર્મોનું પણ પોતે કારણ બનતા નથી તેમ બની શકે તેમ નથી કારણ કે તે જીવોના શરીરો એટલા બધા બારીક છે કે પરસ્પર નથી નાશ થતો એટલે નથી તો પોતાથી નાશ થતો, નથી બીજાથી નાશ થતો તેમજ પોતે નથી બીજાઓનો નાશ કરી શકતા ત્યારે મુદ્દો એ છે કે, હિંસાનું સ્વરૂપ પ્રાણનો ઘાત કરવો એ નથી, તેમ દયાનું સ્વરૂપ પ્રાણનો ઘાત ન કરવો તે પણ નથી અર્થાત્ તે વ્યાખ્યા આટલી માત્ર નથી પરન્તુ જૈન શાસ્ત્રકારના મુદ્દા પ્રમાણે, જીવોના પ્રાણોને બચાવવાની બુદ્ધિપૂર્વક, બચાવવાને માટે કરાતા પ્રયત્નોને જ દયા કહેવામા આવે છે, અને તેવા ( બચાવવાના ) પ્રયત્નો ન કરવામા આવે તો જે પ્રવૃત્તિથી અન્ય જીવની હિંસા ન પણ થાય તથાપિ તે પ્રવૃત્તિમાં શાસ્ત્રકારો હિંસા માને છે અને એટલા જ માટે આચાર્ય મહારાજ શ્રી શય્યભવસૂરિજી જણાવે છે કે-जय चरे जय चिट्ठ जयमासे जय सद्दो, जय भुज्जतो भासतो पाव कम्म न बधइ । અર્થાત્ કોઈ જીવની વિરાધના ન થાય તેવી બુદ્ધિપૂર્વક, તેવી કાળજીપૂર્વક ચાલતો ઊભો રહેતો, બેસતો, સૂતો, ખાતો, પીતો કે બોલતો મનુષ્ય પાપકર્મ બાધતો નથી આ ગાથાના ભાવાર્થ( રહસ્ય )ને વિચારનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકશે કે ચાલવા વગેરેની ક્રિયામા હિંસાનું સર્વથા છૂટવું અશક્ય છતા પણ તે ક્રિયાઓમા શાસ્ત્રકારે પાપકર્મના બંધનો પણ ઈન્કાર કર્યો ( 'પાપકર્મનો બંધ થતો નથી ' એમ જાણવું )

તે કેવલ જીવોની રક્ષા કરવાની બુદ્ધિપૂર્વકની કાળજી (જયણા)ને જ આભારી છે, અને તેથીજ શાસ્ત્રકારે ઉપર્યુક્ત ગાથામા 'जय' પદને વિશેષણ તરીકે ગણી તેનો ઉપયોગ વારવાર કરવામા આવ્યો છે, ક્રિયાવાચક દરેક શબ્દ સાથે વિશેષણને જોડવામા આવ્યુ છે રહસ્ય એ છે કે-દરેક ક્રિયામા શરૂઆતથી સમાપ્તિ સુધી જયણાની બુદ્ધિ રહે તો જ પાપ બધનથી બચી શકાય ચાલવા વગેરે ક્રિયાપાત્રમા જયણા બુદ્ધિ રાખવાથી પાપકર્મ નથી બધાતુ, એમ કહેવાથી જયણા નહિ કરવામા પાપકર્મ બધાય એ વાત સહેજે સમજાય તેવી છતા પણ, 'જયણા બુદ્ધિ વગર ચલનાદિક ક્રિયા કરનારાને પાપ બધાય છે' એમ ચોખ્ખા શબ્દોમા જણાવતા છતાય જણાવવામા આવે છે કે-જીવોને બચાવવાની બુદ્ધિ સિવાય, યતના સિવાય ચાલવુ વગેરે ક્રિયા કરનારો મનુષ્ય પ્રાણ અને ભૂતોનો એટલે કે ત્રસ તથા સ્થાવરનો જરૂર હિંસક બને છે ધ્યાન રાખવાની જરૂર છે કે બચાવવાની બુદ્ધિ વિના પણ યતી ચલનાદિની તમામ ક્રિયામા પ્રાણ અને ભૂતોની હિંસા થાયજ છે ( પ્રાણ અને ભૂતો મરેજ છે ) એમ નથી-એવો નિયમ નથી, કેમ કે તેવી બુદ્ધિ ન હોવા માત્રથી ક્રિયા માત્રમા સર્વ જીવો આવી જાય, મરી જાય એમ હોતુ નથી ( બનતુ નથી ), છતાય શાસ્ત્રકાર મહારાજ તો, તેવી રક્ષા-બુદ્ધિ વિનાની તમામ પ્રવૃત્તિમા પ્રાણ તથા ભૂતોની હિંસા માને છે, એટલે યતના વગરની સર્વ ક્રિયાએ પ્રાણ અને ભૂતોની હિંસામય છે એમ જણાવે છે, અને તેથી નિશ્ચિતપણે સમર્થન કરે છે કે-જયણા બુદ્ધિનો અભાવ એ જ પ્રાણ અને ભૂતોની હિંસા છે ચાલવા વગેરેની દરેક ક્રિયાના આરભ,

મધ્ય કે અન્ત્ય ભાગમા પણ બચાવવાની બુદ્ધિના અભાવરૂપ અજયણાની સ્થિતિ હોવી જોઈએ નહિ તેથી જ પાપબધના કારણરૂપ જણાવાતી, ચાલવા વિગેરના દરેક ક્રિયાવાચક શબ્દ સાથે ' जय પદ વિશેષણ તરીકે જોડવામા આવ્યુ છે ' अजय ।હિ પણ ' जय '

ઉપર જણાવ્યા પ્રમાણે જીવોને બચાવવાના પરિણામરૂપ જયણાના અભાવથી એક અપેક્ષાએ આરોપિત કરાયેલી પ્રાણ અને ભૂતની હિસા થાય છે પણ જયણા બુદ્ધિપૂર્વક કરાતી ચલનાદિ પ્રવૃત્તિમા સાક્ષાત્પણે થતી હિસાને કોઈક અપેક્ષાએ દ્રવ્યહિસા ગણીને કદાચ તેનો અલ્પપાપબધ રૂપ વિપાક માનવામા આવે અથવા તો न य तस्य तन्निमित्तो बधो सुहु मोऽवि देसिओ समये અર્થાત્ ઈર્યાસમિતિવાળા સાધુને ચાલતા પગ નીચે આવેલા કચરાઈને મરી ગયેલા જીવની હિસા થાય છતા તેમા સૂક્ષ્મ પણ બધ નથી એવા ભગવાન્ નિર્યુક્તિ કારના વચનથી હિસા અને પાપ માનવામા ન આવે તેમજ અપ્રમત્ત સાધુનુ સર્વથા અનારભકપણુ છે તેમજ પ્રમત્ત સાધુનુ પણ શુભયોગને આશ્રીને અનારભકપણુ છે એ વાત શ્રી ભગવતીસૂત્રમા છે તેથી જીવને બચાવવાની બુદ્ધિપૂર્વક ચલનાદિ ક્રિયા કરનાર સાધુને સર્વથા પાપનો બધ થતો નથી એમ નક્કી થાય છે શ્રી દશવૈકાલિકમા જીવોને બચાવવાની બુદ્ધિ સિવાય કરાતી ચલનાદિક ક્રિયામા પ્રાણ અને ભૂતની હિસાનો નિયમ માન્યો છે એટલુ જ નહિ પણ તે સભવિત હિસાને સાક્ષાત્ હિસા થયેલી ગણી તે ગણાયેલી હિસાનુ પરિણામ શાસ્ત્રકારોએ बधई पावय कम्म એમ કહી તે સભવિત હિસાવાળી પ્રવૃત્તિમા જીવોને બચાવ

વાની બુદ્ધિ નહિ રાખનારો મનુષ્ય પાપને બાંધેજ છે એમ જણાવે છે વળી શાસ્ત્રોમા સ્પષ્ટપણે જણાવે છે કે-પ્રમત્તદશામા આકુટ્ટીએ કરેલુ પાપકર્મ તે જ ભવમા ભોગવાઇ જાય છે, અર્થાત્ તે આકુટ્ટીએ કરાયેલા કર્મના ફળો ભવાતરમા વેદવા પડતા નથી એમ કહી જયણાબુદ્ધિપૂર્વક પ્રવર્તવાવાળા પ્રમત્ત સાધુના પાપ કરતા પણ આ બચાવવાની બુદ્ધિરૂપ જયણારહિત પણે પ્રવર્તવાવાળા સાધુને થયેલી સભાવિત પ્રાણ અને ભૂતની હિંસાના પાપકર્મોને માત્ર તે ભવમા વેદવાલાયક નહિ ગણાવતા ભવાતરમા તેના કટુક ફળો ભોગવવા પડશે એમ तसे होइ कडुअं फलं એવા વાકયથી સ્પષ્ટપણે જણાવે છે આ બધી રક્ષાબુદ્ધિ અને રક્ષાબુદ્ધિના અભાવની હકીકતને બરાબર સમજનારો મનુષ્ય સ્પષ્ટપણે સમજી શકે તેમ છે કે રાત્રિના વખતમા સૂક્ષ્મ જીવોની જયણા કરવી અશકય હોવાથી તે વખતે ભોજન કરનારા મનુષ્યથી કોઇ પણ જીવની હિંસા કદાચ ન પણ થાય તો પણ તે પ્રાણ અને ભૂતોનો હિંસક જ છે અને તેથી ભવાતરે કટુક વિપાકો આપે તેવા પાપકર્મોને તે બાંધેજ છે આ હકીકત છદ્મસ્થ જીવો કે જેઓને રાત્રિના વખતે જીવોની જયણા માટે અશકયપણુ છે તેઓને અગે જણાવી, પણ લોકાલોકને કરામલકવત્ દેખનારા કેવલજ્ઞાની મહારાજાઓ પણ તે રાત્રિભોજનને દુષ્ટતમ ગણીને તેનો પરિહાર કરે છે, એટલે જ્યારે લોકાલોકના પ્રકાશક ભગવાન્ કેવળી મહારાજાઓ પણ રાત્રિના વખતનુ ભોજન અને પાન વર્જવા લાયક ગણે તો અન્ય જીવોને તે રાત્રિભોજન સર્વથા વર્જ્ય હોય તેમા આશ્ચર્ય જ શુ ? સૂત્ર અને પચાગીને આધારે આ હકીકત છતા કોઇક છૂટા પાનામા એવી ગાથા પણ હોય છે કે-

જેના આધારે રાત્રિએ રખાયેલા અન્નપાણીમા વિકલેન્દ્રિય જીવોની ઉત્પત્તિ થાય છે એમ માનવુ પડે અને આવા કોઇ કારણથીજ પચ મહાવ્રતધારીઓને માટે પ્રથમ દિવસે લીધેલુ અને તે રાત્રિએ પોતાની પાસે રાખીને બીજે દિવસે ખાવામા આવે તેમા તથા ગૃહસ્થ પાસેથી રાત્રિની વખતે વહોરીને પણ બીજે દિવસે ખાવામા આવે તો તેને રાત્રિભોજન માનેલુ છે એમ કહી શકાય સૂત્રકાર અને પચાગીના હિસાબે તો તેમા સન્નિધિ નામનો દોષ ગણીને જ રાત્રિભોજન ગણવામા આવ્યુ હોય એમ જણાય છે

**પ્રશ્ન ૭૧૮**—સુકાયેલુ આદુ એટલે સુઠ જો ખાવાના ઉપયોગમા લઇ શકાય છે તો તે પ્રમાણે બટાટા વિગેરે બીજા કદમૂળ પણ સૂકવીને વાપરવામા શી અડચણ ?

**સમાધાન**—સુઠ એ એક હળવા ઔષધ ( સામાન્ય ઔષધ ) તરીકે ઉપયોગમા લેવામા આવે છે, તે કાઇ શાકની માફક વધારે પ્રમાણમા લઇ શકાતી નથી, બટાટા પ્રમુખ બીજા કદમૂળો તો આસક્તિથી ખાવામા આવે છે, વધારે પ્રમાણથી વપરાય છે અને તેથી ઘણાજ જીવોની હિંસાનો પ્રસગ રહેલો છે

**પ્રશ્ન ૭૧૯**—પર્યુષણા પછી ભાદરવા સુદિ આઠમના રોજ સામાચારી કેટલાક સ્થાને વાચવામા આવે છે તથા કેટલાક સ્થાને તે વચાતી નથી તો તે બેમા વ્યાજબી શુ ?

**સમાધાન**—સામાચારી સવત્સરીના દિવસે જ સભા સમક્ષ વચાય કોઇ સ્થાને અષ્ટમીના દિવસે વચાય છે પણ તે ઠીક નથી, સવત્સરીના દિવસે બારસાસૂત્ર વાચતી વખતે છે તે સામાચારી અર્થ સહિત વાચી સભળાવવી યોગ્ય છે

**પ્રશ્ન ૭૨૦**—ચતુર્વિધ સંઘમાં કલ્પસૂત્ર, બારસામૂલ સૂત્ર વાચવાનો અધિકારી કોણ ?

**સમાધાન**—યોગવહન કર્યા હોય એવા સાધુનેજ મુખ્યતાએ ચતુર્વિધ સંઘ આગળ કલ્પસૂત્ર, બારસા મૂલ સૂત્ર વાચવાનો અધિકાર છે

**પ્રશ્ન ૭૨૧**—સાધ્વીજી મહારાજ શ્રાવક સમુદાયસન્મુખ વ્યાખ્યાન કરી શકે કે નહિ ?

**સમાધાન**—મુનિમહારાજ ન હોય તો સાધ્વીજીઓ બાઈઓની સામે વ્યાખ્યાન કરે, પુરુષો તો પડખે બેસી સાભળે તે વાત જૂદી છે સાધ્વીઓ સાધ્વીઓ પાસે વાચે તે સૂત્રવિહિત છે

**પ્રશ્ન ૭૨૨**—સાધ્વીજી મહારાજ પુરુષોના મસ્તક પર વાસક્ષેપ કરી શકે ?

**સમાધાન**—ધર્મક્ષેત્રમા પુરુષ પાત્રની શ્રેષ્ઠતા હોઇ સાધ્વીજી પુરુષના મસ્તક પર વાસક્ષેપ કરે તે ઉચિત નથી

**પ્રશ્ન ૭૨૩**—હાલમા ચદરવા પુઠીયામા જે સ્થૂલિભદ્રજી, ગૌતમસ્વામીજી, ઈલાયચીકુમાર, નવપદજી મહારાજ, વજ્ર સ્વામીજી, જબુસ્વામીજી વિગેરે મહાન્ પ્રભાવિક પુરુષોના જે આલેખનો ( ચિત્રો ) જરી વિગેરેના કરવામા આવે છે તે શું યોગ્ય છે ? કેમકે તે ચદરવા મુનિમહારાજના પાછલના ભાગમા બધાતા હોવાથી મહાપુરુષોની આશાતનાનો પ્રસગ આવે છે તો ઉચિત શુ છે ?

**સમાધાન**—આજે ચદરવા પુઠીયામા જે એવા મહા પ્રભાવક પૂર્વપુરુષોના આલેખનો ( ચિત્રો ) ભરાય છે તે

ઉચિત નથી. આવા પૂર્વપુરુષો જેઓ આરાધ્ય છે તેમના ચિત્રો પાછલના ભાગમા રહે, સાધુઓ ત્યા પુઠ કરીને બેસે તે ઉચિત નથી લાગતુ, માટે તે આલેખનોમા પરિવર્તનની આવશ્યકતા છે સૂર્યમુખી, ચદ્રમુખી, નવી નવી જાતની વેલો, ચૌદ સ્વપ્ના, અષ્ટમગલિક વગેરે આલેખવામા આવે તો તે વ્યાજબી લાગે છે આરાધ્ય મહાપુરુષોના ચિત્રોને (આલેખનોને) આરાધનાના સાધનમા ગોઠવવા તે ઠીક નથી સાધ્યને સાધનમા ખેચી જવુ વ્યાજબી નથી

**પ્રશ્ન ૭૨૪**—બાર વ્રતો સપૂર્ણ ન ઉચ્ચરવા હોય, ઓછાવત્તા વ્રતો ઉચ્ચરવા ( સ્વીકારવા ) હોય તો નાણુ માડવી તે ઉચિત ખરુ કે ?

**સમાધાન**—નદીથી જેટલા વ્રત લેવા હોય તેટલા લઈ શકાય છે સમ્યક્ત્વ માત્ર પણ ઉચ્ચરી શકાય છે

**પ્રશ્ન ૭૨૫**—આવશ્યક વૃત્તિકાર ભગવાન્ શ્રી હરિભદ્ર સૂરિજી મહારાજ ' रुप्प पत्तेयबुद्धा० ' એ ગાથાની વ્યાખ્યા કરતાં પ્રત્યેકબુદ્ધો એકલા રૂપા જેવા એટલે છાપ વગરના રૂપા જેવા હોય છે, પણ માત્ર અતર્મુહૂર્ત જેટલા વખત સુધી દ્રવ્યલિગ ન ગ્રહણ કરે ત્યારે જ તેમને માત્ર રૂપા જેવા સમ જવા એમ જણાવે છે, જ્યારે પ્રજ્ઞાપના તથા નદીજીની વ્યાખ્યામા પ્રત્યેકબુદ્ધોને દેવતાએ વેષ આપેલો હોય અથવા શાસ્ત્રોમા रुप्प पत्तेयबुद्धा એમ જણાવી પ્રત્યેકબુદ્ધોને વેષ-રૂપ છાપ વિનાના કેવળ ગુણસ્વરૂપ રૂપાવાળા જણાવેલા છે તો તે બે ગ્રથોનો અવિરોધ કેવી રીતે સમજવો ?

**સમાધાન**—હવે પત્તેયબુદ્ધા એ પદથી યાવત્ પ્રત્યેક બુદ્ધોને માત્ર રૂપાની માફક ગુણવાળા જ લેવા હોય ત્યારે તો બધા પ્રત્યેકબુદ્ધોમા જેઓ દેવતાએ દીધેલા વેષને ગ્રહણ કરે છે તે પણ અંતર્મુહૂર્ત જેટલો વખત તો જરૂર દ્રવ્યલિંગ વગરના જ હોય છે, ને લિંગને નહિ લેનારા પ્રત્યેકબુદ્ધોને તો વેષ કોઇપણ વખત હોતો નથી, એટલે અંતર્મુહૂર્ત જેટલો વખત તો કોઇપણ પ્રત્યેકબુદ્ધને વેષ હોય જ નહિ એ પ્રમાણે જ્યારે આવશ્યક વ્યાખ્યાકારે વ્યાપકપણે ત્યા વ્યાખ્યા કરી ત્યારે નદીજી આદિમા સંભવપણે વ્યાખ્યા ધારીને જણાવ્યુ કે-વેષરૂપ છાપ વિનાના કેવળ રૂપા તુલ્ય સાધુપણાના ગુણમા રહેનારા હોય તો માત્ર પ્રત્યેકબુદ્ધો જ છે અર્થાત્ પ્રત્યેક બુદ્ધોમા જ માત્ર સાધુપણાના વેષ સિવાય સાચા સાધુપણાનો સંભવ ગણાય આવી રીતે વ્યાપક અને સંભવની અપેક્ષાએ લેવાથી બન્ને પાઠ મળતા થશે

**પ્રશ્ન ૭૨૬**—નવકારસીના પચ્ચકખાણવાળો સેવા-પૂજા કરીને પચ્ચકખાણ પારે તેમા લાભ છે કે તે પચ્ચકખાણ પારીને સેવા-પૂજા કરે તેમા લાભ ?

**સમાધાન**—પચ્ચકખાણ એ વિરતિરૂપ હોવાથી ભાવ પૂજાનુ અંગ છે, અને તેમા પણ નવકારસી પચ્ચકખાણ તો રાત્રિભોજનવિરમણવ્રતના કાંઠારૂપ છે, માટે તેને દ્રવ્યપૂજા કરતા ન્યૂન ગણાય જ નહિ અને દ્રવ્યપૂજાનુ કાર્ય પણ ધર્મ રૂપ હોવાથી તેમા જાણી જોઇને વિલંબ કરવો તે ઉચિત નથી એમ સમજી દ્રવ્યપૂજામા નવકારસી પારવાની જરૂર છે એમ માનવુ નહિ, છતા કોઇને જો મુખમાથી તેવી વાસ નીકળતી

હોય અને તેથી નવકારસીનું પચ્ચકખાણ પારીને પૂજા કરવાનો વિચાર થાય તો તે પણ અયોગ્ય નથી, પણ વધારે લાભ પચકખાણ સહિતની વહેલી થયેલી પૂજામાં છે એ સમજવું જોઇએ

પ્રશ્ન ૭૨૭—કેટલાક અલૂણા આયંબિલ કરે છે તો આયંબિલમાં જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ એવા કેટલા અને કયા પ્રકારો છે?

સમાધાન—આયંબિલમાં અનાજમાં નાખેલું કે જુદું અચિત્ત એવું લવણ ખપતું નથી એવું ધારીને જેઓ અલુણું આયંબિલ કરતા હોય તેઓ તો શાસ્ત્રથી વિપરીત શ્રદ્ધાવાળા છે શાસ્ત્રોમાં વૃત્તિના અધિકારમાં લોણાસાયણમવિ એવો ચોકખો લેખ છે અને કોઇ પણ સ્થાને આયંબિલમાં લવણ ન લેવાય એવો લેખ નથી આયંબિલમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ભાગા ધાન્ય અને તેના ઓસામણની અપેક્ષાએ કહેલા છે

પ્રશ્ન ૭૨૮—સ્ટીમર સમુદ્ર કિનારે ઉભેલી હોય તો સાધુથી તે સ્ટીમર, તેના પર ચઢીને જોવા જવાય? શ્રાવક જાય તો તેને અતિચાર લાગે ખરો?

સમાધાન—સાધુને કોઇ પણ બાહ્ય પદાર્થના રૂપો દેખવા જવું એ કલ્પતું જ નથી તો પછી જલમાં રહેલી સ્ટીમરને જોવા જવી એ તો કલ્પે જ શાનું? કોઇપણ પ્રકારના વાહનમાં ચઢવાની સાધુને મનાઇ છે ચક્રાવો ખાવા છતાં પણ ઉતરી ન શકાય તોજ નદીમાં પણ, એત્રાંતરે યતો સયમ નિર્વહી અને ધર્મનો ઉદ્યોત ધ્યાનમાં રાખીનેજ, નાવ વગેરેમાં

બેસવાનુ હોય છ શ્રાવકને પણ તેવી રીતે જોવા જવુ તે અનર્થદ ડ રૂપજ છ

પ્રશ્ન ૭૨૯—ગઇ દીવાળીમા કેટલાકે તેરશ તથા ચૌદશના છઠ્ઠ કર્યો તથા કેટલાકે ચૌદશે તથા અમાસનો છઠ્ઠ કર્યો તાત્પર્ય શુ ?

**સમાધાન**—ગઇ દીવાળી લોકોએ ચૌદશની જ કરેલી છે દીવાળીનુ પર્વ લોક કર તેને અનુસારેજ કરવુ એમ યાત્રીરક્ષાનનિર્વાણ કાય લોકાનુગેરપિ એ વચનને અનુસારે, દીવાળીનુ પર્વ લોકોને અનુસરીને થાય છે અર્થાત્ બીજા તીર્થંકરોના સર્વ ક યાણકો તથા ભગવાન મહાવીરના બીજા ક યાણકો નક્ષત્રને અનુસારે થતા નથી પરન્તુ કેવળ તિથિને ઉદ્દેશીનેજ થાય છે, છતા ભગવાન શ્રી મહાવીરદેવનુ નિર્વાણ કલ્યાણક અમાસ ( તિથિ ) ને કે નક્ષત્રને પણ ઉદ્દેશીને નહિ કરતા લોકો જે તિથિએ દીવાળી કરે છે તે તિથિએ દીવાળી કરવી અને દીવાળીને દિવસે છઠ્ઠનો બીજો ઉપવાસ અને નિર્વાણ ક યાણક વખતે છઠ્ઠ તથા સોલ પહોરના પૌષધની સપૂર્ણતાનો વખત આવવા જોઇએ, કેમકે તે છઠ્ઠ અને સોલપહોરી પૌષધ શ્રીમહાવીરદેવના નિર્વાણકલ્યાણકનેજ ઉદ્દેશીને છે, માટે લોકોને અનુસરીને તેરશ ચૌદશે દીવાળી કરી છઠ્ઠ થયા તે વ્યાજબી છે

પ્રશ્ન ૭૩૦—સાધુથી વાસક્ષેપથી જ્ઞાનની પૂજા કરાય કે કેમ ?

**સમાધાન**—વાસક્ષેપથી પૂજન કરવુ તે દ્રવ્યપૂજા છે અને તેથી સેનપ્રશ્નમા પૌષધવાળાને અગે કલ્પસૂત્ર સબધી વાસ

ક્ષેપની પૂજાનો નિષેધ કરેલો છે પણ શ્રી વિજયલક્ષ્મીસૂરિજીએ જ્ઞાનપંચમીના દેવવંદનમાં વાસક્ષેપથી પૂજાને નિશ્ચય ગણી સામાયિક પૌષધવાળાને વાસક્ષેપથી પુસ્તકનું પૂજન કરવાની સૂચના કરી છે, માટે વાસક્ષેપથી પુસ્તકનું પૂજન કરનાર સાધુ અને પૌષધવાળાઓને જેમ ઉલ્લાસ થાય અને યોગ્ય લાગે તેમ કરે, તેમાં ચર્ચા કરવાનું કારણ જણાતું નથી

પ્રશ્ન ૭૩૧—બીજ પંચમી, અષ્ટમી, એકાદશી તથા ચાદશના ચૈત્યવંદનો, સ્તવનો, થોયો દેરાસરજીમાં ચૈત્યવંદન કરતાં પ્રભુજી સન્મુખ કહેવાય કે નહિ ?

સમાધાન—સર્વ પર્વની આરાધના શ્રીત્રિલોકનાથ તીર્થ કરના ઉપદેશથી જાણવામાં આવી છે અને તે પર્વની આરાધના કરનારો મનુષ્ય ત્રિજગત્પૂજ્ય શ્રીતીર્થંકરનો ઉપકાર માની અનુવાદ રૂપે તે તે તિથિઓના સ્તવનો વિગેરે ચૈત્યવંદન કરતાં દહેરામાં કહે તેમાં આશાતના કે અનુચિતતા નથી કેટલાક વિધિના સ્તવનોમાં ભવ્યોને ઉપદેશરૂપે અને પર્વના મહિમા રૂપે અધિકારો આવે છે, પણ અનુવાદરૂપે તે સ્તવનો આદિ કહેવામાં કોઈ જાતનો અડચણ જણાતી નથી

પ્રશ્ન ૭૩૨—શ્રી ભગવતીસૂત્ર (શ ૨૦, ઉ ૨–) માં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના અભિવચનો આપેલા છે, તો અહિં અભિવચનથી શું સમજવું ? ટીકાકાર શ્રી અભયદેવસૂરિ એનો અર્થ 'પર્યાય' કરે છે તો એ હકીકત કેવી રીતે સંગત થાય છે ? શું પ્રાણાતિપાતવિરમણાદિને ધર્માસ્તિકાયના પર્યાયરૂપે ગણાવાય ? અને જો ગણાવાય તો તે કયા નયના આધારે ? અને તેમ થતાં ધર્માસ્તિકાયના સ્વરૂપમાં ભિન્નતા આવે તેનું શું ?

સમાધાન—જૈન શાસ્ત્રોમા એકજ વસ્તુને કહેનારા પર્યાયો જ્યા આપવામા આવે છે ત્યા 'એકાર્થિક,' 'અન થા તર,' 'પર્યાય' કે 'નામધેય' વિગેરે શબ્દો આપવામા આવે છે અને તને સ્થાને દર્શાવાયેલા શબ્દો એકજ અભિ ધેયને વ્યક્ત કરે છે, પણ શ્રી ભગવતીજી સૂત્રના તમારા જણાવેલા ૬૬૪ (૬૬૫)મા સૂત્રમા 'એકાધિક, અનર્થાન્તર, પર્યાય કે નામધેય' તરીકે નામો નહિ જણાવતા અભિવચન તરીકે તે નામો જણાવેલા છે, તેથી તે અભિવચનો એકજ વસ્તુને કહેનાર હોય એમ કહી શકાય નહિ શ્રી આવશ્યકનિર્યુક્તિમા જેમ આકાશને ક્ષેત્ર તરીકે જણાવી પાછળથી વ્યજન પર્યાય માત્રની સરખાવટ લઈને ઇક્ષુક્ષેત્ર અને શાલિક્ષેત્રાદિકના કરણોને ક્ષેત્રકરણ તરીકે જણાવ્યા છે, તેમ અહિ પણ 'અભિવચન' શબ્દ સર્વથા એક અર્થને કહેવાવાળા એકાર્થિક કરતા અન્ય પ્રકારે એકાર્થિક કહેવાને માટેજ પ્રવતાવેલો છે કેમકે ઇક્ષુક્ષેત્રાદિનુ કરણ વાસ્તવિક રીતે દ્રવ્યકરણ બને છે પણ ક્ષેત્ર (આકાશ) કરણ બનતુ નથી અને તેથીજ ત્યા વ્યજન પર્યાયને પ્રાપ્ત એટલે માત્ર શબ્દોનીજ સરખાવટ લીધી છે, તેવી રીતે અહિ પણ અભિ વચન શબ્દોની સરખાવટને માટે માત્ર લેવામા આવે તો અડચણ જણાતી નથી વળી વ્યાકરણના નિયમ પ્રમાણે બે પદથી બનેલા શબ્દમા પહેલા અને પછીના પદનો લોપ તે સુટવા એ સૂત્રથી થાય છે અને તેથી 'ધર્માસ્તિકાય' એ નામ 'ધર્મ' અને 'અસ્તિકાય' એ બે પદથી બનેલુ હોઈ આગલના 'અસ્તિકાય' પદનો લોપ થાય ત્યારે માત્ર 'ધર્મ' પદ રહે અને તેથીજ સૂત્રકાર મહારાજે પણ ધર્માસ્તિકાયના

અભિવચનોમા પહેલુ 'ધમ્મે ઇવા' એમ કહી 'ધર્મ' શબ્દને જ અભિવચન તરીકે જણાવ્યો છે અને તે 'ધર્મ' શબ્દના પર્યાય (એકાર્થિક) તરીકે પ્રાણાતિપાતવિરમણાદિક ઇર્યાસમિતિ આદિકને લેવામા કોઈ જાતની અડચણ દેખાતી નથી ધ્યાન રાખવુ કે અધર્માસ્તિકાયના અભિવચનોમા પણ પહેલા 'અધમ્મે ઇવા' એમ કહ્યુ છે અને તેથી પ્રાણાતિપાત વિગેરે અને ઈર્યાસમિતિનો અભાવ વગેરે, અધર્મના અભિવચનો તરીકે જણા યા છે

**પ્રશ્ન ૭૩૩**—પૌષધ લઇને દેવવદન થયા બાદ 'મન્હ જિણાણુ'ની સજ્ઝાય સાધુ પાસે કીધી (કહી) હોય તો વ્યાખ્યાન હ્યા પછી ઇરિયાવહી કરી પહેલી સજ્ઝાય કહી કૈવી કે ગઇમુહપત્તિના માટે કહેલા ઇરિયાવહી અને રાઇમુહ પત્તિની ક્રિયા બાદ સજ્ઝાયનો આદેશ માગી સજ્ઝાય કહેવી આમા કાઇ ફેર છે ?

**સમાધાન**—સ્વાધ્યાયનુ મુખ્ય સ્થાન (સમયાથે) પડિલેહણ કર્યા પછી છે અને તેથી ત્યા સજ્ઝાય કરવી જોઇએ, પણ જેઓએ ગુરુ સમક્ષ પૌષધ ન લીધો હોય અને રાઇમુહ પત્તિ પડિલેહવા પહેલા જેઓ ગુરુ સમક્ષ પૌષધ ઉચરે તેઓ પૌષધ ઉચર્યા પછી પૌષધના આદેશની માફક પડિલેહણના આદેશ પણ ગુરુમહારાજ પાસે માગે છે તેથી તેઓને ત્યા ફરી સજ્ઝાય કરવાની જરૂર રહે છે

**પ્રશ્ન ૭૩૪**—દેરાસરજીમા પૂજન માટેની નિર્જીવ સામગ્રી જેવી કે રકાબી, વાટકી, કળશ વગેરેની પ્રભાવના કરવાથી દોષ લાગે ખરો ?

**સમાધાન**—પ્રભાવના એ બાલજીવોને ધર્મમા જોડવા માટેનુ સાધન છે તેમા બાલજીવોને ખેચનારીજ ( આકર્ષનારીજ ) વસ્તુઓ હોવી જોઇએ પૂજા, સામાયિક, પૌષધ વિગેરેના સાધના ધર્માર્પણ દાન તરીકે દેવાય તેમા હરકત નથી, પણ તેવી પ્રભાવનામા વણિકબુદ્ધિ ધારીને મનાતી મનાતી લાભની તીવ્રતા ઉચિત નથી પ્રભાવનાનો મુદ્દો તો બાલજીવોને ધર્મશ્રવણ તથા ધર્મક્રિયાઓમા જોડવાનો છે, આકર્ષવાનો છે, માટે બાલજીવો આકર્ષાય તેવી વસ્તુ વહેચવી તેજ પ્રભાવનાને અગે વ્યાજબી છે

**પ્રશ્ન ૭૩૫**—'એકલી આજ્ઞાને માન્ય કરીએ અને માર્ગાનુસારી પુરુષોનુ અનુકરણ ન કરીએ' એમ કહેનારા શુ સાચા છે?

**સમાધાન**—નિયોકનાથ શ્રી તીર્થંકરદેવની આજ્ઞા કોઈ પણ માર્ગાનુસારી સુદ્ધા, અમાન્ય કરી શકે જ નહિ, પણ માર્ગાનુસારી પુરુષોનુ અનુકરણ હોયજ નહિ એવુ કહેનારા ભૂલે છે તત્સબધી શ્રી સિદ્ધચક્ર પુસ્તક બીજુ, અંક પહેલો જુઓ

**પ્રશ્ન ૭૩૬**—ઊટડીના દૂધનો વિગઇમા ભેદ છે તો તેને અભક્ષ્ય કહેનારા આજે 'અભક્ષ્ય જેવુ છે' એમ કહે છે?

**સમાધાન**—દૂધના પાચે ભેદ ભક્ષ્ય છે પણ અભક્ષ્ય નથી એમ પચ્ચકખાણ ભાષ્ય, પચવસ્તુ, આવશ્યક વિગેરેથી સ્પષ્ટ થાય છે અને ઊટડીનું દૂધ વૃધારે કાલ સારૂ ન રહેવાથી નિવીયાતાના અધિકારમા શ્રાવકને માટે અયોગ્ય ગણાવ્યું છે, પણ તેટલા માત્રથી સર્વથા ઊટડીના દૂધને અભક્ષ્ય માનનારાની માન્યતા વ્યાજબી નથી વધુ માટે જુઓ શ્રી સિદ્ધચક્ર વર્ષ બીજુ, પા ૫૦૧, ૫૭૪, ૫૭૫,

**પ્રશ્ન ૭૩૭**—ભગવાન્ શ્રી મહાવીરદેવ, સંસારમા બે વર્ષ ઝાઝેરા રહ્યા તે મોહવશાત્ રહ્યા કે ભાવિભાવને જાણીને રહ્યા હતા ?

**સમાધાન**—ભગવાન્ શ્રી મહાવીરદેવનો, પોતાના માત પિતાની અનુકંપા (ભક્તિ) ને લીધે તેઓના જીવતા સુધી દીક્ષા નહિ લેવાની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ હતી પોતે દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે શ્રીનંદિવર્દ્ધન આદિ સ્વજનોએ કરેલી બે વર્ષ રહેવાની વિનંતિ સ્વીકારતા, પોતાનો દીક્ષાકાળ બે વર્ષ પછી છે એમ અવધિજ્ઞાનથી જાણ્યુ હતુ એ ખરૂ પણ તેઓનુ કંઇક અધિક બે વર્ષ ઘરમા રહેવુ થયુ તે મોહના ઉદય સિવાય તો નથીજ 'ભાવિભાવને જાણીને' એમ કહેવાથી મોહનો ઉદય ન હતો એમ તો કહેવાયજ નહિ નાશ થઈ શકે એવો પણ મોહનો ઉદય ભગવાન્ મહાવીરને તે વખતે હતો એમ શાસ્ત્રકારો સ્પષ્ટ જણાવે છે

**પ્રશ્ન ૭૩૮**—ભક્તામર સ્તોત્રમા ૪૮ કાવ્યો હોવાનુ કેટલાકો જણાવે છે જ્યારે કેટલાકો જણાવે છે કે અસલથી જ ૪૪ કાવ્યો છે, તો તે બેમા શુ માનવુ ?

**સમાધાન**—ભક્તામર સ્તોત્ર કરતા કલ્યાણમંદિર સ્તોત્ર પ્રાચીન છે એ વાત સર્વમાન્ય છે કલ્યાણમંદિરના કાવ્યો ૪૪ છે તેમા કોઇનો મતભેદ નથી, તો તે કલ્યાણમંદિરના અનુકરણથી પાછળથી કરાયેલા ભકતામર સ્તોત્રમા પણ ચુમાલીશ કાવ્ય હોય એ વધારે સંભવિત છે જેઓ ૪૮ કાવ્યો માને છે તેઓ પણ ૨૮ મામા અશોકવૃક્ષ, ૨૯ મામા સિંહાસન, ૩૦ મામા ચામર તથા ૩૧ મામા છત્ર માનીને ૩૨ મામા

ક્રમવોનુ સ્થાપવુ માને છે અર્થાત્ જો પ્રતિહાર્ય લેવા હોત તો ૨૭ મા કાવ્યમા અશોક વૃક્ષનુ વર્ણન કર્યા પછી સુર પુષ્પવૃષ્ટિ અને દિવ્યધ્વનિ નામના પ્રતિહાર્યનુ વર્ણન જતુ ક ન નહિ, ચામરના પ્રતિહાયનુ વર્ણન કરવા પહેલા સિહાસન પ્રતિહાર્યનુ વર્ણ ન કરત નહિ, તેમજ સિહાસન અને ચામરનુ વર્ણન કર્યા પછી ભામ ડલ અને દુદુભિના પ્રાતિહાર્યોને છોડીને છત્ર નામનુ પ્રતિહાર્ય કે જે છેલ્લા પ્રાતિહાર્ય તરીકે છે તેનુ વર્ણન કરત નહિ એટલુ જ નહિ પણ દેશના દેવા પધારતી વખતે શ્રી જિનેશ્વરદેવના ચરણકમલની નીચે દેવતાઓ જે કમલની સ્થાપના કરે છે તેનુ વર્ણન તે પ્રાતિહાર્ય ન હોઈ પ્રાતિહાર્યના વિભાગમા કરત નહિ કેમકે પ્રાતિહાર્યની સખ્યા તથા ક્રમ આ પ્રમાણે છે —

अशोकवृक्ष सुरपुष्पवृष्टिर्दिव्यध्वनिश्चामरमासन च ।
भामण्डल दुन्दुभिरातपत्र सत्प्रातिहार्याणि जिनेश्वराणा ॥१॥

આથી સ્પષ્ટતયા સમજી શકાશે કે ભક્તામરમા કરવામ આવેલુ વર્ણન નથી તો પ્રાતિહાર્ય માત્રનુ તેમજ પ્રાતિહાર્યોનુ વર્ણન તેના ક્રમવાળુ નથી, માટે શ્રીમાનતુગસૂરિજીએ આ પ્રાતિહાર્યોનુ વર્ણન ક વા માગ્યુ હતુ અને ચાર પ્રાતિહાર્યોનુ વર્ણન ચાલુ સ્તોત્રમા દેખાય છે, માટે બાકીના ચાર પ્રાતિહાર્યોના વર્ણનના ચાર કાવ્યો લુપ્ત થયા છે કે કોઇકે ભડાર દીધા છે એમ માનવુ અસ્થાને છે પ્રથમ તો, આઠ પ્રાતિહાર્યોના વર્ણનમા ચાલુ છે અને બાકીનાનુ વર્ણન લુપ્ત થવાનુ ભડારી દેવાયાનુ માનવુ તે વિચક્ષણોને ગ્રાહ્ય થાય તેમ નથી માટે શ્રી માનતુગસૂરિએ ચાર પ્રાતિહાર્ય અને કમલ સ્થાપના

વર્ણન, ધર્મોપદેશની, જગતના જીવોની સ્પૃહા કરવા લાયક, સમૃદ્ધિની સત્તા જણાવવા માટે કરેલુ છે અને તેથી જ ૩૩ મા કાવ્યમા, તે અશોકાદિના વર્ણન પછી ઉપસંહારમા 'इत्थं यथा तव विभूति એમ કહી વિભૂતિવાળા પ્રાતિહાર્યો તેમજ સૂર્યપ્રભાના અન્તરનો વિષય લેવાથી પ્રભા એટલે કાન્તિવાળી ચીજોનુ કાન્તિના અતિશયપણાનુ વર્ણન પૂર્વે કર્યુ છે તે સ્પષ્ટપણે ધ્વનિત કરે છે પુષ્પવૃષ્ટિ વગેરે પ્રભા એટલે કાન્તિના અતિશયવાળી ચીજો ન ગણાય એ સ્પષ્ટ જ છે ભામંડળમા રહેલી કાન્તિ દુનિયાદારીમા વિભૂતિ તરીકે ગણાતા પદાર્થોને મળતી ન હોય અથવા શ્રી જિનેશ્વર મહારાજના શરીરના તેજનુ તેમા પ્રતિબિંબિતપણુ હોઈ તે ભામંડળની સ્વયવિભૂતિ તરીકે ગણાતા કાન્તિમાન પદાર્થોમા ગણના ન કરી, અશોકાદિક કાન્તિમાનોની ગણના કરી હોય એમ ૩૩ મા કાવ્ય ઉપરથી પણ સ્પષ્ટ થાય છે અર્થાત્ ભક્તામરસ્તોત્રના ચુમ્માલીશ કાવ્ય અમલથી છે એમ માનવુ શ્રેયસ્કર છે

વળી વિભૂતિના વર્ણનમા ઉપસંહારવાળા કાવ્યમા જો આઠ પ્રાતિહાર્યોનુ વર્ણન હોત તો પ્રાતિહાર્યો તરીકે જ ઉપસંહાર થવો જોઈતો હતો અને તેથી सत्प्रातिहार्यनिचयस्त्वयाद्गमस्ति એવા જેવા આદ્યપદવાળુ કાવ્ય હોત તો અને તે પણ નથી, માટે પણ કેટલાક પ્રાતિહાર્યરૂપ વિભૂતિના વર્ણનવાળા માન્યા વાળુ ચુમ્માલીશ કાવ્યોનુ જ ભક્તામરસ્તોત્ર હોય એમ માનવુ યુક્તિસગત છે

પ્રશ્ન ૭૩૯—શ્રીરત્ન મરીને અવશ્ય છઠ્ઠી નરકેજ જાય કે અન્યત્ર પણ જાય ? છઠ્ઠી નરકેજ જાય એમ હોય તો તેવા અક્ષરો (પ્રમાણ) શેમા છે ?

**સમાધાન**—સ્ત્રીરત્નને શંખાવર્ત યોનિ હોય છે અને કામાતુરપણાની અધિકતા હોવાથી ગર્ભની નિષ્પત્તિ નથી એ હકીકત ધ્યાનમા લેતા તેણીનુ નરકગામિપણુ અવશ્ય હોય પણ તમામ સ્ત્રીરત્નો છઠ્ઠી નરકેજ જાય એમ માનવુ યોગ્ય લાગતુ નથી

**પ્રશ્ન ૭૪૦**—માથુરી વાચના કયા આચાર્યે કરી ? ત્યા લખાયુ કે વચાયુ ? તે અધિકાર કયા કયા ઠેકાણે છે ?

**સમાધાન**—શ્રી નન્દીસૂત્રના વચન પ્રમાણે શ્રી સ્કધકાચાર્યે મથુરામા શાસ્ત્રનો અનુયોગ પ્રવર્ત્તાવ્યો તે વખત સિદ્ધાત પુસ્તકારૂઢ થયો નહોતો, પણ શ્રી યોગશાસ્ત્ર અને જ્યોતિષ્કરડકના વચનોનો ભાવાર્થ એવો થાય ખરો કે બન્ને સ્થાને લખાયા

**પ્રશ્ન ૭૪૧**—અતિચારમા બોલાય છે કે 'વીજ દીવા તણી ઉજેહી લાગી ' તો વીજળી અચિત્ત કે સચિત્ત ? અને તે પુદ્ગલો વિસ્રસા કે પ્રયોગસા ?

**સમાધાન**—અતિચારમા જણાવાયેલી, ગણાયેલી વીજલી પ્રયોગકૃત અને સચિત્ત ગણવી, જો કે શ્રી ઉત્તરાધ્યયન નિર્યુક્તિના ચોથા અધ્યયનના પાઠને સ્વતત્ર વિચારીએ તો અચિત્ત વીજળી હોય એવો અર્થ નીકળે છે

**પ્રશ્ન ૭૪૨**—' વાયુકાય ઉઘાડે મુખે બોલ્યા ' એમ અતિચારમા બોલાય છે તો ઉઘાડે મુખે બોલવાથી વાયુકાયની વિરાધના-હિસા થાય છે ? કારણ કે ભાષાવર્ગણાના પુદ્ગલો ચઉસ્પર્શી છે અને બાદર વાયુકાય અષ્ટસ્પર્શી છે તો તે અષ્ટસ્પર્શી શરીરવાળા બાદર વાયુકાય જીવોનો ભાષાના પુદ્ગલોથી વ્યાઘા

થાય ? ઉઘાડે મુખે બોલવાથી સાવદ્ય ભાષા ગણાય અને સંપાતિમ જીવોના રક્ષણ માટે મુહપત્તિ રાખીને બોલવું જોઇએ તે યોગ્ય છે, પરંતુ વાયુકાયના જીવોને ઉઘાડે મુખે બોલવાથી ઉપદ્રવ થાય કે નહિ ?

**સમાધાન**—ભાષાવર્ગણાના પુદ્ગલો ચઉફરસી છે પણ સાથે નીકળતો વાયુ તો ( વાયુના પુદ્ગલો તો ) અષ્ટસ્પર્શી છે તો તદ્ દ્વારા વાયુની વિરાધના શ્રી દશા૦નીચૂર્ણિ ને યોગશાસ્ત્રની વૃત્તિ આદિથી સ્પષ્ટ જણાય છે જો ભાષાવર્ગણાથી વાયુની વિરાધના ગણીએ તો મુખે વસ્ત્ર રાખવું નકામુંજ ગણાય, કારણ કે ભાષાવર્ગણા તો ૩, ૪, ૫, સમયમા સમગ્ર લોકમા વ્યાપે છે

**પ્રશ્ન ૭૪૩**—પ્રસન્નચંદ્ર રાજર્ષિએ સાતમી નરક યોગ્ય કર્મદલિક બાધ્યા તે સમયે તેમને અનન્તાનુબન્ધીનો ઉદય, અને ભાવચારિત્રનો સર્વથા નાશ થયો હતો, તેવી બાબત કોઈ શાસ્ત્રમા છે ? અથવા અનન્તાનુબન્ધીનો ઉદય હતો પણ તે અનન્તાનુબન્ધી સંજ્વલનના ભેદરૂપે હતો અને તેથી ભાવ ચારિત્ર વિદ્યમાન હતું તેવા અક્ષરો કોઈ ગ્રંથમા છે ?

**સમાધાન**—અનન્તાનુબન્ધી આદિ ચાર ચાર ભેદો કરવા એમ શ્રી યોગશાસ્ત્ર ને લોકપ્રકાશાદિથી જણાય છે પણ શ્રી પ્રસન્નચંદ્રને તે લાગુ હતા કે કેમ તેનો સ્પષ્ટ ખુલાસો ધ્યાનમા નથી ભાવચારિત્રનો નાશ, તે પરિણામે માનવામા અડચણ નથી

**પ્રશ્ન ૭૪૪**—શ્રી ચતુર્વિધ સંઘને, શ્રી ભગવતીજી, શ્રી સ્થાનાગાદિસૂત્રમા શ્રી સંઘના ચાર ભેદ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ગણાવ્યા છે તેમા શ્રી નન્દીસૂત્રાદિમા શ્રી

સંઘને મેરુ આદિની ઉપમા આપતાં શ્રાવક શ્રાવિકાને મયૂર અને ભ્રમરાદિરૂપે અને શ્રી સાધુસમુદાયને શિલાસમુચ્ચય તથા નક્ષત્રાદિરૂપે જણાવેલ હોવાથી શ્રાવકશ્રાવિકા સાધુના અનુરૂપ અને સાધુઓને શ્રી સંઘના અવયવ તરીકે ગણ્યા છે તેને અને સાધુના સમુદાયનેજ શ્રી સંઘરૂપે સ્પષ્ટ પણે કોઈ પણ સ્થાને કહ્યો છે?

**સમાધાન**—નવાંગી ટીકાકાર ભગવાન્ અભયદેવસૂરિજી મહારાજ શ્રી સ્થાનાંગ અને શ્રી ભગવતીજીસૂત્રની ટીકામાં સમૂહના પ્રત્યનીકોને જણાવતાં શ્રી સંઘના પ્રત્યનીક સંબંધી વ્યાખ્યા કરતાં સ્પષ્ટ જણાવે છે કે—

सव्वोऽवि नाणदंसणचरणगुण विहूसियाण समणाण ।
समुदाओ पुण संघो गुणसमुदाओत्ति काऊण ॥ १ ॥

જ્ઞાન, દર્શન અને ચારિત્રના ગુણથી શોભતા એવા સાધુઓનો બધો સમુદાય તે સંઘ કહેવાય એના કારણમાં જણાવે છે કે સંઘ શબ્દનો અર્થ 'સમૂહ' થાય છે અને સાધુઓજ ગુણના સમૂહ એટલે સંઘરૂપ છે વળી એ વાત પણ સ્પષ્ટપણે જણાવે છે કે એક આચાર્યની પરંપરાવાળા સાધુઓનો સમુદાય તે કુલ અને કુલનો સમુદાય તે ગણ અને ગણનો સમુદાય તે શ્રી સંઘ કહેવાય અર્થાત્ ચાંદ્રાદિ કુલો અને કોટિકાદિ ગણોના સમુદાયને સંઘ તરીકે જણાવી શ્રી સંઘના અવયવ તરીકે સાધુઓ છે અને તેના વિરોધીઓ સંઘના પ્રત્યનીક છે એમ સ્પષ્ટ કરે છે એટલે શ્રાવકને પરિવાર રૂપે જણાવવામાં અડચણ નથી

**પ્રશ્ન ૭૪૫**—ત્રિલોકનાથ શ્રી તીર્થંકર મહારાજના ભવ

મા તેઓશ્રીએ જે જે કર્યું હોય તે માત્ર અનુમોદનીયજ છે પણ અનુકરણીય નથીજ એમ કોઇક સામાહિકની સત્તાવાળો ભગવાનના તદ્ભવમા વએલા અભિગ્રહના અનુકરણના નિષેધ માટે જણાવે છે તે વ્યાજબી છે?

**સમાધાન**—આ શ્રી સિદ્ધચક્રના ઘણા અ કોમા શ્રી અષ્ટકજી આદિ શાસ્ત્રોથી સાબિત કરવામા આવ્યુ છે કે ભગવાન્ શ્રી જિનેશ્વર ભગવાનનું મોક્ષસાધનાનું કર્તવ્ય અત્યત શ્રેષ્ઠ હોવાથી અનુમોદનીય હોવા સાથે અનુકરણીય છ એમ છતા જેઓ પોતાથી બોલાયેલા શાસ્ત્રવિરોધી વાકયો અને વક્તવ્યોને સુધારવાની કે સમાધાન આપવાની દાનત ધરાવે નહિ, પણ માત્ર પોતાનુ બોલાયેલજ વારવાર બો યા કર તથા છાપ્યા કરે તેનો ઉપાય કરવો અશકય હિ તો દ શમ્ય તો છે સમજવાની ઇચ્છાવાળાને માટે તો, જો તેઓ સર્વ શાસ્ત્રોમા મૂળ આધારભૂત અ ગો અને તેમા પણ મૂળભૂત શ્રી આચારાગનુ અવલોકન કર તો સ્થાને સ્થાને લખાયેલુ સ્પષ્ટતયા નજર તરે ( જોવાય ) કે શ્રી મહાવીર મહારાજ મોક્ષ મેળવવા માટે જે રીતે આચાર પાળ્યો છે તેવી રીત બીજા સાધુઓએ પણ પાળવાનો છે અત્યમા, દરેક તીર્થ કર ભગવાન્, શ્રી આચારાગના નવમા અધ્યયનમા, પોતાની ચર્યા એટલે પ્રવૃત્તિ જણાવે છે, એમ જણાવી શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર મહારાજે જે ચયા એટલે પ્રવૃત્તિ મોક્ષ સાધવા માટે આચરી તે જણાવી છે અને તે નવમા અધ્યયનના ચારે ઉદ્દેશાને અત્યે ' एसविही० ' એ ગાથા મૂકી છે અને તેમા તથા તેની ટીકામા સ્પષ્ટપણે જણાવ્યુ છે કે—

एष चर्याविधिः अनन्तरोक्तः अनुक्रान्तः-अनुचीर्णः माहणेणत्ति श्रीवर्द्धमानस्वामिना मतिमताविदितवेदेन बहुशः अनेकप्रकारं अप्रतिज्ञेन-अनिदानेन भगवता ऐश्वर्यादिगुणोपेतेन, एवम् अनेन पथा भगवदनुचीर्णेनान्ये मुमुक्षवः अशेषकर्मक्षयाय साधवो रीयन्ते गच्छन्तीति।

અર્થાત્ શસ્ત્રપરિજ્ઞા જે આ શ્રી આચારાંગજીનું પહેલું અધ્યયન છે ત્યાંથી માંડીને આ બધો આ શાસ્ત્રમાં જણાવેલો વિધિ, સમગ્ર વસ્તુને જાણનાર શ્રમણ ભગવાન્ શ્રી મહાવીરદેવે કોઈપણ પ્રકારની બાહ્ય અપેક્ષા સિવાય અનેક વખત આચર્યો છે, અને શ્રી ભગવાને આચરેલા, આજ રસ્તેજ બીજા પણ મોક્ષની ઈચ્છાવાળા સાધુઓ, સમગ્ર કર્મના ક્ષયાર્થે પ્રવૃત્તિ કરે છે સ્પષ્ટતયા આવો લેખ છે છતાં જેઓ ઔદયિક અને ક્ષાયોપશમિકનો વિભાગ ન કરે, સંસારહેતુ અને મોક્ષહેતુનો વિભાગ ન કરે અને માત્ર બોલ્યાજ કરે કે 'ભગવાન્ શ્રી જિનેશ્વરદેવોનું તે ( છેલ્લા ) ભવનું અનુકરણ હોયજ નહિં' તેનું શું કહેવું ? જેમાં મોક્ષ મળ્યો નથી તે પાછલા ભવોનું અનુકરણ કરવું કહેવું અને જે ભવમાં શ્રી જિનેશ્વર મહારાજે કલ્યાણના માર્ગો આદરી મોક્ષ મેળવ્યો તે ભવના અનુકરણનો, શક્તિ હોય ત્યાં પણ, અનુકરણીય ન માની, નિષેધજ કરવો એ શું ? એવો નિષેધ કરનારાઓ કયા ધ્યેયને ઉદ્દેશીને કહેતા તથા કરાવવા માગતા હશે તે સુજ્ઞોજ સમજશે

પ્રશ્ન ૭૪૯—અધિકારીનું લક્ષણ શું ?

સમાધાન—ઈચ્છાવાળો, પ્રસ્તુતને અંગે સામર્થ્યવાન્

તથા જેને માટે શાસ્ત્રકારોએ નિષેધ ન કર્યો હોય તે અધિકારી અધિકારીને અનધિકારી કહેનાર તો કુટિલ ગણાય

**પ્રશ્ન ૭૪૭**—ન ટળી શકે તેવી અવિધિવાળી ક્રિયા હોય તો પણ છોડવીજ જોઇએ ને !

**સમાધાન**—'અવિધિએ થાય તેના કરતા ન થાય તે સારૂ' એ ઉત્સૂત્ર ભાષા, પણ વિધિની જરૂર દરેક ધર્મ કાર્યમા છે, માટે તેનુ લક્ષ્ય રાખી અવિધિ ટાળવી' એ શાસ્ત્રવાક્ય છે

**પ્રશ્ન ૭૪૮**—'વર્તમાનકાલમા અપવાદમાર્ગ નથીજ, ઉત્સર્ગ માર્ગજ છે' એ કથન શું સાચુ છે ?

**સમાધાન**—શ્રી જૈનશાસનમા ઉત્સર્ગ' એ માર્ગ છે, તેવીજ રીતે 'અપવાદ' એ માર્ગજ છે છતા તેને અસદ્ વિધાન કહે તે શાસ્ત્રોને સમજે કેમ ? સ્થવિરકલ્પ તેમા દુઃષમ મલ છતા, 'આ કાલમા અપવાદ સેવાતોજ નથી' એમ કહેનાર, દેખાડવાના તથા ચાવવાના જૂદા દાંતવાળા ગણાય

**પ્રશ્ન ૭૪૯**—શાસ્ત્ર અને આજ્ઞાને પોકારનાર સાચા ખરા ને ?

**સમાધાન**—પોતાની કે પોતાના વડીલની શાસ્ત્ર વિરુદ્ધ તથા હઠવાળી વાચાને પોષનાર થઇને, લોકોમા શાસ્ત્ર તથા આજ્ઞાનુસારીપણાની છાપ મરાવા જનાર, 'મામાહસ' પક્ષીને ભૂલાવનાર ગણાય

**પ્રશ્ન ૭૫૦**—સમ્યકત્વની પ્રાપ્તિ કે આજ્ઞાની સંપૂર્ણ પ્રતીતિ સિવાય ધર્મ નહિ ?

સમાધાન—'દુર્ગતિમાં પડતા જીવાને બચાવે એ ધર્મ' આ વ્યાખ્યા અધૂરી છે એમ કહી આજ્ઞાભંગવાળી ક્રિયા પણ દુર્ગતિથી બચાવે છે એમ જણાવનાર 'ઘૂક' સિવાય બીજો કાણુ હોય? શાસ્ત્રકારો અપુનર્બંધકપણાથી પણ ધર્મની શરૂઆત ગણે છે.

પ્રશ્ન ૭૫૧—શાસ્ત્રના પુરાવા છતાં અનુકરણીયપણાને નિષેધ જ પકડી રાખે તેનું શું?

સમાધાન—'મોક્ષાર્થ અનુષ્ઠાન અનુકરણીય છે' એમ શાસ્ત્રના પુરાવા સાથે સેંકડો વચન જણાવાયા છતાં, કદાગ્રહને વશ થયેલો મનુષ્ય અન્યાન્ય વાતોને નામે અનુકરણીયપણાનો નિષેધ કરેજ જાય તેને શું કહેવું?

